man She won the victory, but the fight was hard She even attained the rank of an officer in the Legion of Honour

•

It is a French woman artist, Mademoiselle Dufau, who has been commissioned to execute important decorations for the Sorbonne, and France may be said to be in the advance guard of nations in her recognition of woman's work in other spheres than that of art Two notable women painters of the Belgian School to day may be mentioned Madame Marie Collart, who shows an admirable instinct for intimate rusticity and deep feeling, and Madame Henriette Ronner, an excellent artist of still life and, in remarkable contrast, of frolicsome kittens Finland, Germany, Austria, Spain, and Switzerland now boast women artists who have made a name in many branches of art, in portrait painting, in landscape, in *genre* pictures, and in illustration Many difficulties have beset their path, but, following the lead of the great French artist, Rosa Bonheur, they are "winning through" The few names mentioned here represent the many unnamed patient, able workers in art who are proud that their woman's genius, differing from man's in its intuition and emotion, may speak to the world in its own way to encourage, strengthen, and uplift

There is an old story that the East, albeit the Nearer East gave through a woman a great artistic gift to humanity "Kora known as the Virgin of Corinth and daughter of a potter named Butades," says the editor of *Women Painters of the World*, "sat one evening with her betrothed in her father's house A torch burned, a fire of wood bickered in a brasier, and threw on the wall in shadow a clear silhouette of the young man's profile Kora, moved by a sudden impulse, took from the hearth a charred piece of wood and outlined the shadow When her father saw the sketch she had made he filled in the outline with his potter's clay, thus forming the first medallion portrait Who knows whether it is reserved for the East of To day or To morrow to bestow through a woman a further artistic gift on humanity?

ANNIE A SMITH

*London*



THE ALEXANDRA NATIVE GIRLS ENGLISH INSTITUTION

(The first English School for Indian girls started in Bombay by the late Mr Maneckji Cursetji)

અલેકઝાન્ડ્રા સ્કૂલ

(સ્ત્રી છોકરીઓને ઇંગ્રેજી શીખવવા માટે સ્વર્ગવાસી મી૦ માણેકજી ખરશેદજીએ સ્થાપેલી પહેલ વહેલી નિશાળ )

# શાહેનશાહબાનુ અલેકઝાન્ડ્રા.

લેખક—સ્ત્રીબોધની તંત્રી.

" Down she goes, as the soft wind blows,
    To live more smoothly than mortal can,
To love and reign as queen and wife,
    To wear a crown that smells of a rose,
And still, with a sceptre as light as a fan,
    Beat sweet time to the song of life."

*Mrs. Browning.*

આજે સ્ત્રી કેળવણીની જય છે! સંસાર-સુધારાની વાહુવાનો ડંકો વાગ્યો છે! સ્ત્રીની સ્વતંત્રતાની ધ્વજ દેશમાં ચોમેર ઉડતી થઈ છે! સ્ત્રીને પુરૂષની ગોલામગીરીની નીચ હાલતમાંથી મુક્ત કરી તેની ભાગ્યણની સરખી સપાટી ઉપર આણી તેણીએ પરમેશ્વરથી મેળવેલો માનભર્યો દરજ્જો તેણીને પાછો અર્પણ કરવાનો આ જુગ છે. સ્ત્રી પુરૂષની બરોબરનીજ નહિ પણ કેટલીક બાબતમાં ચઢિયાતી છે એમ આજે સઘળી કેળવાયલી પ્રજાઓ મગરૂરી સાથે સ્વીકારે છે, પણ જે મહાજ્યી મહાબાનુની પવિત્ર પ્રેરણાથી ઘણીક માતાઓ અને પત્નીઓ સુખી થઈ છે, તેણીના રાજઅમલ હેઠળની મુખ્ય પ્રજા—એટલે બ્રિટિશ લોકો—ને સ્ત્રીજાતિ તરફના માન અને પૂજાની લાગણીમાં ઉતારી શકે એવી એકે પ્રજા સૃષ્ટિની સપાટી ઉપર જડશે નહિ.

હાલનો જમાનો જેટલો પોતાની નમુનેદાર પુત્રીઓથી તેટલોજ નમુનેદાર રાજમાતાઓની કીર્તિવંત કારકીર્દિઓથી તવારીખમા સોનેરી અક્ષરે નોંધાઈ રહેશે. જેમ મહાદેવી વિક્ટોરિયા ઈંગ્લંડનાજ નહિ પણ કુલ દુનિયાના રાજકર્તાઓ કરતાં શ્રેષ્ઠ થઈ ગયાં, તેમ અલેકઝાન્ડ્રા પૃથ્વીની રાજપત્નીઓમાં સર્વોત્તમ પદે પુગ્યા છે. ઈંગ્લંડ અને હિંદુસ્થાનની રૈયત એક માતાનાં બે બાલકના ઘાડા સંબધથી જોડાયલી છે, અને બહેનનાં સાટાંથી સંધાયલી એ બે કેવી ભાગ્યશાલી પ્રજા કે ઇતિહાસમાં પંકાયલાં સર્વથી શ્રેષ્ઠ રાજમાતાના સાલ્લાનું સુખ ભોગવવા પછી તુરતજ તેવીજ એક પૂજ્ય રાજપત્નીની પનાહનો લાહવો લેવાને નમીબવંત નીવડી છે! આડત્રીસ વર્ષની લાંબી મુદત સૂધી રાણી અલેકઝાન્ડ્રા પોતાના પાદશાહી પતિની પ્રજાઓ વચ્ચે પત્ની, માતા અને દરબારની શોભા સમાન મુખ્ય બાનુ દાખલ રહ્યાં છે, અને એ સમયમાં નિંદાની એક પણ ફુંક તેમને કલંક લગાડવાને બહાર આવી નથી. દેશને એકથી બીજે છેડે તેઓ પોતાના નીતિવાન સંસાર અને દુખિયાં તરફની દિલસોજીને માટે વિખ્યાતી પામ્યા છે. તેમની જન્મભૂમી ડેનમાર્કના લોકો પોતાની એક આગલી રાણી ડાગમારને વિશે બોલતાં હતાં તેમ બ્રિટિશ સલતનતની બાંહેધરીના આશિષ ભોગવતી પ્રજાઓ પણ કહી શકે

કે "તે આપણા દેશને માટે એક બોજો નહિ પણ આશીર્વાદ થઇ આવી, કારણ કે ગરીબોના દિલાસાને માટે તો તે ગોયા એક ફરેસ્તોજ આવી છે."

સમુદ્રના તુફાની મોજાની છોળોથી ધોવાતુ ડેનમાર્કનુ ન્હાનુ રાજ્ય યુરોપિયન પ્રૉટેસ્ટંટ પ્રજાઓ વચ્ચે ઘણો મોભો ધરાવે છે, અને પ્રસિદ્ધ લેખક લૉર્ડ ઍવબરીના શબ્દોમા "નકશાપર રોકે છે તે કરતા વધુ જગ્યા તવારીખમા રોકે છે" ડેન લોકો બ્રિટિશ લોકો સાથે બીજી કોઇપણ પ્રજા કરતા વધુ ગાઢી સગાઇથી જોડાયના છે પુરાણા કાળમા હજારો ડેનો સ્વેઇન અને કેન્યુટના ઝુડા હેઠળ બ્રિટિશ ટાપુઓમા આવી વસ્યા હતા, જ્યારે એજ વખતે ઇંગ્રેજોએ મોટી સખ્યામા ડેનમાર્ક જઇ પોતાનુ પ્હેલુ સસ્થાન વસાવ્યુ હતુ રાજા કેન્યુટના જમાનાથી ઇગ્લડ અને સ્કૉટલડના પાદશાહી કુટુબીઓ ડેનમાર્કના લડાયક શાહજાદાઓ અને સ્વરૂપવાન શાહજાદીઓ સાથે અરસપરસ લગ્નથી જોડાતા આવ્યા છે

ત્યારે પોતાની જન્મભૂમી છોડી પતિની પાદશાહતમા ભાગ લેવા આવતી શાહજાદી અલેકઝાન્ડ્રાને આવકાર દેતા આજથી નજદીક અર્ધી સદીની વાત ઉપર રાજ-કવિ ટેનિસને ગાયુ તે ખોટુ નહિ કે, "હે અલેકઝાન્ડ્રા! અમે સેક્સન અને નૉર્મન અને ડેન છિયે, પણ તને આવકાર દેવામા તો સઘળાજ ડેન છિયે' *

અલેકઝાન્ડ્રાનો જન્મ તા૦ ૧ લી ડીસેમ્બર સને ૧૮૪૪ ને દિવસે ડેનમાર્કની રાજધાની કોપનહેગનમા આવેલા ' ગ્યુન પાલે " નામના મેહેલમા થયો હતો એમના બાપ, શાહજાદા ક્રીસ્ચિયન ડેન્માર્કની ગાદીના સીધા વારસ નહોતા, પણ લગભગ નિરાધાર હાલતે રાજા છઠ્ઠા ફ્રેડરિકની દરબારમા આવી રહ્યા પછી પોતાના ગાદીવારસ પુત્રને સતાન ન હોવાથી તેણે એ શાહજાદાને પાલક કરી લીધો હતો, અને તેને લશ્કરમાં ઉચી પદ્વિ આપી હતી શાહજાદો ભર જુવાનીના ઉમ્બર ઉપર દાખલ થયો અને ઘરડા રાજા ફ્રેડરિકે જિદગીની મજલ સમાપ્ત કીધી, અને તેનો પાલક દીકરો રાજા ત્રીજા ક્રિસ્ચિયનના નામથી ગાદીએ આવ્યો

તખ્તની સીધી વારસ રાજાની બ્હેનની પુત્રી હેસે અને ગ્લુકસબર્ગના વશની શાહજાદી લુઇઝ હતી, પરતુ એક સ્ત્રી ગાદીએ આવતા રાજ્યને ધોકકો પુગવાનો ભય હોવાથી રશિયાના શહેનશાહે આ શાહજાદીનુ લગ્ન પાલક શાહજાદા ક્રિસ્ચિયન સાથે ગોઠવ્યુ હતુ, અને તેણીને પોતાનો હક પોતાના પતિને સોપવા સમજાવી આ ગુચવાડાનો નિર્ણય કરી રાખ્યો હતો ૧૮૪૨ મા એકમેકની સપૂર્ણ મરજી સાથે આ જોડાનુ લગ્ન થયુ, જેના પરિણામે છ બાળકોની પધરામણી થઇ આ માહેના ચારની સરજત યુરોપના તખ્તો શોભાવવાની નિવડી છે વડો પુત્ર ફ્રેડરિક ડેનમાર્કની બાપીકી રાજ-ગાદી ઉપર આવ્યો છે વડી પુત્રી અલેકઝાન્ડ્રા એક એવા પાદશાહની ભાર્યા થઇ કે કે 'જેનાં રાજ્ય ઉપર સૂર્ય કદી અસ્ત પામતો નથી' એક શાહજાદો જ્યૉર્જ ગ્રીસનો રાજાથયો છે, અને શાહજાદી ડાગમાર રશિયાના શહેનશાહ અલેકઝાન્ડરની પત્ની દાખલ ઘણા સુખી વર્ષો ગુજારી હાલ રડાપો ભોગવે છે

* "Saxon and Norman and Dane are we,
But all of us Danes in our welcome of thee
Alexandra!"

રાણી અલેકઝાન્ડ્રાની બાલપણની જિંદગી કરતાં વધુ ખુશકારક ચિત્ર આપણે કયાં મેળવીશું? માતપિતાના સુખી સંસારની નિર્મળ આબોહવા વચ્ચે આ સુંદર છોડ ખીલતો અને વધતો ગયો. અંતઃકરણની સ્વચ્છતા તથા મનની ખીલવણી માટે જે કંઇ અવશ્યનું ગણાય તેનો આ કુંવરીને લાભ મળતો. તેણીના માતપિતા કાલજી રાખતાં કે તવંગરીના લાડ અને મોજ શોખના પવનની સહેજ પણ હાણીકારક ધુંઇ તેમના બાલકોના નાજુક મગજને પુગે નહિ. ન્હાની અલેકઝાન્ડ્રા ખુલી મીઠી પટપટ કરવા શીખી ત્યારથીજ તેણીના મનપર ઠસાવવામાં આવ્યું હતું કે તેણીની સત્તા સર્વોપરી હોયજ નહિ. તેણીના સિપાહ બાપ અને શ્યાણી માતાએ તાબેદારીની છાપ ઘણી દૃઢતાથી બાલકોના કુમળાં મગજ ઉપર બેસાડી હતી. પરંતુ ન્હાની "એલિકસ" સુંદરતાનું સ્વરૂપ હતી એ વાત તો માતપિતાની ગમે એવી સંભાળ છતાં છુપી રહી નહિ, અને સ્વાભાવિક રીતે આ કુંવરી પોતાની ખુબસુરતી વિશે મગરૂર થતાં શીખી. ડેનમાર્કના બ્લુ આકાશ અને સમુદ્રનો પડછાયો ધરાવતી તેણીની ચમકતી મોટી આંખો અને સુવાલી, સફેદ બરફ સરખી ચામડીનો ચલકાત સર્વનું ધ્યાન ખેંચતાં, અને રોજ જ્યારે તેણી પોતાનાં ભાઇ બ્હેનો જોડે કસરત લેવા મહેલના બગીચાની બહાર પડતી ત્યારે ઘણાં લોકો પોતાનું કામ ભૂલી આ રમાને નિહાળવા ઉભાં રહેતાં.

પિતાના સંગીતના શોખનો વારસો અલેકઝાન્ડ્રાએ પુરેપૂરો મેળવ્યો છે, એટલુજ નહિ પણ ચિત્રકલા, ઘોડેસ્વારી, નખરાંબાજ નૃત્યકલા અને અંગબલને અવશ્યની ભિન્ન ભિન્ન કસરતોનું બ્હોલું શિક્ષણ તેણીએ પાંચથી પંદર વર્ષના ટુંક સમયમાજ સંપાદન કર્યું હતું. એ ઉપરાંત ચોકસીથી ચુંટી કાઢેલું ઊંચું સાહિત્ય—પોતાના તેમજ યુરોપના બીજા દેશોનું—આ કુંવરીના આતુર હાથોમાં મેલવાની ખાસ સંભાળ રાખવામાં આવતી, જેના પરિણામે અલેકઝાન્ડ્રાએ ઇંગ્લંડની ભૂમીમાં પોતાનો પગ મેલતાંજ એ દેશના સાહિત્ય વિશેની પોતાની વાકેફગારીથી ઘણા વિદ્વાનોને અચરત કર્યા હતા ફ્રેન્ચ, જર્મન અને ઇટાલ્યન ભાષાનો એજ પ્રમાણે પુખ્ત અભ્યાસ બાહોશ ઉસ્તાદોના હાથ હેઠળ કર્યો હતો

પણ આ તો સઘળી બહારની કેળવણી થઇ, જે તે જમાનામા એક પૈસામા પળાયલી અને લાડમાં ઉછરેલી રાજકુવરીને માટે પણ ખાસ અગત્યની નહિ ગણાતી એક સ્ત્રી અને ભવિષ્યની માતાને માટે અવશ્યની કેળવણી, જેને આપણે ઘરની કેળવણી કહિયે, તે પણ આ કુળવાન કન્યાને પૂરેપૂરી આપવાને તેણીના રાજવંશી માતા ભૂલ્યા હતા નહિ. શાહજાદો ક્રિશ્ચિયન એક સિપાહ બચ્ચો હોવાથી કાયદા—પછી તે દેશના હો કે ઘરના—પાળવામા ઘણો મક્કમ હતો; પણ તે પોતે કબૂલ કરતો કે એ બાબતમા તે બીજા બચ્ચાઓ કરતા "એલિકસ" ને લગાર વધુ છૂટ આપતો હતો માતા લુઇઝ પુખ્ત કેળવણી પામેલા હોવાથી ભરવા—સીવવાની કલામા પણ કુશળ હતા. વળી એક અબલાને અવશ્યના દયા અને પરોપકારના ગુણનો સંપૂર્ણ હીસ્સો પોતાની ધર્મી માતા તરફથી પામેલા હોવાથી પોતાની બેટીઓના કોમલ હૃદયમા એ ઝરો બાલપણથીજ વ્હેતો કરવાની તેમણે ખાસ સંભાળ લીધી હતી, જેના ફલ આપણી રાજમાતા અલેકઝાન્ડ્રાની ખંત અને ઉલટથી જન્મ પામેલા અને નીભતા અગણિત ધર્મખાતાઓમા આપણે ભોગવિયે છિયે. એ સદ્ગુણી માતાએ પોતાના બાલકોને કદીપણ ઠાલી ઠીક્યારી અથવા લખલૂટપણાની ટેવો પડવા દીધી હતી નહિ. પાદશાહી મિજલસમા અને ખાનગી મેલાવડાઓમાં પોશાક તેમજ ઘરેણા ગાંઠાના ઠાઠમાઠમા ઘણીક ઉમરાવજાદીઓ ડેનમાર્કની આ ગુલબદન

લાડનીઓપર સરસાઇ ભોગવતી અને માતા તુઇઝની વડાઇ હતી કે તેમની દીકરીઓના પોશાકની ધપ૭પ અને બનાવટ ઉપર તેઓ જાતિ દેખરેખ રાખતા હતા શાહજાદા ક્રિશ્ચિયનનો સસાર ગરીબ પણ ખરો સુખી હતો એક કેળવાયની અને તુનેહબાજ ભાર્ગ્યા તેમજ તાબેદાર અને સ્યાણા બાળકોના વ્હાનમા વિંટળાયલો આ ગરીબડો શાહજાદો પોતાને યુરોપના સઉથી શ્રીમત રાજકર્તા કરતા વધુ સુખી માનતો હતો ધીમે ધીમે દૈવત જેમ સમજતી ગઇ કે તખ્તના વારસ દાખન આજ કુવરનો હક મક્રમ થતો હતો તેમ તે તેના તરફ હાન અને વિશ્વાસથી જોવા શીખી, અને શાહજાદી તુઇઝે તો પોતાના સદ્ગુણોથી પ્રજાના અત કરણમા એવુ ઊંચુ ઘર કીધુ હતુ કે ક્રિશ્ચિયન ગાદીએ આ યા પછી દેશને થયના સઘળા લાભોને માટે તેઓ ખરા દિનથી રાણીનોજ આભાર માનતા, અને "આપણા રાજા—રાણીજ ખરા રાજકર્તા છે!" એ એક સાધારણ કહેણી થઇ પડી હતી

પ્રથમ તો આ પાદશાહી માતાએ પોતાના બાળકોને શરૂઆતનુ શિક્ષણ પોતેજ આપ્યુ, પરતુ જેમ જેમ તેઓનુ વય વધતુ ગયુ તેમ તેમ તેમની કેળવણીની જોખમદારી લાયક શિક્ષકોને સોપવામા આવી શાહજાદી અનેકઝાન્ડ્રાને ઇગ્રેજી ભાષા શીખાડવાને મિસ નુડસન નામે એક બાઇને રોકવામા આવી હતી અને સને ૧૮૫૮ થી આજ સુધી આ શિક્ષક અને શિષ્ય વચ્ચે ગાઢી મિત્રાચારી ચાલુ રહી છે મેન્ડ્રિંગહૅમના સાદા ઘરમા કે લડનના માર્લબરો હાઉસ તથા બકિંગહૅમ પેલેસના પાદશાહી દોરદમામ વચ્ચે હજી પણ આ માનિની શિક્ષક જેટલુ માન અને પ્રેમભર્યો આવકાર પામે છે, તેટલા થોડાજ પરોણાઓ મેળવવાને નસીબવત થતા હશે પોતાની એ વ્હાલી શિક્ષક પ્રત્યે રાણી અનેકઝાન્ડાના વફાદાર પ્રેમભાવનો એક અતિ રમૂજી દાખનો નોધાયનો છે એકવાર માર્લબરો મેહેલના સુદર બગીચામા તે નામદારે એક "પાર્ટી" કીધી હતી ત્યા એક તવગર અમેરિકન બાનુ પોતાના પતિની લાખો ડૉલરોની દોલતની એક જાહેરખબર પેરે પોતાનુ શરીર શણગારી આવી હતી અને અમીર ઉમરાવાની બાનુઓનુ અને મુખ્ય નામવર શાહજાદીનુ પોતા તરફ ધ્યાન ખેંચી તેમના મુખથી એકાદ શબ્દ સાભળવાનુ માન મેળવવાને ફાંફા મારતી ઉભી હતી તેવામા પાસે ઉભેલી એક અતિ સાદા પોશાકવાળી વૃધ્ધ બાઇએ કઇ સવાલ પૂછવાથી પેલી 'મોટા લોક શેઠાણી' એ લગાર કચવાઇને તુચ્છકારથીજ કઇ ટુંકો જવાબ વાળી ઉતાવલે પીઠ ફેરવી, કેમકે તેણીએ તેજ પલે નામદાર પ્રિન્સેસને પોતાની તરફ આવતા દીઠા હતા અને તેમના દેખતા આવી સાદી બાઇ સાથે વાત કરતા તેને શરમ ઉપજી પ્રિન્સેસ ઑવ વેલ્સ નજદીક આવતા તે હરખાઇ કે અતે તેણીની ધીરજનો બદલો મળવાનો વખત આવ્યો પણ જ્યાર તેણીએ જોયુ કે શાહજાદીએ તો પોતાને કશુ કોહુ આપ્યા વિના પેલી "હલકી' સ્ત્રી તરફ હર્ષભર દોડી મમતાથી તેણીના હાથ ઝાલ્યા ત્યારે તે બાપડીની નિરાશી અને અચરતી કેવી હશે! પ્યારથી આ સાદી બાઇના હાથને ચુબન કરી આ પાદશાહી યજમાન પોતાને હાથે તેને મિષ્ટાનથી તૃપ્ત કરવા ત્યાથી લઇ ચાલ્યા, અને પેલી અમેરિકન કરોડપતની તો ઉભી હતી ત્યાજ રહી ગઇ! વાચનાર ચેતી જશે કે આ ભાગ્યશાની મેમાન પ્રિન્સેસ અનેગ્ઝાન્ડ્રાના પ્રિય શિક્ષક મિસ નુડસન હતા

બાલ્યાવસ્થાના વર્ષો વહી ગયા શાહજાદી અનેકઝાન્ડ્રા ખીલીને સત્તર વર્ષની મનોહર નાગીને વેશે આવી, અને હવે તેણીને માટે કોઇ લાયક ભર્થારની શોધમા તેણીના

માતપિતા રોકાયાં. ખુદરતે એવી સરજત રચી હતી કે ઈંગ્લંડના તખ્તવારસ શાહજાદા આલબર્ટને માટે જિંદગીની ભાગ્યણની શોધમાં તેનાં પૂજ્ય માતપિતાનું પણ તેજ વખતે પડવું થયું, અને વળી સાથેજ પારકાં રાજ્યો જોડેનો સંબંધ મઝમ કરવા થકી ડેનમાર્ક જોડે ધાડી મિત્રાચારી બાંધવાની જરૂર રાજ્યાધિકારીઓને જણાઇ! યુરોપની ઘણીક કુળવાન કન્યાઓનાં નામ આ જોડાણને માટે સૂચવવામાં આવ્યાં અને રાણી વિક્ટોરિયાની પસંદગી એક જર્મન શાહજાદી ઉપર ઉતરી, પણ શાહજાદા આલબર્ટને કંઇ આ વાત રૂચી નહિ. એ જુવાનની રગોમાં બ્રિટનનું સ્વતંત્ર લોહી ઉછળતું હતું, અને પોતાને મનગમની પ્રિયા શોધી કાઢવાના દૃઢ નિશ્ચયથી તેણે આ શાહજાદીને વરવાની ના પાડી.

આ બીના સંતોષ સાથે નોંધી શકાય કે આપણાં નામદાર રાજા-રાણીનું લગ્ન પવિત્ર પ્યારનું પરિણામ છે. રાજકારોબારીઓની મસલહતો અથવા ભાડૂતી કાજ કરનારાંઓના આપસ્વાર્થિ હેતુઓનુ તત્વ તેમાં લેશભાર સમાયલું નહોતુ. આપણાં શહેનશાહને માટે કહી શકાય કે તેમનું હૃદય શાહજાદી અલેકઝાન્ડ્રાની ખુબસૂરતીથી પ્હેલીજ નજરે લેવાયું હતું. કહે છે કે એક દહાડે તે નામદાર કેટલાક જુવાન લશ્કરી મિત્રો જોડે વાતે બેઠા હતા, એવામાં તેઓ માંહેલા એકે પોતાની નજદીક આવેલી સાજવારી વિશે બોલતાં પોતાની પ્રિયાની સબી ખીસામાંથી ખેચી મગરૂરી સાથે પોતાના પાદશાહી મિત્ર આગળ રજુ કીધી શાહજાદાએ સાદા સફેદ પોશાકમાં સજ્જ થયલી એક કુમળી રૂપસુંદરીની મુખમુદ્રા પોતાની સામે જોઇ. મરોડદાર ભવાંની ચાંચી કમાન હેઠળથી ચમકતી બે સુંદર હસતી આંખો ખુશ સ્વભાવ અને કેળવાયલા મનની ગવાહી આપતી હતી. હંસને શરમાવે એવાં નાજુક સફેદ ગળાની આસપાસ બાંધેલી એક કાળી પટી એજ સાદો શણગાર તેણીની ખુબસૂરતીની કુદરતી શોભાને માટે પૂરતો હતો પ્રિન્સે ઘણીવાર આ કમળની કાન્તિ નિહાળી, અને પછી પોતાના મિત્રને મુબારકબાદી ઇચ્છી: "તમારાં ભવિષ્યના પત્ની ખચિત ઘણાં સુંદર છે હુ ખરા દિલથી તમને મુબારકબાદી ઇચ્છું છું." એમ કહી તેઓ સબી પાછી આપવા જતા હતા તેટલામા પેલો જુવાન્યો બોલી પડયો કે તેણે ભૂલથી જૂદીજ સબી રજુ કીધી હતી! અને તેમજ હતું. પોતાની પ્રિયાની પિછાન કરાવવાની ઉતાવળમા પેલા સિપાહબચ્ચાએ શાહજાદી અલેકઝાન્ડ્રાની સબી પ્રિન્સના હાથમાં ભૂલથી મેલી દીધી હતી, જે તેની ભવિષ્યની મહોરદારે પોતાને હાથે રંગી તેને ભેટ આપી હતી! આ બનાવમા શુ ખુદરતનો ગેબી હાથ નહિ હતો? બેશક હતોજ, કારણ કે અલેકઝાન્ડ્રાની ચપલ ચશમોએ તેજ પસે આલબર્ટના અંત કરણમાં એવો જુસ્સો પેદા કીધો જેની અસર કદી નાબુદ થઇ નથી પેલા જુવાન્યાએ સબી પાછી માગી, પણ શાહજાદે તે આપવાની ના પાડી સભાળથી પોતાના ખીસામા સેરવી દેતાં હમીને જવાબ દીધો "તમારે એનુ શુ કામ? તમારી પ્રિયાની સબી મળી એટલે બસ આવાં સૌદર્યવાળી નાજનીન મે કદી દીઠી નથી, અને આ ચિત્રના મૂળ સ્વરૂપને શોધી કાઢુ ત્યાં સૂધી હુ એ મ્હારી પાસેજ રાખીશ"

થોડા દિવસ પછી પ્રિન્સ રૂપેનહૈમના મેહેલમાં પોતાના માનાં કાકીની મુલાકાતે ગયો, જ્યાં પેલીજ રૂપસુંદરીનુ ચિત્ર દિવાનખાનામા જોઇ કાકીને પૂછતા તેઓએ આ શાહજાદીના સદ્ગુણોની એટલી તારીફ કીધી, કે તેણીને જોવા અને ઓળખવા તે અતિશય આતુર થઇ ગયો. શાહજાદી પ્રત્યેની પોતાના દીકરાની આ લાગણી રાણીમાતા અને રાજપિતા સમજી

ચુક્યાં હતાં, પરંતુ એ વિશેની બુમ બહાર ફેલાઇ ચુકી હતી એમ હાલ તુરત તેને નહિજ જણાવવાનું તેઓએ દરૂસ્ત વિચાર્યું. એ પછી એક વર્ષમાં ડેનમાર્કના ઇંગ્લંડની દરબારમાં વસતા એલચીને એ દેશ સાથનાં એવાં કઇ જોડાણના લાભોનું ભાન થતાં તેણે પોતાના પાયતખ્તના ઇંગ્રેજી એલચી સાથે એ વિશે પત્રવ્યવહાર ચલાવ્યો, અને આ બને કાબેલ અધિકારીઓ ઇંગ્લંડના પ્રધાનોને સમજાવવામાં ફતેહમંદ નિવડયા.

શાહજાદી અલેકઝાન્ડ્રાની અનુપમ ખુબસુરતી, કેળવણી અને દિલજીત રીતભાત વિશે એ અરસામાં પ્રિન્સે એટલું સાંભળ્યું હતું, કે હવે તો તે તેણીને મળવા અતિ તત્પર થઇ રહ્યો. આવો મામલો જોઇ બંને બોર્ડનાં માતપિતાએ આ જુવાન કુંવર-કુંવરીને મેળવવાની તક લીધી. આ ગોઠવણથી શાહજાદો વાકેફ હતો, પણ અલેકઝાન્ડ્રાથી વાત ખાસ છૂપાવવામાં આવી હતી. તેણીએ એટલુંજ જાણ્યું કે આ વખતે રૂપેનહૈમ તેણીને પિતા જોડે જવાનું હતું. પણ છેલ્લે વિચાર ફેરવી માર્ગમાં બે ત્રણ જોવા લાયક જગ્યાઓપર થોભવાનું પ્રિન્સ ક્રિસ્ચિયને ઠરાવ્યું, જેનું કારણ પાછળથી સમજાયું હતું.

સ્પીએરના પ્રખ્યાત દેવલની ઉમદા કારીગીરી તથા ચિત્રો વિગેરે જોવા તેઓ ગયાં અને ઇશ્વરપૂજાના આ પવિત્ર ધામમાં પગ મેલતાંજ પ્રિન્સ ઑફ વેલ્સ પોતાના શિક્ષક અને રસાલા સહિત તેમને સામો મળ્યો. શાહજાદો પોતાની બ્હેન તે ભવિષ્યની જર્મન શહેનશાહબાનુને મળવા અત્રે આવ્યો હતો, કારણકે આ શાહજાદી પોતે ભાઇનુ કાજ ગોઠવાયલું જોવા ઘણી ઇંતેજાર હતી. વિવેક પ્રમાણે પિછાન થવા પછી કોતરકામ અને ઉત્તમ ચિત્રકલા નિહાળતાં બંને પોતાની ટોલકીથી દૂર છૂટાં પડી ગયાં. વાતચીત દરમ્યાન પ્રિન્સ તો અલેકઝાન્ડ્રાની હુસ્યારી અને માહિતગારીથી છક્કજ થઇ ગયો, અને પેલી નકલી સબીની આ અસલ સૂરત જોતાંજ તેની વખાણની લાગણી હવે સ્વચ્છ પ્યારમાં ફેરવાઇ. શાહજાદીના મનપર પણ એવીજ કંઇ અસર આ મેલાપથી પ્રકટ થઇ હતી, અને ઇંગ્લંડના ગાદીવારસની સંગતમાં ગુજારેલા એ સુખી દિવસોનું સ્મરણ તેણીએ પોતાના અંતઃકરણમાં વહાલથી સંભારી રાખ્યું. પ્રિન્સે અલેકઝાન્ડ્રાની તારીફ અને પોતાના પ્યારની લાગણીથી ભરપૂર એક પત્ર તુરત પોતાના પિતાપર રવાના કીધો, જેની નોંધ લેતા આ નમુનેદાર રાજપતિ પોતાની નોંધપોથીમાં લખે છે કેઃ "શાહજાદી અલેકઝાન્ડ્રાની તારીફ સિવાય બીજું કઇ સંભળાતુંજ નથી. બંને જુવાન જીવો એકમેકને ખરાં દિલથી પસંદ કરતાં દેખાય છે." પ્રિન્સ હવે લાયક વયે પુગ્યો હતો, થોડા દિવસમાં તેની વીસમી વર્ષગાંઠનો અવસર હતો, અને પોતાના સપુતને પરણાવવાની ધામધુમો રચવામાં પ્રિન્સ-કોનસૉર્ટ ઘણા ઉલટથી રોકાયા.

આ પાદશાહી કાજ-વરટાલાંની વાત હવે પ્રજામાં પ્રસરતાં વાર લાગી નહિ, અને ઇંગ્રેજી તેમજ પ્રદેશી છાપાએ એ બીના છૂટથી ચલાવી. અલેકઝાન્ડ્રા અને આલબર્ટની સ્થિતિ આથી ઘણી કઢંગી થઇ પડી, અને બાપડી કુંવરીને તો રૂપેનહૈમ ખાતે તેણીની સખીઓએ બહુ પજવી. સ્પીએર ખાતેના મેલાપ તથા શાહજાદાના દેખાવ તેમજ વર્તણુક વિશે અનેક સવાલો પૂછી તેઓએ તેણીને એટલી કાયર કીધી, કે તેમનાં પટપટબોરાં મોઢાં બંધ કરવા શાહજાદીને પોતાના ખીસામાં છૂપાવેલી એક સબી કાઢી તેમને દેખાડવી પડી. "આ રહ્યો તે; મારી પાસે છે. જોઇ લ્યો હવે સહુ," તેણી બોલી, અને ત્યારેજ તે અધીરી સુંદરીઓ ચુપ થઇ.

પણ મનુષ્યનુ ધારેલુ સઘળુ પાર પડતુ નથી. આ શુભ કાર્ય સફળ થવાની ઘડીએ પ્રજાપ્રિય આલ્બર્ટની ભયભરેલી માંદગીના સમાચારથી મન આનંદ ગભરાટમા પડી. તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૮૬૧ ને દીને તેણે પોતાનો પવિત્ર આત્મા પરમેશ્વરને સોંપ્યો, અને જ્યા એક શાદીની વાત ખુશાલી મનાવવાનો અવસર હતો ત્યા માતમ અને ગમી વ્યાપી રહ્યા. આજ સુધી ફિકર-ચિંતાના સમુદ્રથી પણ ઓછા નગર ઉપરના શાહજાદાની જિંદગી આ પહેલા સખ્ત ફટકાથી ન કચવાઈ ગઈ, અને દુઃખ ભુલાવવા રાણીમાતાએ તેને તુરત લાંબી મુસાફરીએ મોકલ્યો. છેક ૧૮૬૨ ના નાતમા પાછો ફરતા તે પોતાની મનમોહન માશુકને રાજા લીઓપોલ્ડને ત્યા ફરી મળ્યો, ત્યા વિક્ટોરિયા પણ હતા. પહેલી જ મુલાકાતમા શાહજાદીએ પોતાના ભવિષ્યના સાસુ ઉપર ઘણી રૂડી અસર પાડી. વિક્ટોરિયા પોતાની આ નવી દીકરીથી ઘણા પ્રસન્ન થયા, અને જે પ્રેમી મિત્રાચારીની આ વખતે શરૂઆત થઈ તેની જડ વર્ષો જતા બન્નેના અંતરમા ઊંડી પેસતી ગઈ અને આ બખ્તાવર વહુએ પોતાના પૂજ્ય સાસુના હૈડામા નેવર ચૂકી એક વ્હાલી દીકરીની જ જગ્યા રોકી. તે નામદારની વ્હાલી મરનારી ચોગાજ દિવસમા આદરણીની ક્રિયા થઈ અને પ્રજાની નજરમા આ સગાઈ ઉપર હવે ઠેરની મોહર મરાઈ.

ઇંગ્લંડ અને ડેનમાર્કમા તો લોક હર્ષઘેલુ જ થઈ ગયુ, અને શાહજાદી પોતાને પિયર પાછી ફરતાજ રાજધાનીમા લગ્નની ગોઠવણ શરૂ થઈ. પ્રિન્સની એકવીસમી વર્ષગાંઠની સવારે આ ખુશખબરીભર્યા બનાવની ખબરથી વાકેફ થતા પ્રજામા જે ઉલટ અને ખુશાલી ફેલાઈ તેનુ બયાન કરવુ કઠણ છે. વિધવા રાણી રંડાપાના શોકસમુદ્રમા ગોથા ખાઈ ગયા હતા, જેથી સંસારમંડળો અને વેપાર ઉપર ઘણી માઠી અસર થઈ હતી. વ્હાલા વરના વિયોગનુ દુઃખ વિક્ટોરિયાને માટે એટલુ અસહ્ય નિવડ્યુ હતુ કે તેઓએ દુનિયા ત્યાગ કરી સન્યાસ સ્વીકાર્યો હતો એમ કહિયે તો ચાલે, અને વડો રાજપુત્ર પરણી દરબાર તેમજ સંસારસમાજને સુકાન વિનાના વહાણની આવી ડુબતી સ્થિતિમાથી છોડવે એ રૈયતને હરખાવનારી બીના હતી. થોડા દિવસમા ઇંગ્લંડની ભવિષ્યની રાણી પહેલી વાર પોતાના વરને વતન આવી શોકગ્રસ્ત થયેલા સાસુજીના માનને ખાતર આ શાણી વહુ તેમના જોડે એકાંતમાજ પોતાના લગ્નની તૈયારીઓમા રોકાઈ. ગ્રેટ બ્રિટનના ગાદીવારસના લગ્ન સમયે સઘળો માલ બ્રિટિશ બનાવટનોજ વાપરવો એવી રાણીમાતાની ઇચ્છા હોવાથી શાહજાદીએ પોતાના લગભગ સઘળા પોશાક જાતિ દેખરેખ હેઠળ ઇંગ્લંડમાજ તૈયાર કરાવ્યા, અને આ પગલા શાહી પહેલથી સ્વદેશી બનાવટને એટલુ ઉત્તેજન મળ્યુ, કે શાહજાદાના લગ્નથી દેશના વેપારની આબાદીમા અગત્યનો વધારો થયો.

લગ્નના શુભ પ્રસંગને માટે તા૦ ૧૦ મી માર્ચનો દિવસ ઠરાવ્યો હતો, અને મહિનાઓ અગાઉથી ઇંગ્લિશ તેમજ ડેનિશ રાજધાની ખાતે તેની તૈયારીઓ ચાલી રહી.

તા૦ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૬૩ ને દીને ડેનમાર્કની સુંદર શાહજાદી અલેકઝાન્ડ્રાએ પોતાનો બાપીકો દેશ છોડ્યો. (આપણે તે સેવટનો છોડ્યો એમ કહીશુ નહિ, કારણ કે એ કુંવરી જેવી હેતાળની દીકરી પોતાના માતપિતાને અથવા વતનને કદી ભૂલે અથવા વીસરુ મૂકે એ અસંભવિત હતુ—તેણીના વ્હાલથી વ્હેતા જીગર માટે તે અકુદરતી હતુ) પોતે ધારણ બાંધેલ નવે દેશ જવા ઉપડતી પ્યારી પુત્રીને ઘટતી ધામધુમો વચ્ચે વળાવવાને કુલ પ્રજા ઉલટભેર થઈ, અને રાજધાની છોડતી વખતનો તે દિલ ઉશ્કેરનારો દેખાવ અલેકઝાન્ડ્રાના

હૈડાંમાં સદાનો કોતરાઇ રહે એવો અસરકારક થઇ પડયો. લાખો લોકની હક અને હર્ષનાદથી કોપનહેગનના રસ્તા ગાજી રહ્યા, અને આ નરમ હૈડાંની નાજુક અબલા આંસુઓ વચ્ચે હસતી વફાદાર પ્રજાનો આભાર માની વીદાય થઇ.

પોતાનું વ્હાલું વતન છોડતી વખતનું ડેનમાર્કની આ દયાળુ દીકરીનું સહુથી છેલ્લું કાર્ય અત્રે નોંધવા યોગ્ય છે. પોતાના શુભ લગ્નનાં યાદગાર વર્ષમાંજ ગરીબ વર્ગની ૭ ડેનિશ કન્યાઓને પરણાવી સુખી કરવા અર્થે આ ભાગ્યશાળી કન્યા સાત હજાર રૂપિયાનું ધર્મદાન કરતી ગઇ.

પોતાનાં માત-પિતા અને ભાઇ બ્હેનોની સાથે શાહજાદી એન્ટવર્પ ખાતે આવી પુગી, જ્યાં સૂધી માર્ગમાં દરેક ઠેકાણે તેણીને ભારે માન મળ્યું હતું. અહિં બારામાં પડેલાં મહારાણી વિક્ટોરિયાનાં માનિતાં બારકસ "વિક્ટોરિયા એન્ડ આલબર્ટ" પર સ્વાર થઇ કન્યાએ પોતાની બાકીની મંજલ શરૂ કીધી. વાવટા અને ફુલપાનથી શણગારેલી "યૉટ" ગ્રેવસેન્ડના બારામાં લંગર નાખતાંજ ત્યાં ભેગાં મળેલાં તમાસ્ગીરોએ ખુશાલીથી એવો શોર મચાવ્યો, કે આ સાદી છોડી તેની ગર્જનાથી ચોંકી પોતાની માતાને બાઝી ફુજતી બોલી, "ઓ માતા, શું આ બધુ મ્હારે ખાતર હશે?"

અહિં વરરાજા આવી મળ્યો, અને લંડન સૂધીની મુસાફરી એવીજ ધામધુમ વચ્ચે પૂરી થઇ રાજધાનીનો તે વખતનો મહિમા પ્રખ્યાત લેખક થેકરેના સાદા સવાલમાં વર્ણવવો બસ થશે કે "સ્ત્રીજાતિની પેદાયશની શરૂઆતથી આજ સૂધીમાં બીજી એક પણ સ્ત્રીને આવો આવકાર મળ્યો હશે?"

આસાયશના બે દહાડા જવા પછી તે માંગલિક અવસરનો ભાગ્યશાલી પ્રહર ફાટયો, કે જેની આખી પ્રજા હોંસ અને ઉલટથી રાહ જોતી હતી. પૂર પાદશાહી ઠાઠમાં વિંડસરના મેહેલમાંથી નિકળી કન્યાનું સરઘસ વફાદાર પ્રજાના જયનાદ અને હર્ષનાદ વચ્ચે સેંટ જ્યૉર્જના દેવાલયપર જઇ પુગ્યું. ઇગ્લંડની તવારીખમા યાદગાર આ શુભ સહવારે સેંટ જ્યૉર્જનું મંદીર નોત્રેલાં નામચીન મેમાનોથી ખીચોખીચ ભરાઇ ગયું, અને હીરા મોતીના ઝલકાટ તથા પોશાકોના ભપકાથી એવો ભવ્ય દેખાવ બન્યો, જેને કોઇ બાહોશ ચિતારાની પીંછી પણ ભાગ્યેજ ઇનસાફ આપી શકે. પોતે ઉપજાવેલા ઉમદા ગ્રંથોથી પ્રજાનાં હૈડાંમાં કોતરાઇ રહેલા કીર્તિવંત ડિકન્સ, થેકરે, સ્ટેનલી, કિંગ્સલી અને ટેનિસન મુકરર કીધેલી જગ્યામાં જણાતા હતા, અને એજ માફક ખાસ વ આમ સઘળાં પોતાના દરજ્જા પ્રમાણે આગળ અને પાછળ ગોઠવાઇ ગયાં હતાં. વરરાજાની પધરામણીની ગડબડ સાંભળતાંજ દેવલમાં થોભતી હકને કંઇક ધીરજ આવી. મક્કમ કદમે અને દબદબાભર્યા રોબથી પોતાની જગ્યા પવિત્ર "ઑલટર" સનમુખ લઇ તેણે એક પલ નજર ઉંચકી ઉપલા ઝરૂખામાં બેઠેલી પોતાની વ્હાલી માતા ઉપર મમતાથી ફેરવી. પણ આ ગડબડ શાની? ગોપોની ગર્જના તથા રણસીંગડાના નાદ કોણને કાજે? દેવલમાં એકઠાં થયલાં પરોણાઓની અધીરાઇનું અંતે સેવટ આવ્યું. એ તો બખ્તાવર અલેકઝાન્ડ્રાની સ્વારી આવી પુગવાની નિશાની હતી થેકરેના સાદા શબ્દોમાં "એક કન્યા વરરાજાના ઉંબર ઉપર, તખ્તનાં પગથિયાં ઉપર" આવી પુગી હતી. શાહજાદી દેવલમાં દાખલ થઇ તે વખતના ચિત્તાકર્ષિત દેખાવનું ડિકન્સનું વર્ણન ખચિત અસરકારક છે: "તેણીનો ચ્હેરો અતિશય ફીકકો હતો, અને આદરયુક્ત ભય તેમજ અજાયબી તેપર ખુલ્લી

પ્રકટી નિકળી હતી પણ એક બીહની, ગભરાતી ધ્રુજતી કન્યાનો તે ચ્હેરો હતો નહિ આ તો કંઇ અગત્યનો ભાગ ભજવવાને તૈયાર, વિશેષ ગુણ ધરાવતી એક હિંમતવાન અમનાની મુખમુદ્રા હતી.. ...." બિશપ વિલ્બરફોર્સ આ દમામદાર દેખાવની નોંધ લેતા લખે છે "આ લગ્ન મે મ્હારી જિંદગીમા જોયલો સહુથી અસરકારક બનાવ હતો ઉપરથી જોતા ગણીમાતા ખુશાલી અને દબદબાભર્યા આ દેખાવમા ઊંડી લાગણીનુ વીચિત્ર તત્ત્વ ભેળતા હતા પ્રિન્સેસ ઑવ વેલ્સ શાત, હિંમતવાન, અને લાગણીથી ઉકળતી હતી. શાહજાદો હમેશના કરતા વધુ ટેકદાર રોબ સાચવતો હતો" આ લાગણીભર્યા અને ઐતિહાસિક બનાવની સહુથી ગભીર પળ તે હતી કે જ્યારે મરહુમ પ્રિન્સ કૉનસોર્ટે ગાયનમા ગોઠવેલી પ્રાર્થનાથી આખુ દેવળ ગાજી રહ્યુ, અને રાણી વિક્ટોરિયાએ દુ:ખભરી યાદથી પોતાનુ સર હાથોમાં નમાવ્યુ

જ્યારે શાહજાદી અલેકઝાન્દ્રા આસરે સીધારવાની તૈયારીઓમા રોકાયલી હતી ત્યારે એક દહાડે દરબારનો એક શાહજાદો બોલ્યો કે ઇંગ્રેજી વર્તમાન પત્રોપરથી જણાય છે કે ઈંગ્લડમા લગ્નને માટે જબરી તૈયારીઓ ચાલે છે, અને શાહજાદીને રૈયત કેવી ચાહે છે તે એ ઉપરથી સિદ્ધ થાય છે "હા, ધામધુમો તો બહુ ચાલે છે," શાહજાદીએ સદાની સાદાઇથી જવાબ દીધો, "પણ તે લોકો પોતાની રાણી અને શાહજાદાને ખાતર કરે છે. ઇગ્લિશ લોકો હજી મને ઓળખતા નથી તેઓને તે હજી શીખવવાનુ છે" આ ઉત્તરપરથી સિદ્ધ થાય છે કે આ જુવાન કુવરીએ પોતે ધારણ કીધેલા દેશની પ્રજાનો ચાહ અને માન જીતી લેવાનો ઠરાવ કર્યો હતો, અને આ ઉમેદ પાર પડવાના ઘણા પુરવા પ્રિન્સેસને પોતાની પરણેલી જિંદગીના પ્હેલાજ વર્ષમા અચુક આકારમા મળ્યા હતા જે ઉલટભર્યો આવકાર તેણીને પધરામણી વખતે મળ્યો હતો તેનુ જોસ વખત જતે વધતુજ ગયુ, અને જેમ જેમ આ ડેનિશ શાહજાદી નવા દેશમા વધુ પળોટાઇ તેમ તેમ પોતાના મમતાળુ ખવાસ અને જાતિ સાદાઇ તેમજ પવિત્ર વર્તનથી પ્રજાના હૈડામા વધુ અને વધુ જગ્યા મેળવતી ગઇ પિયરની સાદી અને લગભગ ખાનગી જિંદગી પછી દરબારના બાદશાહી દોરદમામ તથા મોજશોખથી કોઇ હલકા સ્વભાવની સ્ત્રીના મનપર માઠી અસર ઉપજવાનો ભય રહેતે, પરતુ આ શ્યાણી શાહજાદીને તો એવી ઉત્તમ કેળવણી મળી હતી કે એવી કશી ધાસ્તીનો સભવ રહ્યોજ નહિ તેણીના માનવત સાસુ તેમજ કુળવાન નણદોની પ્રશસા તે ઝટ જીતી ગઇ, અને રાણી વિક્ટોરિયાના સપીલા કુટુબમા તેણી "ફિરસ્તા"ની ઉપમાથી ઓળખાવા લાગી

જે નવી ગડભડઓરી જિંદગીમા તેણી દાખલ થઇ હતી તે અને આગળી શાત હાલત વચ્ચેના મહા તફાવતનો ખ્યાલ તેણીના બાલપણને લગતી નોંધાયલી અનેક વાતોપરથી વાચકો ઝટ ધરાવી શકશે એક દહાડો આ શણગારની શોખીન શાહજાદીએ પોતાની માતાને આતુરતાથી પૂછ્યુ, "માજી, કાઉન્ટેસ—ની પેઠે અમે પણ મસલિનના ફ્રૉક પેહરી કા નહિ ફરવા જઇયે?" "કારણ કે, દીકરી, મસલિનના ફ્રૉક ઘણા મોઘા થાય છે, અને તે પૂરા પાડવાની ત્હારા બાપની ગુન્જાસ નથી" માતાએ સાદાઇથી ઉત્તર વાળ્યો શાહજાદા ક્રિશ્ચિયનનો સસાર ગરીબ હતો અને "ગ્યુલ પાલે"મા ઝાઝા નોકરનફરોની દોડધામ નહિ હોવાથી દરેક બચ્ચાને પોતાનો ઓરડો તથા સરસામાન પોતે સાફ કરી ગોઠવવાની તેમજ ખાણાની મેજ ઉપર મદદ કરવાની તજેહ પાડેલી હતી પ્રિન્સે એકવાર નાસ્તાપર નોતેલા એક ગ્રહસ્થ યાદ કરે છે કે મેજ ઉપર માખણનો

ચપ્પુ ખાની થઇ જવાની માતાએ તેમને નહિ ફરમાવના નડી દીકરીનેજ નરમાશથી કહ્યુ "એલિસ, થોડું બીજુ માખણ નાખશો?" અને બ્રિટિશ સંતનતની આ ભવિષ્યની રાણી પોતાની માતાનો હુકમ બજાવવા હસતે મુખે દોડી

"ગ્યુલ પાને' ખાતેની નમુનેદાર સાદાઇના આવા તો અસખ્ય દાખલાઓ આપી શકાય પણ જેઓ શીખવા અને ટકેન કરવા ઇચ્છે તેઓને માટે એટલજ દષ્ટાંત પુરતુ ગણાવુ જોઇયે આજના દીલ્હારી અને આપવડાઇના જમાનામા આવા ઉદાહરણો આપણી ઉઘની આંખો સન્મુખ વારવાર રજુ થવાની જરૂરિયાત કોઇ ના પાડી નકરો નહિ એ ઉપરાંત મનુષ્ય વ્યવહારમા અવશ્ય જાળવવાનો સમય-સાવધતા (punctuality) નો કાયદો શાહજાદા ક્રિશ્ચિયને ઘણી સખ્તાઇથી પોતાના કુટુબ વચ્ચે અમલમા આણેલો હોવાથી રાણી અનેક શાહજાદા પોતે તે વિશે હમેશા ઘણા ચોકસ રહે છે એ રીતે સભાળ અને જતનથી બાનન યમાજ ખીલવેલી આ અને એવીજ બીજી ખાસ્યતોના મીઠા ફળ આજે બ્રિટિશ પ્રજા પોતાની રાજમાતાને આશિષ દેતી ભોગવે છે

રાજધાની ખાતેની ધમાલમાથી પરવારી નૉરફકના એકાંત પ્રગણામા સેન્ડ્રિગહમની પહેલીજ મુલાકાતમા પ્રિન્સેસે આસપાસ વસતા ગરીબો વચ્ચે પોતાનુ પરમાર્થિ કામ શરૂ કર્યું, અને ત્યારથી દરેક ઝુંપડામા તેણીનુ નામ પ્યારથી લવાય છે આ કામ તેઓ આજ સુધી ખરી ઉલટ સાથે બજાવતા રહ્યા છે તે વખતે મેહેલની આજુબાજુ આવેલા ગામડાઓ ઘણી કગાળ સ્થિતિમા સડતા હતા અને વેપાર રોજગારની ધમાલ વિના તે સઘળા બહારની દુનિયાથી એટલા અળગા થઇ ગયા હતા કે સુધરેલી દુનિયા ગોયા તેમની હસ્તીજ ભૂલી ગઇ હતી! જુવાનીના જોમ અને તનદુરસ્તીમા ખીલતી આ શાહજાદીની ઉલટ અનેક વધારા તથા ફેરફારોથી આ ગામોમા વસતા ગરીબોની સ્થિતિ સુધારવાને ઉભરાઇ

રાણી વિકટોરિયા હજી જાહેર જિંદગીમા ઝાઝો ભાગ નહિ લેતા હોવાથી મડળીની સઘળી ફરજોના બોજો પ્રિન્સેસ ઑવ વેલ્સને શીર આવી પડયો હતો અને દરબાર નાચરંગ ખાણીપીણી તથા અનેક જાહેર ક્રિયાઓ વચ્ચે તે નામદારનો વખત કેમ પસાર થતો તે જણાતુ નહિ દોરદમામમાથી થોડી વાર આરામ લેવા આ પાદશાહી જોડું વિડસર ખાતે ફ્રૉગમોરમા જઇ વસ્યુ જે સુંદર સ્થાન મકાનનો સબંધ પોતાના પહેલા બાળકના જન્મની પવિત્ર યાદ સાથે રાણી અને શાહજાદાના જીગરમા સદા જડાઇ રહ્યો છે જે બાળક મર્હુમ શાહજાદા આલ્બર્ટ વિકટર હતો

દીકરાના જન્મથી અનેક શાહજાદીની જિંદગીમા એક અગત્યનો સદ્દો ઉમેરાયો તેણીની મુખમુદ્રા ઉપર પડતા આ નવા પ્રેમના ઓળાથી અને નેત્રોમા ઝળકતા માતૃભાવના પવિત્ર નૂરથી તેણીની આગળની મોહક સુંદરતામા ઘણો વધારો થયો પોતાના પુત્ર પાછળ આ રાજવંશી માતા પ્રેમઘેલી થઇ અને પોતાની જાહેર ફરજોમાથી જેટલી પલો બચાવી શકાય તેટલી તેણી તે બાળક પાછળ રાકતી તેને પાવડાવાને વખતે તે અને તો થોડી પણ હલુસે બાળગૃહમા દોડી જઇ પોતાના કિમતી પોશાક ઉપર એક મોટુ સાદુ એપ્રન બાંધી લઇ એડીને નવડાવવામા પ્રિન્સેસ કેવી મોજ માનતા તે દાયા મેરી મગરૂરી સાથે યાદ કરે છે આ વડા પુત્ર ડયુક ઑવ કલૅરન્સના જુવાન વયે નીપજેલા મૃત્યુના અસહ્ય દુખ તળે રાણી

અલેકઝાન્ડ્રાની જિંદગી મહિનાઓ સુધી જે રીતે કચડાઇ ગઇ, તેજ દેખાડે છે કે આ પ્હેલાં બાલક તરફ માતાનો પ્રેમ કેવો અગાધ હતો.

અલેકઝાન્ડ્રાની પધરામણી સાથે જે ઉમેદો પ્રજાએ પોતાના મનમાં બાંધી હતી તે સઘળી પરણેલા સંસારના પ્હેલાં વર્ષોમાંજ પાર પડી. રાણીશ્રીના એકાંતવાસને લીધે લંડનનાં ખોહલાં મંડળની પ્રિન્સેસજ તાજ વગરની રાણી થઇ પડી; પણ જેટલી ઉલટથી તેઓ જાહેર તેમજ સંસારી મેલાવડાઓમાં ભાગ લેતાં તે કરતાં વધારે ખંતથી તેઓ સખાવતી ખાતાંઓ ખીલવવા પાછળ મંડયાં. તેમનાં અગણિત પરમાર્થિ કાર્યોનો પાયો સને ૧૮૬૩ ના જુન માસમાં નખાયો, કે જ્યારે તેઓએ સ્લફ ખાતે નાવારસ બાલકો માટે બંધાયલાં નવાં આશ્રમસ્થાનના વાસ્તાંની શુભ ક્રિયા પોતાના બખ્તાવર હાથે કીધી. વળી ૧૮૬૬ ના જુલાઇ માસમાં ફાર્નિંગહેમ ખાતે ન્હાના છોકરાઓ માટે એક એવાજ બીજાં મકાનનો પાયો નાખવાની તેમને હાથ થયલી ક્રિયા ખાસ નોંધવાજોગ છે, કે જયારે આ પ્રજાપ્રિય શાહજાદીએ પ્હેલીજવાર જાહેરમાં એક ન્હાનું ભાષણ કરી રૈયતનાં હૃદય ઉપર ઘણી અસર કીધી હતી.

સને ૧૮૬૫ ના જુન મહિનામાં પ્રિન્સને ત્યાં એક બીજા શાહજાદાની વૃધ્ધિ થઇ જે વડા કુંવરના અકાલ મરણથી આજે ઈંગ્લંડની રાજગાદીનો વારસ થયો છે, અને જેણે બે વર્ષ ઉપર આ દેશમાં પધારી સર્વ પ્રજાના દિલ જીતી લીધાં છે.

એ રીતે નામવર અલેકઝાન્ડ્રાના પરણ્યા સંસારનાં વર્ષો કુટુંબના વ્હાલ અને પ્રજાના આશિષ વચ્ચે સરળ પસાર થયાં. પણ સંપૂર્ણ સુખથી છલછલતા જિંદગીના મધુર પ્યાલામાં અચાનક એક ઝેરી કતરો ભેળાયો, જેની અસરથી આપણી આ વ્હાલી શાહજાદીની સ્થિતિ થોડી વાર ઘણી ચિંતાતુર થઇ પડી.

શાહજાદીની બાવીસમી વર્ષગાંઠનો શુભ અવસર સેન્ડ્રિંગહૅમના ગામડામા ભારે ઉલટથી પાળવામાં આવ્યો, જ્યાંથી લડન પાછા ફરવા પછી થોડે દિવસે પ્રજાએ જાણ્યું કે અલેકઝાન્ડ્રાને સંધીવાના ઘણા સખ્ત હુમલા સાથે તાવ લાગ્યો હતો એ ખબર પછી ચાર દિવસમાં રાજપુત્રને ત્યાં પુત્રીની પધરામણી થવાની વધાઇ જાહેર થઇ. હવે "સોસાયટી" નાં ફાકડાં પંખેરાઓ ખુશી થયાં કે શાહજાદીની "સુવાવડની પીડા" પતી ગઇ, અને નજદીક આવતી મોસમમાં અમીરશાહી ધામધુમોમાં ખલલ થવાની નથી! પણ સઘળાની વકીથી ઉલટુંજ થયું. અલેકઝાન્ડ્રાની નબળાઇ વધતી ગઇ, અને સંધીવાની કલતરથી બિછાણામાં હિલવાને પણ તેઓ અશક્ત થઇ પડયાં

અસહ્ય વેદના વચ્ચે દાહડાઓ અને રાત્રીઓ પસાર થઇ, અને ઊંઘ યા કરાર વિના શાહજાદીની હાલત અતિ ચિંતાતુર થઇ પડી. પણ સેવટે તે પરમકૃપાળુ પિતાએ પ્રજાની પ્રાર્થના સાંભળી, ધીમો સુધારો થતો જણાયો, અને ૭ માસની બેકરારી પછી પ્રિનસેસ ફરતીહરતી થઇ. આ બીકટ સમયમા શાહજાદીએ પોતાનું ધૈર્ય કેવી સ્તુતીપાત્ર રીતે સાચવ્યું હતુ તે તો તેમની સારવારમાં ખંતથી ખડાં રહેલા નણંદો, પતિ અને તબીબોજ વર્ણવી શકે. માત્ર એક કે બે વાર દુઃખ નહિજ ખમાવાથી શાહજાદીએ કંટાળીને મોત માગ્યું, પરંતુ તેમનાં નામવર સાસુમાયે સધ્યારો આપ્યો "વ્હાલી એલિક્સ, ત્હારે મોતનો વિચાર નહિ કરવો જોઇયે. તું અમારે ત્યાં સુખ પાથરતી આવી છે, અને તને ખોહવાનું અમને પાલવે નહિ."

બિછાણે પડવા પછી બરાબર એક વર્ષે અલેકઝાન્ડ્રા જાહેરમાં દેખાવ દેવાને શક્તિવાન થયાં. પણ હજી તેમના પગનું દર્દ પૂરેપૂરૂં નાબુદ થયું હતું નહિ, અને લાકડીનો ટેકો લઇ તેમને ખોડાં ચાલતાં જોઇ 'સોસાયટી'ની કેટલીક મૂર્ખ બાનુઓએ પણ તેમની નકલ કરી ખોડાઇને ચાલવાની ટેવ પાડી, અને સમજુઓની હાંસીમાં આવી પડી! પ્રિન્સેસ અલેકઝાન્ડ્રાનો દર્દમાંથી મુક્ત થતાં પ્હેલો વિચાર બીજાં દર્દીઓ માટે હતો. પોતે સાજા થવાની ખુશાલીમાં લંડનની મોટી હૉસ્પિટલોમાં દર્દીઓના મન રંજન કરવાને માટે તેઓએ અનેક હિલચાલો ઉભી કીધી. વળી પ્હેલી તકે તેઓ સેંટ બાર્થોલોમ્યુની હૉસ્પિટલની મુલાકાતે ગયાં, જેની સભાના પ્રિન્સ પોતે અધ્યક્ષ હતા. હજારો લોકોએ આ વખતે મકાનની બહાર ભેગાં થઇ ખુશાલીના પોકારોથી પોતાની માનિતી શાહજાદીને લાંબે વખતે જોતાં વધાવી લીધી. દર્દીઓને ખુશી કરવાને આતુર પ્રિનસેસ ઑવ વેલ્સે પોતાના પગની પીડા છતાં નજદીક ૪૦૦ દુઃખિયાંઓના બિછાણા આગળ જઇ ધીરજ અને દિલાસાના મીઠા શબ્દોથી તેમનું દુઃખ ઓછું કીધું. એજ પછી ત્રણ માસમાં પ્રિન્સના ન્હાના કુટુંબમા એક બીજી મીઠી કુંવરીનો વધારો થયો, જે માતાની ખાસ કદરવંત દીકરી શાહજાદી વિક્ટોરિયા દાખલ રૈયતને ઘણી પ્રિય છે.

આ પછી તબીબોની સલાહ મુજબ આ રાજવંશી જોડું ઇજીપ્ત જવા ઉપડયું. અહિ બાદશાહી દોરદમામ સાથે ખડતલ રખડ અને રંજની મિશ્રીત મોજ ચાખી પ્રિન્સેસ પોતાને દેશ પાછાં ફર્યાં. આ મુસાફરી દરમ્યાન શાહજાદીની સાદાઇની તેમજ હાડમારીઓ તથા નહિ ધારેલી અડચણો ખુશ સ્વભાવથી ખમવાની ઘણીક વાતો બહાર આવી છે, જે માહેલી એક અત્રે નોંધી લેવાની લાલચ અટકાવી શકાતી નથી. ઇજીપ્તના મુસલમાન વાઇસરૉયે ગ્રેટ બ્રિટનનાં આ ભવિષ્યનાં રાજારાણીની મેમાનદારી માટે કેવી અપૂર્વ ગોઠવણો રચી હતી તે તો "અરેબિયન નાઇટ્સ" માહેલા એક કીસ્સા પેઠે વંચાય છે. પોતાના આ જજમાનના માનને ખાતર શાહજાદી એક દહાડે તેના પાદશાહી જનાનખાનામાં તેની માતા જોડે ખાણું લેવા પધાર્યાં, જ્યાં "દેશ તેવો વેશ" એ કહેવત પ્રમાણે રેવાજ મુજબ સોનાના પાટલાપર બીરાજી છૂરીકાંટાના દાદ વિના હાથવડે ખાણું ખાઇ પોતાની યજમાનને ઘણી રાજી કીધી.*

ઇંગ્લંડ પાછા ફરવા પછી પાંચ મહિને શાહજાદીએ એક ત્રીજી બેટીને જન્મ આપ્યો જે પોતાના મામાના દીકરાને પરણી આજે નૉર્વેના નવા રાજયબંધન પ્રમાણે તેની ભાગ્યશાલી રાણી થઇ છે. એ પછી બે વર્ષે શાહજાદો જૉન અવતર્યો હતો, જે કુમળી કલી સૂર્યની રોશની માત્ર એકજ દિવસ નિહાળી કરમાઇ ગઇ.

ઇજીપ્તની મુલાકાતની ખુશકારક યાદ રાણી અલેકઝાન્ડ્રાના જીગરમાં ખાસ જગ્યા રોકે છે, કેમકે નવા દેશો જોવા અને નવી પ્રજાઓને પિછાનવાની પોતાની ઉમેદ તૃપ્ત કરવાની આ એકજ તક તે નામદારને મળી હતી. રાજા એડવર્ડની હિંદુસ્થાન ખાતેની યાદગાર મુસાફરી

* આ બાવ સનાથ સરખાવતાં આ લખનારે એક વાર જોયલો આ બીજો બનાવ કેવો લાગશે, કે જયારે એક ગામડાની મેજબાનીમા મુંબઇની એક "સુધરેલી" પારસણ બાઇએ ભોંયપર બિછાવેલી પંગતે જમવાની આનાકાનીઅર્થ અનેક નખરા કરી પોતાનાં "ગામડયા"મા ખપતાં પણ "સુધારાવાળાં"ને શરમાવે એવાં ખરા કેળવાયલાં યજમાનોનાં દિલ પોતાની બેઅદબ વર્તણૂકથી દુઃખવ્યાં હતા!

વખતે તેમની જોડે આ દેશ આવવાની તેમની ઘણી ઇચ્છા છતાં અનેક કારણોને સબબે પોતાની આ દેશની વફાદાર પ્રજાની નાઉમેદી વચ્ચે તે વિચાર પડતો મેલવાની ફર્જ પડી હતી. એ નિરાશા જેટલી •તેમને તેટલીજ બલકે તે કરતાં ઘણે દરજ્જે અધિક તેમની વિશ્વાસુ હિંદી રૈયતને લાગી હતી, કે જેઓની પોતાનાં આ પૂજ્ય રાણી પ્રત્યેની ફીદાગીરીનું તોલ તે નામદારની વહુની (હાલના પ્રિન્સેસ ઑફ વેલ્સ) સને ૧૯૦૫ માં થયલી પધરામણી વખતના તેમના હરખ અને જોસમાં થયું છે. નામદાર પ્રિન્સ ઑવ વેલ્સને હિંદી પ્રજાએ પોતાના ભવિષ્યના શહેનશાહ દાખલ માનભર્યો આવકાર આપ્યો, પરંતુ તેની સૌભાગ્યવંતી પત્નીને જે હર્ષ અને વ્હાલથી અત્રે વધાવવામાં આવી તે ભવિષ્યની રાણી લેખે નહિ, પણ માતુશ્રી અલેકઝાન્ડ્રાની પનોતી વહુ દાખલ, શહેનશાહબાનુની અંગત પ્રતિનિધી દાખલ, રાજમાતાના પ્રજા પ્રત્યેના પ્રેમ અને કાળજીની ખુલ્લી જામીનગીરી દાખલ હિમાલયથી કન્યાકુમારી સૂધી તેણીના માર્ગમાં પુષ્પો વરસાવવામાં આવ્યાં છે.

ગમે એવા સંજોગો વચ્ચે ઘરનું ખરૂં સુખ પેદા કરવાની કુનેહથી ખુદરતે આપણાં રાણીમાતાને નવાજેલાં હોવાથી, જો પાદશાહી મેહેલને બદલે ગરીબડાં ઘર સાથે તેમની સરજત જોડાઇ હોત, તોપણ આજે જે સુખકારક પરિણામ નીપજ્યું છે તેજ આવત એમાં કશો સંદેહ નથી. તે નામદાર ખરી સુંદરતાનાં કેવાં આશક છે તે તેમના મેહેલોની રચના અને અએવાનોના ઊંચા હુન્નરથી ભરપૂર શણગાર પુખ્ત સાબેતી પૂરી પાડે છે. એ સઘળું તેમના કરવૈયા હાથ અને અકલમંદ ભેજાંની કિંમતી સૂચનાથી થાય છે. લાં દિલને રાહાત અને આંખોને તાજગી બખશનારા ઠંડા રંગોનુ આનદકારક મિશ્રણ એક ચિતારાની કલાને જેબ આપે એવું હોય છે. નવી નવાઇઓના સગ્રહો ભરી મકાનોને પ્રદર્શન જેવાં બનાવવાના ઘેલા પવનને તેઓ તરફથી કદી ઉત્તેજન મળ્યુ નથી, અને જેમ પહેરવાશમાં "ફૅશન"નાં ગોલામ થઇ દરેક ઘટતી અથવા અણઘટતી ઢબ ધારણ કરવાનું તેઓ ધિકારે છે, તેમજ ઘરશણગારમાં પણ એજ ફાંટાખોર દેવના પૂજારી થઇ "છેલ્લામાં છેલ્લાં" ધતિંગો સ્વીકારવાને તેઓ સાફ ના પાડે છે, અને તેથીજ તેમના મોટા મેહેલો માત્ર જોવાનાં ભપકાદાર પ્રદર્શનો નહિ પણ મનુષ્યની હાજતોને અગત્યનાં સુખ સગવડથી ભરપૂર વસવાનાં ઘરો છે.

ગૃહસ્વામિની દાખલ રાણી અલેકઝાન્ડ્રાના માયાળુપણા અને કદરદાની વિશે તો બે મત છેજ નહિ. પોતાની સાદાઇ અને ખુશમિજાજી પરોણાગતથી તેઓ પરોણાઓપર એવી અસર કરે છે કે પોતાની યજમાના એક સાધારણ દરજ્જાની સુદર, ભલી બાનુ કરતાં કઇ વધારે હોય એમ તેઓ ભૂલીજ જાય છે. ફીલસૂફો અને વિદ્વાનો જોડે તેમનાજ માનિતા વિષયોપર તકરાર ચલાવવાને કદાચ તેઓ અશક્ત હોય, તોપણ ખરે વખતે ખરો શબ્દ બોલવાની તેઓની કુનેહ ખાણાની મેજપર તેમની જોડમાં બીરાજવાનુ માન મેળવનારા વિદ્વાનોને પણ વારે ઘડીએ છક કરે છે.

જે અસંખ્ય પ્રજાપયોગી કામોમાં આપણાં શહેનશાહબાનુએ પોતાના અમૂલ્ય વખતનો, બુધ્ધિબલનો અને પોતાના ધનનો હિસ્સો આપ્યો છે, તેની વિગતવાર નોંધ લેવાનુ મુશ્કેલ કામ તેમની નમુનેદાર જિંદગીના કોઇ વિસ્તીર્ણ વૃતાંતને માટે રહેવા દઇ, સને ૧૮૭૯ ની

માત્ર-એકજ ટુંક મોસમ દરમિયાન તેમની થોડીક રોકાણોની એક ન્હાની ટીપ અત્રે રજુ કરૂંછું, જેથી પ્રિય વાચકોને એ ભલી બાનુના પોતાની પ્રજા પ્રત્યેનાં અનંત વ્હાલ અને કાળજીનો કંઇક ખ્યાલ આવશે.

એપ્રિલ ૧૪. સાજાં થવા આવેલાં દર્દીઓ માટે હનસ્ટેનટન ખાતે એક આશ્રમઘર ઉઘાડ્યું.
મે ૫. ભાડુતી ગાડી હાંકનારાઓની ધર્માદા સભાનાં વાર્ષિક ખાણાંપર બીરાજ્યાં
,, ૧૫ લકવા તથા ફીફડાંના દર્દને લગતી લંડનની વેસ્ટ એન્ડ હૉસ્પિટલના ફંડની મદદને માટે ફેન્સી બઝાર ખુલ્લું મેલ્યુ
,, ૨૧ ખઈ તથા છાતીના દર્દોની હૉસ્પિટલના લાભાર્થે વેન્ટનર ખાતે બઝાર ખુલ્લું મેલ્યું.
જુન ૪ હર્ટફર્ડ બ્રિટિશ હૉસ્પિટલની મુલાકાતે ગયા.
,, ૧૭ નૉર્ફક અને નૉરિચના પ્રગણાઓનાં નવાં ધર્માદા દવાખાનાનો પાયો નાખ્યો.
,, ૨૨. મ્હાદાં બાલકો માટેની ગ્રેટ ઑર્મંડ સ્ટ્રીટની હૉસ્પિટલની મુલાકાતે ગયાં.
,, ૨૪. હૉર્નસી રાઇઝ ખાતે અલેક્ઝાન્ડ્રા ઑર્ફનેજને લગતી નવી શાલા અને મકાનો ખુલ્લાં મેલ્યા, અને આઇલિંગટનના વર્કહાઉસની મુલાકાતે ગયાં
,, ૨૬. વેસ્ટ એન્ડ હૉસ્પિટલના વાર્ષિક ખાણાંપર બીરાજ્યાં
જુલાઇ ૬. મુગાં તથા બહેરાંઓ માટેના સેન્ટ સેવિયરના દેવલની મુલાકાતે ગયાં
,, ૭ લિસ્ટર સ્કવેરમા ફ્રેંન્ચ હૉસ્પિટલનો એક વધારાનો ભાગ ખુલ્યો, અને ફ્રેંન્ચ ધર્માદા ખાતાઓના લાભાર્થે રચેલા મેલાવડામાં પધાર્યાં.
,, ૮. નિરૂપાય રોગોને લગતી હૉસ્પિટલના નવાં મકાનનો પાયો નાખ્યો
,, ૯ અપર નોર્વૂડ ખાતે આંધળાંઓ માટેની રૉયલ નૉર્મલ કૉલેજની મુલાકાતે ગયાં
,, ૧૫ હેમ કૉમન ખાતે નૅશનલ ઑર્ફન હોમ જોવા પધાર્યા.
,, ૧૭ બ્રૉમ્પટન ખાતે ક્ષય રોગની હૉસ્પિટલના વધારાનાં મકાનોનો પાયો નાખ્યો.
,, ૧૮ છોડીઓને માટેની નૉર્થ લંડન કૉલેજ સ્કૂલની વિદ્યાર્થિઓને ઈનામો વ્હેંચી આપયાં

પ્રિય વાંચનાર, આ તો ત્રણ મહિનાના કામની એક નોંધ માત્ર છે. એ ઉપરાંત બીજા અનેક જાહેર મેલાવડાઓ અને ખાનગી મિજલસો તે નામદાર પોતાની હાજરીથી શોભાવે છે, જેની ગણત્રી રાખવી સહેલ નથી. આપણે જોયું કે ઉપલી ટીપમાં નોંધેલાં ખાતાંઓ મોટે ભાગે દુઃખી-દર્દીઓના આરામ અને સુખને માટે સ્થાપેલાં ગૃહો છે. ૧૮૭૯ પછીના લગભગ ત્રણ દાહેકાના લાંબા સમયમાં ઇંગ્લંડની પરમાર્થિ પ્રજાના ઇતિહાસને શોભા પમાડનારાં એવાં તો બીજાં કંઇક ખાતાંઓની સ્થાપના થઇ છે, જે સઘળાંને પાદશાહી કુટુંબનો મોટો ટેકો આવુ મળ્યો જાય છે જેમ નવાં ખાતાંઓ વધે તેમ તેમને ભ્રજા-પ્રિય કરવાને નવી યોજનાઓ ઘડવી પડે એ તો જાણીતું છે, અને તે સઘળી ગોઠવણોમાં રાણી અલેક્ઝાન્ડ્રાના જેટલાં ઉમંગી થોડાંજ હશે, અને થોડીજ થેલીઓનાં મોઢાં એ રાજમાતાની થેલી જેટલાં ઝડપથી ઉઘડતાં હશે.

રાજધાનીની ગડબડખોરી જિંદગીની આવી અણહદ રોકાણો વચ્ચે પણ બીજી "ફૅશનેબલ" અને "સોસાયટી"ની મોજ મજાહોમાં ચકચુર સ્ત્રીઓ કરતાં પ્રિન્સેસ પોતાના બાલકોપર વિશેષ ધ્યાન આપતાં. માર્લબરો મેહેલના રાજવંશી દોર વચ્ચે પણ ઇંગ્લંડનાં આ ન્હાનાં કુંવરો અને કુંવરીઓને અતિ સાદાઇથી ઉછાર્યાં હતાં. તેમનો ખોરાક ઘણોજ સુતરો અને પોશાક પણ સાદો હોવાની તેમની ખંતીલી માતા ખાસ સંભાળ રાખતી, અને જરૂર પડે તેમ ન્હાના મોટા

વડિ માટે સજા કરવાની શિક્ષકોને છૂટ આપેલી હોવાથી ગમે એવા પ્યાર અને લાડ વચ્ચે આ રાજપુત્રીઓ અને પુત્રો યોગ્ય ધાક વચ્ચે કેળવાઇ મોટાં થયાં.

પરંતુ આ રાજવંશી છોકરાંની ખરી ખીલવણી તો ગામડાંની સાદી અને ખડતલ મરોડી-માંજ થઇ હતી, અને સેન્ડ્રિંગહૅમના મેહેલમાંજ અલેકઝાન્ડ્રાએ પોતાની દીકરીઓને ઘરધણિ-યાણીને અગત્યની જિંદગીના ઘણા કિંમતી સબકો શીખાડયા છે. ત્યાં દેવળની પડોશમાં ઉભેલી છોડીઓની ઉદ્યોગશાલા રાણીમાતાની ગામડયાં ગરીબો પ્રત્યેની મહેરબાનીના એક યાદગાર સ્થંભ દાખલ સદાકાળ સચવાઇ રહેશે. તે નામદારની પોતાની જાતિ સંભાવતથી આ ખાતાંની સ્થાપના થઇ છે, અને તેમની ચાલુ દેખરેખ હેઠળ ત્યાં ભરતકામ, ગુંથણકામ, સીવણકામ, લેસ વણ-વાનું કામ વિગેરેનું જ્ઞાન આપવામાં આવે છે, જેના પ્રતાપે ગરીબ ઘરની ઘણી છોડીઓ પોતાનો નિર્વાહ કરી શકે છે.

આ ગામડામાં વળી પોતાની હસ્તીને માટે રાણી અલેકઝાન્ડ્રાને આભારી એવુંજ એક બીજું ખાતું છે, તે ત્યાં આવેલી નમુનેદાર "ડેરી" છે, જ્યાં માખણ બનાવવાની "ડેનિશ" રીત તેઓએજ દાખલ કીધી છે. પોતાની કૂળદીપક શાહજાદીઓને ગરીબ ગવળણો જોડે તેઓ વારવાર કામ શીખાડવા અહિં મોકલતાં.

એજ પ્રમાણે ગામને બીજે છેડે એક બીજું સુખવાસી મકાન અલેકઝાન્ડ્રાના પરોપ-કારની ગવાહી આપતું ઉભું છે. પ્રથમ આ એક બેહુતનું પુરાણું મકાન હતું, જે તેમના પતિની ભયભરી માંદગી પછી પ્રિન્સેસ ઑવ વેલ્સની સૂચનાથી સેન્ડ્રિંગહૅમના નોકરો તથા રહેવાશીઓને માટે એક હૉસ્પિટલમાં ફેરવી નાખ્યુ હતુ. દક્ષિણ આફ્રિકાની ખુનખાર લડાઇ વખતે આજ સુખદાયક ઘરને બીમારીથી નબળા થઇ ગયલા અમલદારોના આરામગાહ દાખલ વાપરવાની તેઓએ પરવાનગી આપી હતી, અને ખુદ એમની દેખરેખ હેઠળ દર્દીઓને અનુસ-રતા ઘણા સુધારા વધારા કરવામા આવ્યા હતા

સેન્ડ્રિંગહૅમના ગામડામાં એક લટાર મારતાજ આ પાદશાહી પાડોશીઓની ભલાઇ અને મહેરબાનીની અચુક ઇધાણીઓ જોનારની ગ્પાખ સન્મુખ રજુ થાય છે, અને જે ઊંડો પ્રેમ નોકરોને પોતાના રાજવંશી શેઠ શેઠાણી સાથે બાંધે છે તે આ વ્હાલી મિલકત સાથના તેમના લાંબા સંબંધ ઉપરથી માલમ પડે છે તુરતની પરણેલી શાહજાદીએ પોતાના પુન્યવંત પગલાંથી આ ગામડું પવિત્ર કીધુ, ત્યારથી રાણીમાતાએ પોતાના સુકલેશ પડોશીઓને ત્યાં જવું આવવું ચાલુ રાખ્યુ છે. ઘરડાઓના દુખદર્દની, જુવાનોના પ્યારની, બાલકોના ન્હાના બળા-પાઓની તવારીખ તેમને મોઢે છે! તેમની અનંત કાળજીના દાખલાઓની સંખ્યાજ આપણને ચોંકાવે એવી મોટી છે, અને નહિ વકી ગમેલે સ્થળે તેના પુરાવા મળી આવે છે.

સેન્ડ્રિંગહૅમના મેહેલને ગામડાના એક ઘરની ઉપમા વધુ છાજે છે. એ નવી નવાઇઓનું અથવા ભપકાદાર રાચરચીલાંનું સંગ્રહસ્થાન નથી, કે જેમ ઘણા નવા ઉગી નિકળેલા "મોટા લોકો"ની ગામડાની મિલકતોમા જોવામા આવે છે. સરસામાન અસલી, સાદો અને સંગીન બનાવટનો છે; મોંઘી પણ તકલીદી અને પવનના એક ઝપાટાંમાં ઉડી જાય એવી હાલની બના-વટની નાજુક ચીજો ત્યાં ભાગ્યેજ નજરે પડે. કુટુંબીઓની છબી અને ચિત્રોથી ભરેલી ભીંતો, વ્હાલાંઓની યાદથી પવિત્રાઈ પામેલી અનેક ન્હાની મોટી ચીજોથી ભરપૂર અભરાઇઓ અને

મેજે અને મરણ પામેલાં પ્યારાં જાનવરોના પુતલાંથી આ ઓરડાઓ એક રાચરચીલાંના વેપારીની વખારોનો દેખાવ નહિ પણ સુખ અને સગવડથી ભરેલાં ઘરનો હેતવંતો આવકાર રજુ કરે છે. અને તે છતાં આ મકાને માર્લબરો હાઉસ કરતાં ઓછા ભવ્ય મેલાવડાઓ દીઠા નથી. આપણાં રાજા રાણી પોતાની પ્રજાને શીખવવા માગે છે કે શ્હેરની ધમાલ અને ભપકાદાર જિંદગી પછી ગામડાંની શાંત અને સાદી જિંદગી જરૂરની અને બની શકે એવી છે.

રાણી અલેકઝાન્ડ્રાના પોતાના ધાસ્તીભર્યા મંદવાડ પછીનાં પાંચ વર્ષ ઘણાંસુખચેન અને નિરાંત વચ્ચે પસાર થયાં, પણ વળી એક નવી આફતે પ્રજા તેમજ રાજકુટુંબને ચિંતામાં ડુબાડ્યાં. શાહજાદા જૉનની ટુકી જિંદગી ખતમ થઇ તેજ સાલના નવેમ્બર મહિનામાં તેના પિતાની જિંદગીની જ્યોત પણ બુઝાઇ જવાના અંત ઉપર આવી. પ્રિન્સ ઑવ વેલ્સ એકાએક ઝેરી તાવના હુમલાથી પટકાઇ પડયો, અને તબીબોએ તેના જીવવાની આશા છોડી. પ્રજા ગભરાટથી ગાંડી ઘેલી થઇ ગઇ, અને રાજમાતા વિકટોરિયા જે પોતાના ભલા ભર્થારનો ગમ વ્હાલાં બચ્ચાંઓના સુખમાં મુશ્કેલીથી ભૂલવા લાગ્યાં હતાં તે વળી રડતાં થયાં. ઘણાક દિવસની મૂર્ચ્છા પછી તા૦ ૧ લી ડીસેમ્બરે શાહજાદો શુદ્ધિમાં આવતાંજ ડૉકટરને તારીખ પૂછી બોલી ઉઠયો, "અરે, આજે તો પ્રિનસેસની વર્ષગાંઠ છે!" અને વૈદ ખુશી થયો, કેમકે આ હુસ્યારી આશા આપનારી હતી. પરંતુ આ શુભ દહાડે શાહજાદીને સુખી કરવા આવેલાં સૂર્યનાં એક આવકારદાયક કિરણ જેવી આ આશા ટુંક વારમાંજ મરણ પામી, અને પ્રિનસની સ્થિતિ વધુ ચિંતાતુર થઇ પડી. તેની વફાદાર આહણએ પતિના માંદગીના બિછાણા આગળ રહી ઊંઘ અને ભૂખના ભોગે તેની માવજતમાં પોતાનું જીવતર અર્પણ કીધું, અને ૬ ઠી ડીસેમ્બરથી જે આડો ફેરફાર શરૂ થયો તેના ગમે એવા ગભરાટ વચ્ચે પણ એક પલ પોતાની ધીરજ અને શાંતિપરથી કાબુ ગુમાવ્યો નહિ. સઘળાં જ્યારે ફિકરથી બેફામ બની ગયાં ત્યારે આજ નાજુક શાહજાદીએ પોતાનું ચિત્ત ઠેકાણે રાખી આશાવંત હૈડે દર્દીની માવજત કીધી.

એ વેળાના પ્રજાના ગભરાટનું વર્ણન કરવું મુસ્કેલ છે. શાહજાદાની જિંદગીના બચાવને માટે આખી દુનિયાના મંદીરોમાં પ્રાર્થના થઇ, પણ જે વ્હાલભર્યા હોઠો હરપલે જગતપિતાની દરગાહમાં તુટતાં જીગરના ઊંડાણથી અરજ ગુજારતા, તેમની પ્રાર્થના જેવી ખરાં દિલની બીજી કોણની હોય? આખરે ચાર દહાડે સહેજ રૂડો ફેરફાર થયો, અને સેન્ડ્રિંગહેમના ન્હાના દેવાલયમાં થનારી ખાસ પ્રાર્થનામાં ભાગ લેવા શાહજાદી પોતાના ધણીની સોડમાંથી થોડીક પલ ખસી જવા અગાઉ એક ઉતાવલી ચીઠીથી તે નામદારે પાદરીને વાકેફ કીધા. "મ્હારા વર ખુદાની મેહેરથી જરા ઠીક હોવાથી હું દેવલમાં આવી શકીશ. પણ ક્રિયા પૂરી થવા અગાઉ મ્હારે તેમના બિછાણા આગળ ચોકી કરવા ચાલી જવું પડશે; તમે થોડા શબ્દો શરૂઆતમાં નહિ બોલી શકો, જેથી તમારી પ્રાર્થનામાં મ્હારાથી ભાગ લેવાય?"

આવી ભારે ચિંતા વચ્ચે પણ પ્રિન્સેસ અલેકઝાન્ડ્રાએ પોતાની આસપાસનાંઓનો વિચાર તર્ક કર્યો હતો નહિ. તબેલામાં એક નોકર–છોકરો પણ આવાજ ઝેરી તાવથી પીડાતો હોવાની ખબર મળતાંજ આ ભલી શેહાણીએ પોતાના તબીબને તેની સારવાર સારૂં મોકલ્યો, અને તેને માટે પુષ્ટીકારક ખોરાક વિગેરેની સઘળી ગોઠવણ કીધી. વળી એકવાર રોજ તેઓ પોતાના વ્હાલા દર્દીની ઓહું છોડી આ પીડાતા બાલકને જોવા તબેલાનો ઉભો દાદરો ચઢી માળા ઉપર તેના બિછાણા આગળ જતાં, અને તેના તાવથી બળતા હોઠોમાં કંઇ કંઇ

રેડી તેનો તલવલાટ અટકાવતાં. સઘળી મહેનત છતાં આ ગરીબ બાલક જીવવા પામ્યો નહિ, અને તેનાં દુઃખી માબાપ જોડે પોતાનાં આંસુ ભેળી આ દિલસોજ શાહજાદીએ તેમને દિલાસો આપ્યો, તેની પાયદસ્ત ક્રિયામાં સામેલ થયાં અને તેની ન્હાની કબર ઉપર આ સાદો પણ ઉંડો મર્મ ધરાવતો લેખ કોતરાવ્યોઃ

"એકને લીધો અને બીજાને રાખ્યો."

તા૦ ૧૧ મી ડીસેમ્બરે શાહજાદાના જીવનની ઓટ આવી ચુકી હોય એવોજ સઘળો દેખાવ થઇ રહ્યો, અને મોત અને જિંદગી વચ્ચે લટકતા આવા ત્રણ દિવસ ગયા. તા૦ ૧૪ મી અને પ્રિન્સ કૉનસૉર્ટની વર્ષિને દીને તો સઘળાં એમજ સમજ્યાં કે પ્રિન્સનો આજનો દિવસ ધરતીપર ખચિત છેલ્લો છે. પણ શુક્ર તે બારેહકતાલાના ! ચોઘડયું વિતી ગયું, અવર ઘડી વહી ગઇ. શાહજાદાની માંદગીએ તે દિવસથી રૂપ બદલ્યું, અને જૈફ માતા તથા જુવાન બાયડીનાં મુખ ફરી હસતાં થયાં. ફેબ્રુઆરીમાં ઑસબર્ન ખાતેથી પાછાં ફરતાં લંડનમાં જે ભારે ધામધુમથી પ્રજાએ પોતાના પ્યારા પ્રિન્સને આવકાર દીધો તે તેમની તાજપોશીની ધામધુમ કરતાં કોઇ રીતે ઓછી નહિ હતી એમ તેમાં ભાગ લેનારાઓ કહે છે.

આ બનાવ પછી જુલાઇ મહિનામાં આ પાદશાહી જોડાંએ પૂર ભપકા સાથે બેહનલ ગ્રીનનું સંગ્રહસ્થાન ખુલ્લું મેલી લાંબે વખતે જાહેરમાં ભાગ લીધો. એ પછી તુરત ગ્રેટ ઑર્મંડ સ્ટ્રીટમાં આવેલી બાલકોની હૉસ્પિટલના વધારાનાં મકાનનો શાહજાદીએ પાયો નાખ્યો, અને તે પછી વારંવાર પોતાની ન્હાની દીકરીઓને અહિં લઇ જઇ ન્હાનાં દર્દીઓ તરફ તેમની દિલસોજી ઉસ્કેરી દયા તથા પરમાર્થની ભલી લાગણીઓ તેમના અંતઃકરણમાં જાગૃત કીધી. બાલપણમાં રોહેતો થયલો આ ઝરો કેવો વધ્યો ગયો છે, તે તો રાજકુંવરીઓએ આજ સુધીમાં પોતાનાં માતુશ્રીની પરોપકારી જિંદગીમાં ભાગ લઇ પુરવાર કરી આપ્યું છે.

સને ૧૮૭૫ માં પ્રિન્સ ઑવ વેલ્સની હિંદુસ્થાન ખાતેની મુસાફરી માટેની તૈયારીઓ ચાલી રહી, અને લાંબા સુખી સંસાર પછી પ્હેલી વાર લાંબી જુદાઇ વેડવાના વિચારે આ સુખી દંપતી બહુ ખેદિત થઇ ગયાં. પતિની સાથે રહેવાની ઇચ્છા અને વ્હાલાં બાલકોથી લાંબો વખત વીખુટી થવાની ફિકર વચ્ચે શાહજાદીની લાગણીઓ વ્હેંચાઇ ગઇ, અને ઘણા પુખ્ત વિચાર પછી સેવટે તે નામદારે બચ્ચાંઓ જોડે ઇગ્લંડમાંજ રહેવાનું ઠરાવ્યું. વરના વિયોગના સાત માસ તેઓએ સેન્ડ્રિંગહૅમના ગામડયાં ઘરમાં ગુપચુપ પસાર કીધા, જે પછી શાહજાદો સેહિસલામત પાછો ફરવાની ધામધુમોમાં તેમણે પૂર્ણ ખુશાલીથી ભાગ લીધો. પણ હવે વળી એક નવી જુદાઇનો વિચાર આવી પડયો. ન્હાના કુંવરોને કેળવણી માટે છુટા પાડવાની જરૂર હોવાથી તેમની આ સમજુ માતાએ મન કઠીણ કરી ભવિષ્યની જિંદગી માટે તેમને તૈયાર કરવા પોતાના લાડકવાયા પુત્રોને પોતાની આંખ આગળથી હિંમતથી દૂર કીધા. દરિયાવર્દિ કેળવણીને કાજે લડાઇના બારકસો ઉપર અને સૈન્યને લગતાં શિક્ષણ માટે લશ્કરી પાઠશાલાઓમાં બબે વર્ષ ગુજારવા પછી સામાન્ય જ્ઞાન માટે પ્રખ્યાત પાઠશાલાઓમાં ત્રણ વર્ષ સુધી રહી સાત વર્ષની લાંબી મુદતે જ્યારે શાહજાદાઓ પુખ્ત કેળવણી પામી પાછા ફર્યા, ત્યારે તારૂણ્યના પૂર બહારમાં ખીલતા આ દીકરાઓને જોઇ તેમની માતા હરખાય એ સ્વાભાવિક હતું.

૧૮૮૭ માં રાણી વિકટોરિયાના પચાસ વર્ષના આબાદ રાજઅમલના કનકોત્સવના મહિમામાં ઈંગ્લંડની આલમ રોકાઇ, અને એક કદરદાન દીકરીનાં વ્હાલથી પ્રિન્સેસ ઑવ વેલ્સે આ મહત્વના પ્રસંગની અનેક ધામધુમોમાં ઉલટથી ભાગ લઇ પોતાનાં પૂજ્ય સાસુજીની જાહેર જંજાલો અને રોકાણોનો ઘણો બોજો પોતાને ખભે ખેંચી લઇ કેવો ઉમંગી ભાગ ભજવ્યો હતો તે આ યાદગાર પ્રસંગની તવારીખમાં નોંધાઇ રહ્યું છે.

એ પછી બીજેજ વર્ષે તા૦ ૧૦ મી માર્ચના મંગલ દિવસે પ્રિન્સ અને પ્રિન્સેસ ઑવ વેલ્સે પોતાના લગ્નનાં પચીસ સુખી વર્ષોનો રૂપેરી ઓત્સવ કુટુંબ અને પ્રજાના હર્ષ વચ્ચે યોગ્ય ખુશાલીથી પાળ્યો, જેમાં ભાગ લેવા તેમનાં ડેનિશ તથા બેલ્જિયન ખેશીઓ ખાસ આવ્યાં હતાં. તેમના લગ્ન પ્રસંગે જે કુંવારી ઉમરાવજાદીઓને તેમની ખાસ સાહેલી થવાનું માન મળ્યું હતું તે માહેલી એક કહે છે કે "અમે બધાં ઘરડાં થયલાં લાગતાં હતાં, પણ પ્રિન્સેસ તો જેવાં લગ્નને દહાડે હતાં તેવાંજ જુવાન અને સુંદર પચીસ વર્ષ પછી રહ્યાં હતાં."

એ પછીનું વર્ષ અલેકઝાન્ડ્રાની જિંદગીમાં એક ખાસ સુખી યાદ સાથે જોડાયલું છે, તે તેમના ન્હાનાં કુટુંબમાં થયલાં પ્હેલાં લગનનો શુભ અવસર હતો. તે નામદાર પોતાનાં બાલકોના વ્હાલમાં એટલાં વિંટળાયલાં રહેતાં કે તેમને પરણાવી પોતાથી વીખુટાં કરવાનો વિચાર હજી કોઇ દિવસ તેમને આવ્યોજ નહિ હતો. વળી દીકરા-દીકરીઓને રાજકીય સબબોને સારૂ રાજ્યાધિકારીઓની મરજી પ્રમાણે લગ્નના બાજારમાં વેચવાનો પણ તેમનો ઈરાદો નહિ હતો. કુંવર-કુંવરીઓ લાયક વયે આવતાં તેમને પરણાવવાનો સવાલ એકવાર ઉભો થતાં તેઓ બોલ્યાં હતાં, "હું આશા રાખું છું કે તેઓ બધાં પ્યારને ખાતર પરણશે. પણ તેમને મ્હારાથી દૂર કરવાનો વિચારજ હું ખમી શકતી નથી." પણ પરમેશ્વરે યોજેલા આ બનાવે માતાની ફિકર વચ્ચે પણ પોતાનો માર્ગ લીધો, અને રાજમાહાલય પ્રિન્સ ઑવ વેલ્સની આ "પ્હેલી લગ્નાઇ"થી ગાજતો થયો. કોઇ "રાણીનો વીરો" નહિ પણ એક "ઉમરાવજાદા"ના આવવાથી પ્રિન્સના કબીલામાં એક નવો વધારો થયો, અને રાજમાતા તથા રૈયતના હર્ષ વચ્ચે શાહજાદી લુઇઝ અર્લ ઑવ ફાઇફ્ જોડે પરણી સુખી થઇ.

એ પછી વડા પુત્ર આલબર્ટ વિકટરનો વિવાહ પ્રિનસેસ મે સાથે નકી થયો. પણ અફસોસ! એવામાં શાહજાદાના જીવનની દોરી તૂટી ગઇ. અચાનક તે સખ્ત બીમારીમાં પડયો, અને જે દિવસે તે પોતાની પ્યારી પરણેતરને લઇ દેવલમાંથી હસ્તે મુખે પાછો ફરવો જોઇતો હતો, થોડા કલાક અગાઉ તો તે સદાની નિંદમાં સુતો. આ વખતની રાણી અલેકઝાન્ડ્રાની સબુરી અને સહનશીલતા જોઇ સહુ કોઇ અચરત થયાં. પ્હેલેથી છેલ્લે સુધી આ દુઃખી માતાએ એકચિત્તે પોતાના બેટાની માવજત કીધી, અને ઍવટ સુધી મક્કમ મનથી એક પણ આંસુ ખેરવ્યા વિના આ પ્યારા સપૂતની સોડમાં હાજર રહી. તે વખતનો હૃદયભેદક દેખાવ નજરે જોનાર એક જણ કહે છે કે પ્રિન્સે પોતાના પ્યારા પુત્રને મુવેલા જોઇ હાથોમાં માથું દાબી પોક મૂકી, પણ શાહજાદી તો જાણે સંગેમરમરમાં કોત્રેલું પુતળું હોય તેમ સ્તબ્ધ થઇ ગયાં.

પાયદસ્ત-ક્રિયાના દુઃખકારક સમય સુધી આ હિંમતવાન માતાએ પોતાની ધીરજ સાચવી, પણ એકવાર દીકરો ઠંડી જમીનમાં દટાયા પછી મનપરનો કાબુ ખોદી તે ઊંડા ગમમાં

ગીરફતાર થઇ. તુરત વેળા જાહેર જિંદગી ત્યાગ કરી તે નામદાર સેન્ડ્રિંગહૅમ ખાતે એકાંતમાં જઇ વસ્યાં, જ્યાં દુઃખિયાંઓને ધીરજ આપવા અને પોતાની પેઠે શોકમાં ડુબેલાંઓને દિલાસો દેવામાં તેઓ પોતાનો વખત રોકતાં. પોતાનીજ જેવી રડતી થયલી માતાઓ તરફની તેમની કાળજીના ઘણા અસરકારક દાખલા મોજુદ છે.

એક વાર સેન્ડ્રિંગહૅમના રસ્તાપર ફરતાં એક વૃદ્ધ સ્ત્રીને બોજો ઉપાડી મુશ્કેલીથી ચાલતી જોઇ તે નામદારે તેને વાતે ઉભી રાખી:

"આવો જબરો બોજો તું કાં ઉંચકે છે?," તેઓએ મીઠાશથી પુછ્યું. "એ ત્હારે માટે ઘણો ભારી છે."

"શું કરૂં, બાઇ?" ડોસીએ ભીંજેલી આંખો તેમના તરફ ઉંચકી ઉત્તર વાળ્યો, "મ્હારો શ્યાણો દીકરો જૅક મ્હારૂં એ કામ કરતો હતો, પણ તે મરી ગયો, ને હું જો નહિ કરૂં તો ભૂખે મરૂં."

તે બાપડીને કેટલાક ધીરજવંત શબ્દો કહી તેઓ વીદાય થયાં, અને તેજ સાંજે તે ડોસીને માટે એક ખચ્ચરનું ગાડું ભેટ મોકલ્યું. આ પછી વારંવાર તેઓ તેણીને ઝુપડે જતાં, અને બોલતાં કે, "મ્હારૂં દુઃખ સમજી મ્હારી સાથે રડતી આ ડોસીને મળવાથી મને કેટલી ધીરજ મળે છે."

આ ગમખાર બનાવ પછી નજદીક દોઢ વર્ષ સુધી પ્રિન્સેસે જાહેરમાં કશો ભાગ લીધો નહિ, અને ત્યારેજ તેમની માયાળુ હાજરીની ખરી કિંમત પિછાનવાને પ્રજા શક્તિવાન થઇ. તેઓ દુઃખ વીસારવા પોતાની દીકરીઓને લઇ લાંબી મુસાફરીએ ગયાં, જે દરમ્યાન દીકરા જ્યૉર્જની શાહજાદી મે સાથની સગાઇની વધાઇ તેમને મળી. તેઓ આ સાંભળી ખુશી થયાં કે જે કોમળ કુંવરી પરણવા અગાઉ વિધવા થઇ પડી હતી તે અંતે એક ભર્થારના વ્હાલમાં સુખી થઇ, અને પોતાની સદ્ગુણી વહુને પાછી મેળવવા પોતે નસીબવંત થયાં. આ પછી પ્રિન્સેસની તબિયતમાં પણ મનમાનતો ફેરફાર થતો ગયો, અને થોડા વખતમાં તેઓ આગલનાં જેવાંજ હસતાં અને ખુશાલ, પોતાની નરમાશ અને માયાથી સર્વને સુખી કરતાં અને સુખ મેળવતાં થયાં.

એ પછી ત્રણ વર્ષે કુટુંબમાં ફરી શાદી રામશનીની તૈયારી ચાલી, અને પ્રિન્સેસને પોતાની મસ્તાન લાડકી અને છેલ્લી દીકરી મૉડને પોતાથી અળગી કરવી પડી. અત્રે નોંધવું જોઇયે કે આ સઘળાં લગ્નોથી આપણુ રાજકુટુંબ વીખેરાઇ ગયું નથી, પણ વહુ અને જમાઇઓનાં ધાડાં જોડાણથી તથા બાલબચ્ચાંઓની વૃદ્ધિથી ખીલીને વધેલું આ સુંદર વૃક્ષ પોતાની બોહલી છાયા હેઠળ પ્રજાને વધુ સુખ પમાડતુ રહ્યું છે.

એ પછી મહારાણી વિક્ટોરિયાના રાજ અમલનાં ૬૦ વર્ષની જ્યુબિલીના મહોત્સવમાં તેમનાં વ્હાલાં વહુ રોકાઇ ગયાં. એ ટાંકણે લંડનના લાચાર ગરીબોને આપેલી જંગી જયાફતની યોજના એમનાજ દયાલુ હૈડાંને આભારી હતી. એ ધામધુમની ગડબડ પૂરી થતાં દક્ષિણ આફ્રિકાની લડાઇની આફત પ્રજા ઉપર આવી પડી, જ્યારે પ્રિન્સેસની મહેનત અને માયાભરી ખંતથી ઉભી થયલી તરતી હૉસ્પિટલ " પ્રિન્સેસ ઑવ વેલ્સ હૉસ્પિટલ-શિપ " તૈયાર કરી લડાઇના મથક ખાતે રવાના કરવામાં આવી હતી.

મિસ ફ્લૉરન્સ નાઇટિન્ગેલની શુભ મહેનતથી ઉભી થયલી દયાળુ દાયાઓની ફોજે આપણાં શહેનશાહબાનુ ઇંગ્લંડ દેશમાં આવ્યાં ત્યારથી તેમનું વિશેષ લક્ષ ખેંચ્યું છે. આપણે જોયું છે કે ગોયા કુલ ખલકમાં વ્હેતો દયાનો ઝરો આ દયાની દેવીના હૃદયમાંથી ઉત્પન્ન થતો હોય તેમ તે નામદારનાં પરોપકારી કાર્યો પૃથ્વીને એકથી બીજે છેડે પોતાની ભલી અસરો જણાવતાં રહે છે. તેવી એક દિલસોજ શાહજાદી દુઃખિયાંને પોતાની જિંદગી અર્પણ કરી બેઠેલી આ ભલી બાઇઓની સેવા વખાણે એ કુદરતી છેજ. તેમના કામકાજમાં નામદાર રાણી સદા ઉલટભર્યો ભાગ લેતાં હતાં, પણ હવે તેમને લાગ્યું કે જો તેમના દરજ્જાની એક પાદશાહી બાનુનો તેઓ સાથનો ધાડો સંબંધ જાહેર થાય તો તેઓની મંડળીને નકી ઘણો લાભ થાય. આ મતલબથી સને ૧૯૦૦ ના સાલથી દર વર્ષ તેઓએ એ દયાની બ્હેનોને પોતાના મેહેલમાં મેજબાની આપવાની સ્તુતીપાત્ર શરૂઆત કીધી. એ ટાંકણે તે નામદારે એક હજાર "નર્સો"ને ખાત્રીપત્ર તથા ઇનામો વ્હેચી આપ્યાં હતાં, અને ત્યાર પછી દર વર્ષ તેઓ એ ક્રિયા બકિંગહૅમ મેહેલના બગીચામાં કરતાં રહ્યાં છે.

સિપાહો અને ખલાસીઓના કુટુંબોને લગતી મંડળીનાં પ્રમુખ દાખલ રાણી અલેકઝાન્ડ્રા એ ખાતાને, માટે નાણાંની ઘણી મોટી રકમ ભેગી કરી શક્યાં છે, અને લડાઇથી ખુહાર થયલા ઘણા કબીલાઓને મદદ કરી નીભાવવાને તેઓએ પોતાનો દયાળુ દસ્ત લંબાવ્યો છે.

દુઃખિયાંને કરાર આપવા અને દર્દીઓનો ટલવલાટ ટાળવાની ખાસ કાલજીથી આપણાં રાણીમાતા દર્દોના ઉપાયોની નવી શોધો જાણવા અને જાહેરમાં આણવા સદા તત્પર રહે છે. એમનીજ ખંતીલી કોશેશથી પ્રોફેસર ફિન્સનનો "લ્યુપસ" નામનું ચામડીનું દર્દ રોશનીની મદદથી સાજું કરવાનો ઉપાય લંડન હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યો છે. પ્રથમ તો પ્રો૦ ફિન્સને ડેનમાર્કમાં ખુલેલાં ખાતાંની તે નામદારે ખાનગી મુલાકાત લીધી, અને તેની રૂડી અસર વિશે પોતાની ખાત્રી થવા પછી તેઓએ પોતાની ગીરેથી લંડન હૉસ્પિટલના બે તબીબો તથા બે દાયાઓને એ ઉપાયનો અભ્યાસ કરવા પ્રો૦ ફિન્સનના "ઇન્સ્ટિટ્યુટ" માં ડેનમાર્ક મોકલ્યાં, અને તે પછી પોતાનેજ ખર્ચે ઉપલી હૉસ્પિટલમાં એ દર્દનો ખાસ ઓરડો તૈયાર કરાવી તેમાં જોઇતા સાચા તથા હથિયારો વિગેરેની મદદ કરી એ કમકમાટભર્યાં દુઃખમા સબડતા ઘણાક જીવડાઓના આશિષ મેળવ્યા છે.

રાણી દાખલની પોતાની સત્તાનો ગેરઉપયોગ કરી કોઇવાર પણ રાજપાટની ખટપટોમાં વચ્ચે આવી અલેકઝાન્ડ્રાએ રાજ્યાધિકારીઓને માટે ગુંચવાડાઓ ઉભા કીધા નથી. એમનું કાર્ય સદા પ્રજાના રક્ષણાર્થે લાભકારક યોજનાઓ ઘડવામાં રહે છે. સ્ત્રીપ થની હાલત ચઢતી કરવાને લગતી દરેક હિલચાલ તેમની દિલસોજ મદદ મેળવે છે, અને સ્ત્રીઓને ચઢતી કેળવણી આપી જગતમાં તેમની પ્રતિષ્ઠા વધારવાની દરેક યોજનાને તેઓ બનતું ઉત્તેજન આપે છે. વળી "નર્સ" પૂરી પાડનારાં ખાતાઓને પોતાના તન અને મનથીજ નહિ પણ ધનથી તેઓ કેવાં સહાય થાય છે તે જાણીતું છે, અને પોતાની માનિતી વૈદાંની વિદ્યાનો શોખ સ્ત્રીઓમાં ઉત્પન્ન કરી સ્ત્રી–તબીબોની સંખ્યા વધારવાની એમની કોશેશો જેટલી તારીફ લાયક તેટલી ફતેહમંદ નિવડી છે અને એમનીજ કાળજીભરી સૂચના ઉપરથી માજી વાઇસરૉય લૉર્ડ ડફ્રિનનાં દયાળુ પત્ની લેડી ડફ્રિને અત્રે સ્થાપેલાં ફંડના ભલાં પરિણામો ઉપરથી હિંદી પ્રજાને તેનો ઘણો શુભ અનુભવ મળ્યો છે.

૧૮૯૮ માં પ્રિન્સેસ ઑવ વેલ્સનાં ભલાં માતાજી—યુરોપના અનેક દેશો સાથે ઘાડો સંબંધ ધરાવતાં કુલ "યુરોપનાં સાસુ"—નાં વૃદ્ધ વયે નીપજેલાં મરણથી તે નામદારને ઘણું દુઃખ થયું. એ પછી અઢી વર્ષના ટુક અરસામાં રાણી વિક્ટોરિયાના માતમભર્યા મોતથી શાહજાદીએ એક બીજી મમતાળુ અને કદરદાન માતા ખોહી. આ પૂજ્ય સાસુનો સાલ્લો તેમની બખ્તાવર વહુપર હવે ઉતર્યો, અને આપણે હિંમતથી કહીશું કે રાજપત્નીના અગત્યના દરજ્જાને પોતાના સદ્ગુણ, ડહાપણ અને વિદ્વતાથી શોભાવનારી, અલેકઝાન્ડ્રાની બરોબરી કરી શકે એવી બીજી એક પણ શાહજાદી આગલી અથવા હવે પછીની તવારીખમાંથી જડવી મુશ્કેલ છે. ઇંગ્લંડનાં તખ્ત સાથે ૬૪ વર્ષ સુધી જોડાયલો રાણીના અગત્યના સંબંધનો મરતબો વિજયી વિક્ટોરિયાના અમલના અંત સાથે ઘણા સંજોગોને સબબે સદાનો ઝાંખો પડતે, પરંતુ એક રાજકર્તી રાણીની સત્તા નહિ ધરાવવા છતાં અલેકઝાન્ડ્રા રાજા એડવર્ડની સાચી સલાહકારી રાજપત્ની દાખલ પોતાની ચાલાકી અને કુનેહથી પ્રજાના જીગરમાં, કહી શકાયકે, પ્રથમ હતાં તે કરતાં વધુ માનિતાં અને પ્રિય થઇ પડ્યાં છે. શહેનશાહ એડવર્ડે પણ અલેકઝાન્ડ્રા તરફ પ્રજાનાં માનની લાગણી વધારવાને પોતાથી બનતુ કર્યું છે, અને જમાનાઓથી જડ ઘાલી બેહેલા રેવાજો તોડી તેમના દરજ્જાની પ્રતિષ્ઠા વધારી આપી છે. અગાઉ કોઇ પણ રાજપત્નીએ નહિ મેળવેલો "ઑર્ડર ઑવ ધી ગાર્ટર"નો સર્વથી શ્રેષ્ઠ ખેતાબ પોતાની પત્નીને એનાયત કરી, તથા એજ રીતે બાદશાહી સરઘસમાં તેમને સાથે રાખી પોતાની પ્હેલી રાજસભા ખુલ્લી મૂકવાની ક્રિયામાં તેમને સામેલગીરી આપી, તેમજ બાદશાહી રાજગીતમાં તેમને માટે એક ખાસ કડીનો વધારો કરાવી શહેનશાહે પુરવાર કરી આપ્યું છે કે સ્ત્રી પુરૂષથી કોઇ રીતે ઉતરતી નથી, પણ તેની બરોબરી કરનારી, સઘળા વાજબી લાભોપર એકસરખો હક ધરાવનારી, તેની સાચી સલાહકાર અને સહાયકારી ફરેસ્તો છે.

શાંતિમાં શુદ્ધ તમ
રાખ સ્નેહાળ રાણી અમ,
રક્ષ નિજ જાણી.
સ્વર્ગનુ વર તેજછત્ર
એ(મના) પર રહો સર્વત્ર;
સુણ તુજ જનભક્તિ અત્રઃ
રક્ષ દેવ રાણી.*

**શીરીન કેખુશરો કાબરાજી.**

* શહેનશાહની ફરમાસથી રાણી અલેકઝાન્ડ્રાના માનમાં રાજગીતમા વધારેલી કડીનું ભાષાંતર મ્હારા મિત્ર મી૦ ખબરદારની કવિ-કલમથી રચાયું છે આપણે ઉમેદ રાખીશું કે મર્હુમ કાબરાજીએ રચેલાં રાજગીતને આ કડી જોડી નિશાલોમાં તથા જાહેર મેલવાડાઓમા તે છૂટથી વપરાતી રહેશે.

# સુધારાની અર્ધી સદી.

—:০০০:—

લેખક—મી૦ પેસ્તનજી ખરશેદજી તારાપોર, એફ. આર. જી. એસ.

*"We have to deal with Man as a product of Evolution; with Society as a product of Evolution, and with Moral Phenomena as products of Evolution."*

HERBERT SPENCER—*Principles of Ethics.*

હિંદના માજી વાઇસરૉય લૉર્ડ કર્ઝને "લંડન શહેરનું છૂટાપણું" (Freedom of the City of London) મેળવતી વખતે કાઢેલાં પોતાનાં યાદગાર ભાષણમાં જણાવ્યું છે તેમ આપણો દેશ એક બાજુએ જંગલીપણા અને બીજી બાજુએ સુધારા વચ્ચેની સઘળી જગ્યા રોકે છે. ઉપલી બે સીમાઓ વચ્ચે આપણા હિંદી ભાઇબંધો જ્ઞાન અને વૃદ્ધિની જૂદી જૂદી હાલતોમાં મળી આવે છે. એ સઘળી હાલતો માણસાઇ ખીલવણી (Evolution) નો સૌથી રસીલો અભ્યાસ પૂરો પાડે છે.

જ્યાં સુધી ડારવિનની પેઠે ખીલવણીનો કાયદો વનસ્પતિઓ અને પ્રાણીઓની શારીરિક ઉત્પત્તિનેજ લાગુ પાડવામાં આવતો હતો, ત્યાં સુધી જે હિલચાલો અપ્રાણી (inorganic) છે તેનો અભ્યાસ આપણે માત્ર ઇતિહાસની દૃષ્ટિએ કરતાં આવ્યાં છિયે. પણ હરબર્ટ સ્પેનસરે આપણને શીખવ્યું છે કે આપણા ભાઇબંધોની સર્જતને માત્ર ઇતિહાસની આંખેજ નહિ, પણ શાસ્ત્રની આંખે તપાસવી ઘટે છે. જેમ માણસના શરીરની હિલચાલો તેમ તેના મન અને તેની નીતિની હિલચાલો ખીલવણી (Evolution) ના કાયદા પ્રમાણે થાય છે; અને જેમ તેનું સંસ્થાન તેમ તેનો સંસાર પણ એજ કાયદા મુજબ આગળ વધે છે. સ્પેનસરે એથી પણ આગળ વધી "સાયોગિક તત્વવિદ્યા" (Synthetic Philosophy) માં એ ખીલવણી જે ક્રિયાઓથી થાય છે તેની વિસ્તીર્ણ સમજણ આપી છે. આ મહાગુરૂનાં શિક્ષણ હેઠળ આપણે જિંદગીને અકસ્માતિક સંજોગો અને નસીબના ફાંટાઓના સરવાળા તરિકે લેખીને કર્મની ભેદી ચાલ ઉપર ભરોસો રાખતાં બંધ પડિયે છિયે. માણસજાતે એક નવો પાઠ મેળવ્યો છે, જેની અસર હેઠળ આપણાં કાર્યો તેમનો સૌથી ઉમદા ઉપયોગ પામે છે, અને એમરસનના બોલોમાં "બજારનું ગાડું સૂર્યનો રથ બને છે."

સ્પેનસરે તેના નિબંધોમાં દેખાડ્યું છે કે જેમ પ્રાણીનું તેમજ મંડળીનું બંધારણ તેના જૂદા જૂદા ભાગો એકમેક ઉપર આધાર રાખવાથી ઉપજે છે. તેણે વળી સમજાવ્યું છે કે જે ક્રિયાઓ જમીનના પેટામાં કે આકાશના વિસ્તારમાં ચાલે છે, તેજ ક્રિયાઓ ચાલુ માણસના મન અને સંસારના ફેરફારમાં રાજ કરે છે. એ તમામ ક્રિયાઓમાં વસ્તુ, મન, અને સંસારની ખીલવણી સરલતા (simplicity) ઉપરથી મિશ્રતા (complexity) તરફ વધે છે.



**The late Mr DOSABHAI FRAMJI CAMA**

One of the Promoters of the *Stree Bodhe*, 1857

મરહુમ શેઠ ડોસાભાઇ ફ્રરામજી કામા

' સ્ત્રીબોધ સભા " ના એક અધિકારી અને સ્ત્રીકેળવણીના પ્રખ્યાત મદદગાર ( ૧૮૫૭ )



**The late Mr. KHURSHEDJI NASARWANJI CAMA**

One of the Promoters of the *Stree Bodhe* 1857.

મરહુમ શેઠ ખુરશેદજી નસરવાનજી કામા

સ્ત્રીબોધ સભા " ના એક અધિકારી ને સ્ત્રીબોધના એક સ્થાપક, ૧૮૫૭

સ્ત્રી અને પુરૂષ વચ્ચેનું બંધારણ સરલતા ઉપર નહિ, પણ મિશ્રતા ઉપર રચાયલું છે. સ્વીડનબૉર્ગના "એકસરખાપણાના નિયમ" (Doctrine of Correspondences) પ્રમાણે જે કાયદો શરીરની સૃષ્ટિને તેજ કાયદો*મનની અને નીતિની સૃષ્ટિને લાગુ પડે છે. દરેક બંધારણ એક કારણ (cause) છે, અને દરેક કારણ તેની અસર (effect) નો પડછાયો છે. જેમ તેના મૂળ બંધારણમાં તેમજ તેનાં છેલ્લાં પરિણામમાં સ્ત્રી–પુરૂષનો સંબંધ મિશ્રતા ઉપજાવવાને સરજાયલો છે. સ્ત્રીની જિંદગી અને પુરૂષની જિંદગી એકમેકને જવાબ કરે છે, અને સ્ત્રીનાં કાર્યો અને પુરૂષનાં કાર્યો એકમેકની પૂરવણી છે.

ત્યારે છેવટની જે અસરો પેદા થયલી જોવાને પુરૂષ આતુર છે, તે અસરોને તે એકલો જન્મ આપી શકતો નથી. સંસારની ખીલવણીમાં સ્ત્રી જે ભાગ બજાવી શકે છે, તે બજાવવાને પુરૂષ કેવળ અશક્ત છે. રસ્કિન કહે છે તેમ એક પંથ બીજા પંથ કરતાં ચઢિયાતો છે એમ માનવું તદન મૂર્ખાઇભરેલું છે. સ્ત્રી અને પુરૂષ બંને પોતપોતાના ખાસ ગુણો ધરાવે છે, જે ગુણો સ્ત્રી અને પુરૂષને સંસારમાં પોતપોતાનું ઇશ્વર–નિમિત કાર્ય હાર પાડવાને એકસરખી રીતે લાયક બનાવે છે.

ત્યારે સવાલ ઉભો થાય છે કે સ્ત્રીનું મન જે ગુણો ધરાવે છે તે પુરૂષ–મનના ગુણોથી જૂદા પડે છે, તો સ્ત્રીનું મન પુરૂષના મનથી જૂદું હોવું જોઇયે, અને તેટલા માટે સ્ત્રીને પુરૂષ મેળવે છે તેવાજ પ્રકારની કેળવણી આપવાને બદલે તેનાં અબલા–મનને લાયકની જૂદીજ કેળવણી આપવી જોઇયે. આ તકરાર સામાન્ય રીતે તપાસતાં વાજબી છે ખરી, પણ આપણે એ સંબંધમાં ચોકસ બીનાઓ તપાસવી ઘટે છે. આપણે પ્હેલાં પિછાનવું જોઇયે કે **સ્ત્રીનું મન પુરૂષના મનથી જૂદા પ્રકારનું છે, પણ ઉતરતું નથી.** એ સબબને લીધે સાહિત્ય, ઇતિહાસ, શાસ્ત્ર અને સામાન્ય વિષયોને લગતાં જ્ઞાનનાં મૂલતત્વો મેળવવાની જેટલું પુરૂષનું તેટલું સ્ત્રીનું મન કુદરતી તલબ કરે છે. ત્યારે જે જે સાધનોથી એ ખુલ્લી જરૂરનાં સામાન્ય જ્ઞાનનો પાયો નાખી શકાય, તે સાધનો જેમ પુરૂષના તેમજ સ્ત્રીના બાબમાં લગભગ એકસરખાં હોવાં જોઇયે આજ કારણને લીધે દરેક સુધરેલા દેશમાં પુરૂષનું તથા સ્ત્રીનું પ્રાથમિક શિક્ષણ ઘણુંખરૂં એકસરખું રહે છે. વળી આજ કારણને લીધે સ્ત્રી અને પુરૂષને એક સરખી રીતે જાણવા લાયક જાહેર તથા સામાન્ય બાબતોની ખબરો આપતાં વર્તમાનપત્રો અને ચોપાનિયાં બંને પંથને ઉપયોગી થઇ પડે છે.

ઉપર જણાવેલાં જ્ઞાનનાં મૂલતત્વો સંપાદન કર્યા પછી સ્ત્રીની કેળવણી પુરૂષની કેળવણીથી જૂદી પડવી જોઇયે એ તદન સ્વાભાવીક છે. પણ અત્રે આપણે એક નિયમ ધ્યાનમાં રાખવો જોઇયે. કોઇ પણ માણસનું મન તે મન ધરાવનાર આસામી પુરૂષ છે અથવા સ્ત્રી છે એજ સંજોગથી માત્ર પોતાની જાતી વલણ લેતું નથી, પણ તેની આસપાસના સંજોગોથી પણ પોતાની અંગત વલણ મેળવે છે. તેટલા માટે કદાચ આપણે સાધારણ રીતે કહી શકિયે કે ઊંચાં ગણિત જેવા એક બિકટ વિષયનો અભ્યાસ સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે અનુકૂલ છે, તોપણ અમુક વિષય કોઇ પણ સ્ત્રીએ શીખવા લાયક નથી એવો એક સખ્ત કાયદો બેસાડવો, અને જે કોઇ સ્ત્રી ગણિત અથવા શાસ્ત્રનું ચઢતું જ્ઞાન મેળવવાને ખાસ લાયકાત ધરાવતી હોય, તો તે સ્ત્રી હોવાને લીધે તેની કુદરતી વલણને તોડી પાડવી, એ તો કેવળ

ગેરવાજબી છે. પ્લેટો "રીપબ્લિક"ના પાંચમા ગ્રંથમાં સ્ત્રીને પુરૂષ તરફથી શીખવવામાં આવતા સઘળા વિષયોનું જ્ઞાન મેળવવાને લાયક ગણે છે, તેનો અર્થ હું માત્ર ઉપર પ્રમાણેજ કરી શકું છું.

હવે એક દેશની ચડતીનાં પ્રમાણો તપાસતાં આપણને તેના સૌથી કીર્તિવંત સમયમાં દેશના પુરૂષોજ નહિ પણ વળી તેની સ્ત્રીઓ પણ કેળવાયલી હાલતમાં મળી આવે છે. અસલી રોમમાં જવાન રૂમી છોડીઓ વર્જિલ અને હૉરેસ જેવા મહાન કવિઓનાં લખાણોનો અભ્યાસ કરતી હતી. પ્લેટોના વખતમાં ચોક્કસ ગ્રીક સ્ત્રીઓને એ મહાન ફીલસુફે પોતાનાં જગવિખ્યાત જ્ઞાનમંદિર "એકેડેમિયા"ના ચડતા ખાનગી વર્ગ (inner circle) માં દાખલ કીધી હતી. અસલી ચીનની સ્ત્રીઓ જે ઊંચ સ્થિતી ભોગવતી હતી, તેનો ખ્યાલ એ દેશનું પુરાતન નાટક આપે છે. કદીમ ઇરાનની ઓરતોની લાયકાત વિશે ડૉ૦ હાઉગ શાહાદત પૂરે છે. પ્રાચીન આર્યવર્તની સ્ત્રીઓનાં શારીરિક તેમજ માનસિક સૌંદર્યના મહિમાથી હિંદનો કીયો દેશી અજાણ્યો છે ?

પણ છેલ્લી કઇક સદીઓ સૂધી જ્યારે એક બાજુએ પૂર્વમાં સ્ત્રીની પદવી પાછળ જતી ચાલી, ત્યારે પશ્ચિમમાં તેની સ્થિતિ આગળ વધતી ગઇ. જે કારણોથી એક પ્રજાનો અસ્તોદય થાય છે, તેજ કારણોથી બીજી પ્રજાનો અસ્તોદય થાય છે. ઇતિહાસ શાસ્ત્રના સિદ્ધાંતોનું દર્શન છે, અને સર્વે મહાપુરૂષો તેની નિશાલમાં પોતાના પાઠ મેળવે છે. તે પાઠ જેમ પૂર્વના તેમજ પશ્ચિમના લોકો શીખ્યા છે, અને જ્યારે ઇગ્રેજો હિંદના રાજકર્તા થયા ત્યારે તેઓ પોતે પશ્ચિમમાં શીખેલા પાઠો પોતાની સાથે આપણી તરફ લઇ આવ્યા. સમાજની સામાન્ય જિંદગીમાં યુરોપે જમાનાઓ થયા સ્ત્રીનો દરજ્જો પિછાન્યો અને વધાર્યો છે, તેના બદલામાં તે આજે દુનિયાના ખંડોમાં પ્હેલી જગ્યા રોકે છે. ઇગ્રેજી અમલનાં એક અગત્યનાં પરિણામ લેખે આપણી ભૂમિના સુધારકોએ ઇતિહાસનુ આ કિંમતી શિક્ષણ સંપાદન કીધું. અબલા વર્ગને તેની આગલી અભણ હાલતમાંથી તારવાની, તેને ઘટતું છૂટાપણું આપવાની, તેને લાયક કેળવણી પમાડવાની જરૂર તેઓ સમજવા લાગ્યા. સ્ત્રી–વર્ગના એવા શૂરા હિમાયતીઓ લેખે હિંદુઓમાં રાજા રામમોહન રાય, કેશબ ચંદ્રસેન, કરસનદાસ મૂળજી, માધવદાસ રૂગનાથદાસ વિગેરે આગલા અગ્રેસરો અને પારસીઓમાં માણેકજી ખરશેદજી, સોહરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, કેખુશરો કાબરાજી વિગેરે આગેવાનોનાં નામ આપણે હજી પણ પ્યાર અને આભાર સાથે યાદ કરિયે છિયે.

## સ્ત્રીબોધનો જન્મ.

"સ્ત્રીબોધ"ની સ્થાપના દેશી સ્ત્રીની સ્થિતિ સુધારવા માટે, તેના મનને વિદ્યાનાં ફલ ચખાડવા માટે અને તેની કલ્પનાને કલાવંત વલણ આપવા માટે મુંબઇ ઇલાકાના અનેક સુધારકોએ લીધેલાં કેટલાક અગત્યના પ્હેલાં પગલાઓમાંના એક તરીકે સદા નોંધાઇ રહેશે. ઓગણીશમી સદીનો છઠો દસકો ખાસ કરીને પારસી કોમની તવારીખમાં અસાધારણ જગ્યા મેળવે છે. એ દસકાની શરૂઆતમાં "પારસીઓની ધર્મ સબંધી હાલતમાં સુધારાની રાહનુમાઇ કરવાના હેતુથી" રાહનુમા–એ–માજદયસ્નાન સભા હસ્તીમા આવી એ બનાવ પછી ૭ વર્ષે "સ્ત્રીબોધ" માસિકની સ્થાપના કરવામાં આવી, અને લગભગ તેટલોજ વખત પાછો ગયા બાદ



**The late Mr SORABJI SHAPURJI BENGALEE C I E**

One of the Promoters of the *Stree Bodhe* and its Editor from 1857 to 1859

**મરહુમ શેઠ સોહ્રાબજી શાપુરજી બંગાળી, સી. આઇ. ઇ.**

" સ્ત્રીબોધ સભા " ના એક અધિકારી અને સ્ત્રીબોધના એક આગલા અધિપતિ,

૧૮૫૭ થી ૧૮૫૮



The late Mr MANOCKJI CURSETJI

Founder of the Alexandra Girls' Institution the first English School for native girls in Bombay

મરહુમ શેઠ માણેકજી ખરશેદજી

મુંબઇની અલેકઝાન્ડ્રા સ્કુલના સ્થાપક

"સ્ત્રી કેળવણી અને સ્ત્રી સુધારાના મુરબી, આગેવાન અને સરદાર" મર્હુમ માણેકજી ખરશેદજીએ દેશી અબલાજાતિને ઇંગ્રેજી શીખવવા માટે જાણીતી "એલેકઝાન્ડ્રા સ્કુલ" પ્હેલવ્હેલી ઉભી કીધી. સુધારાની આ સોનેરી પ્હેલ પછી પસાર થયલી અર્ધી સદી દરમ્યાન ઉપલા ત્રણે ખાતાંઓ અગસની સેવા બજાવતાં રહી આજ સુધી પોતાની ઉમદા કારકીર્દીઓ ચાલુ રાખે છે એ બીના ખાસ સંતોષ આપનારી છે.

"સ્ત્રીબોધ"નો જન્મ ૧૮૫૭ ના યાદગાર વર્ષના જાનેવારી મહિનામાં થયો હતો. આ ઉપયોગી માસિકની સ્થાપનાને માટે આપણે મુંબઇના કેટલાક આગેવાન, કામેલ અને વગવાળા પારસી ગૃહસ્થોની બનેલી સભાનાં આભારી છિયે. મર્હુમ ડોસાભાઇ ફરામજી કામા, ખુરશેદજી નોશીરવાનજી કામા, સોહરાબજી શાપુરજી બંગાલી, અને બહેરામજી ખરશેદજી ગાંધી એ સભાના અધિકારીઓ હતા, જ્યારે તેના સેક્રેટરીઓ તરીકે પ્રથમમાં મર્હુમ મી૦ જાહાંગીર બરજોરજી વાછા અને તે પછી મુંબઇની હાઇ કોર્ટના સ્વર્ગવાસી જડજ મી૦ ન્હાનાભાઇ હરીદાસ નેમાયા હતા. તે વેળાના અભણ સ્ત્રીવર્ગને ઉપયોગી જ્ઞાન આપવાનું વાંચન પૂરૂં પાડવાના એકલા હેતુથી આ સાહસ માથે લેવામાં આવ્યો હતો, એટલે "સ્ત્રીબોધ"નું લવાજમ પ્હેલાં દર વર્ષે માત્ર રૂપ્યા એકનું રાખ્યું હતુ. ઓગણીશમી સદીની અધવચ્ચમાં જ્યારે છપામણીનો હુનર આર્જન જેટલો આગળ વધેલો નહિ હતો, તેવા સમયમાં "સ્ત્રીબોધ" જેવું એક મોટા કદનું માસિક બહાર પાડવાનું અને તેને માટે ખાસ વિલાયતથી ચિત્રો મગાવીને છાપવાનું કામ કંઇ ન્હાનાં ખર્ચનું નહિ હતુ. આ કારણોને લીધે ચોપાનિયું ચલાવવામાં નીપજતી ખોટ પૂરી પાડવાને ઉપલા અધિકારીઓમાંના એક સાહસિક અને ઉમંગી આગેવાન મી૦ ડોસાભાઇ ફરામજી કામાએ બે વર્ષ સુધી દર સાલ રૂપ્યા ૧૨૦૦ ની રકમ મદદ તરીકે આપી હતી.

સને ૧૮૫૯ થી "સ્ત્રીબોધ" દફતર આશકારા છાપખાનાવાળા શેઠો બહેરામજી તથા મહેરવાનજી ફરદુનજી મર્ઝબાનને આપવામા આવ્યુ, જેઓએ એ ચોપાનિયું ૧૯૦૨ સુધી ચલાવી સને ૧૯૦૩ ની શરૂઆતથી મુકી દેવા ચાહ્યુ, ત્યારે તે પોતાને હિસાબે ચાલુ રાખવાનું કેખુશરો કાબરાજીએ માથે લીધુ, અને ચાર દાહેકા સુધી તંત્રી તરીકે બજાવેલી "સ્ત્રીબોધ" ની વફાદાર સેવામા માલેકીનો જોખમ ખેચી લઇ વધારો કર્યો. ઇશ્વરેચ્છાએ આ એવડા સંબધનું ફલ "સ્ત્રીબોધ" ને આપવા તે ઝાઝીવાર જીવ્યા નથી. પણ હવે પછી "સ્ત્રીબોધ" ની લગામ તેમના કુટુંબનાજ હાથમાં રહેશે એ વિચાર તેના હીતચિંતકોને સબ્બારો આપે છે.

## સ્ત્રીબોધના તંત્રીઓ.

"સ્ત્રીબોધ" ના પ્હેલવ્હેલા "અધિપતિ" મર્હુમ મી૦ બહેરામજી ખરશેદજી ગાંધી હતા. તેપછી શરૂઆતના થોડાક અરસા સુધી એ ચોપાનિયાંની કટારો મી૦ સોહરાબજી શાપુરજી બંગાલીએ તથા મી૦ જાહાંગીર બરજોરજી વાછાએ ચલાવી. સને ૧૮૫૯ ના પ્રારંભથી મી૦ ન્હાનાભાઇ હરીદાસે "સ્ત્રીબોધ" ના તંત્રી તરીકે સેવા બજાવી હતી. તેમની જગ્યા ઉપલાં વર્ષની આખરીએ મર્હુમ જાણીતા લખનાર સોહરાબજી જાહાંગીર તાલેયારખાને લીધી હતી. એ પછી પ્રખ્યાત સંસાર સુધારક મી૦ કરસનદાસ મૂળજીએ ૧૮૬૦ થી બે વર્ષ સુધી તંત્રીપણું ચલાવ્યું. "સ્ત્રીબોધ"ના ઇતિહાસમા તેના પારસી સ્થાપકોની જોડજોડમાં

એવી રીતે એ હિંદુ અગ્રેસરોનાં વિખ્યાત નામો આપણને યાદ આપે છે કે સુધારાની શરૂઆતના એ જમાનામાં હીંદુ અને પારસી યોધ્ધાઓ સાથે મળી કામ લેતા હતા, જ્યારે આપણે હાલ જોઇયે છિયે કે હીંદુ સુધારાના સવાલોમાં પારસીઓ ભાગ લે તે કેટલાક હીંદુભાઇઓને રૂચતું નથી.

સને ૧૮૬૨ માં એ જગ્યાપર મર્હુમ મી૦ ન્હાનાભાઇ રૂસ્તમજી રાણીના થોડાક મહિનાઓ સુધી આવ્યા, જે બાદ ૧૮૬૩ માં "સ્ત્રીબોધ" ના તંત્રીનો અધિકાર મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીના હાથમાં પસાર થયો. આ તારીખ પછી (વચ્ચે થોડો વખત સૂધી તેની કટારો સ્ત્રીકેળવણીની આજસુધીની સેવામાં જાણીતા થયલા એ ગૃહસ્થો મેશર્સ ન્હાનાભાઇ નશરવાનજી માસ્તર અને દારાશાહ રતનજી ચીચગરે પોતાને હસ્તક લીધી તે ન્હાનો અરસો બાદ કરતાં) "સ્ત્રીબોધ" નું તંત્રીપણું એજ મહાન લેખકે દાહેકાઓ સૂધી ચલાવી પોતાનાં મરણ સાથેજ પોતાની કલમ છોડી.

જ્યારે ૨૫ મી એપ્રિલ ૧૯૦૪ ની સાંજે તે મરણની ખબર મેં સાંભળી, ત્યારે મ્હારાં અંતરમાં ઉભી થયલી સંખ્યાબંધ લાગણીઓમાં "સ્ત્રીબોધ"નાં ભવિષ્યના વિચારે મુખ્ય જગ્યા લીધી હતી. કાબરાજીની જાહેર સેવાઓની સંકૃમાં એ માસિકનો ભાગ મ્હારા મનમાં ઓછી અગત્ય ધરાવતો નહોતો. હું માનતો હતો કે એ મહાપુરૂષના વહી ગયા કેડે તેનું પ્રજાકીય કામ આગળ ચલાવવાનો ઉત્સાહ અને કાળજી તેની પોતાની ઓલાદમાં હસ્તી ધરાવતાં હોવાં જોઇયે. એજ કારણને લીધે કાબરાજીનાં મરણ પછી મ્હારી એ વક્રી પાર પડી છે, તેને માટે કાબરાજીના એક વખાણનાર તરીકે, "સ્ત્રીબોધ"ના એક લેખક તરીકે, અને સાહિત્યના એક ઉપાસક તરીકે હું અત્રે મ્હારો નમ્ર સંતોષ નોંધવાની રજા લઉં છું.

મિસ શીરીન કાબરાજી પોતાના નામાંકિત પિતા તરફથી વારસામાં મળેલાં એ પ્રિય માસિકને કેવી લાયકાતથી ચલાવે છે, તે વિશે મ્હારૂં મત દર્શાવવાની સત્તા આ કલમ હવે ખોઇ બેઠી છે. પણ ઘણા સજ્જનો મ્હારી સાથે મળતા થશે કે જે જગ્યા આગલાં વર્ષોમાં કરસનદાસ મૂળજી, સોહરાબજી બંગાલી, ન્હાનાભાઇ હરીદાસ અને કેખુશરો કાબરાજી જેવા નામાંકિત નરોએ લીધી હતી, તે જગ્યા હાલ એક પારસી બાનુ ધરાવી શકે છે એ બીનાજ સ્ત્રી કેળવણી માટે ઉપલા યોદ્ધાઓએ ઉઠાવેલા અર્ધો સદી ભરના પ્રયાસનો એક કેવળ યોગ્ય બદલો છે.

## સ્ત્રીબોધનાં લેખકો.

પણ "સ્ત્રીબોધે" મેળવેલી અસાધારણ વિખ્યાતિ તેના શૂરા અને બિનસ્વાર્થી સ્થાપકો, તેના સાહસિક પ્રવર્તાવનારાઓ, તેના નામાંકિત તંત્રીઓને લીધેજ થઇ નહોતી. એ વિખ્યાતિ ઘણે દરજ્જે તેણે પોતાની આસપાસ ભેગાં કીધેલાં સુશીક્ષિત લેખક-મંડળને આભારી છે. ગુજરાતી સાહિત્યના પુનર્જન્મ (Renaissance) નાં છેલ્લાં પચાસ વર્ષોમાં જે જે લેખકોએ નામના મેળવી છે,-હિંદુ, મુસલમાન કે પારસી,-તેમાંનાં ઘણાંખરાંઓએ "સ્ત્રીબોધ"માં થોડો કે ઘણો ભાગ લીધો છે, કેટલાકોએ "સ્ત્રીબોધ" દ્વારાજ વાંચક પ્રજાની પ્હેલી ઓળખાણ કીધી છે. ઓગણીશમી સદીના પ્રખ્યાત ગુજરાતી કવિઓ નર્મદાશંકર અને દલપતરામનાં સંખ્યાબંધ કાવ્યો "સ્ત્રીબોધ"ની કટારોએ બહાર પાડયાં છે. એ વર્ગના લેખોમાં



The late Mr BEHRAMJI FURDUNJI MURZBAN
One of the Proprietors of the *Stree Bodhe* from 1859 to 1879
મરહુમ શેઠ બેહેરામજી ફરદુનજી મર્જબાન
સ્રીબોધના એક આગના માલેક, ૧૮૫૯ થી ૧૮૭૯



Mr. MERWANJI FURDUNJI MURZBAN

One of the Proprietors of the *Stree Bodhe*, from 1859 to 1902.

શેઠ મેહેરવાનજી ફરદુનજી મર્જબાન

સ્ત્રીબોધના એક આગલા માલેક, ૧૮૫૯'થી ૧૯૦૨.

વળી કચ્છના માજી દિવાન અને લોકપ્રિય લેખક મી૦ રણછોડભાઇ ઉદયરામ તેમજ મી૦ છોટાલાલ સેવકરામ, લીંબડીવાળા સુધારક મી૦ ભવાનીશંકર નરસિંહરામ અને મહુવારહીશ સુધારક મી૦ વલ્લભદાસ પોપટ શેઠની કલમોનાં પણ અનેક પરિણામો પ્રકટ થયાં છે. સ્વર્ગવાસી સર મંગળદાસ નથુભાઇનાં પુત્રી બાઇ હરકુંવરબાઇ મૂળજી બારભાયાની અનેક સુંદર કવિતાઓ "સ્ત્રીબોધ" માં ફૂલવ્હેલી પ્રકટ થઇ હતી તેની ગૂજરાતી હિંદુઓમાં વધેલી સ્ત્રીકેળવણીના એક ઉત્તમ પરિણામ લેખે અત્રે ખાસ નોધ લેવી ઘટે છે.

પારસી કવિઓ વિશે લખતાં આપણા ઉદ્યોગી લેખક મી૦ દાદી એદલજી તારાપોરવાળાની સેવા વીસરવા જેવી નથી. મ્હારા મત પ્રમાણે જે જગ્યા હિંદુ લેખકોમાં દલપતરામ રોકી ગયા છે તે જગ્યા પારસીઓમાં મી૦ દાદી ધરાવે છે, એમ કહિયે તો ચાલે.

મ્હારા પ્રિય મિત્ર મી૦ અરદેશર ફરામજી ખબરદારની સુંદર કવિતાઓએ "સ્ત્રીબોધ"ની કટારોને વારંવાર દીપાવી છે. ગૂજરાતી ભાષાના એક ઊંડા અભ્યાસી તરીકે, શબ્દોની મેળવણીના એક મધુર હુંનરમંદ તરીકે, અને માનુષી લાગણીના એક અસરકારક ગાનાર તરીકે મી૦ ખબરદાર આપણા સાહિત્યમાં એક નૈનમ નામ મેલી જવાને સરજાયલા છે.

મ્હારા સુશિક્ષિત મિત્ર મી૦ ન્હાનાલાલ દલપતરામ કવિનાં કાવ્યો સુંદર અને મનોહર લેખાશે. એમના જેવા સંગીત જ્ઞાન ધરાવનાર લેખકો ગૂજરાતી સાહિત્યમા પાંચ પણ જડવા મુશ્કેલ છે. પશ્ચિમના સાહિત્ય, વિચાર અને કલાનો અભ્યાસ કરી મી૦ ન્હાનાલાલે તેમાં પૂર્વનું માધુર્ય અને પૂર્વનુ ચાતુર્ય ભેળી પોતાની કવિતામા કંઇક વિરલાં પરિણામે ઉપજાવ્યાં છે.

નવા લેખકોમાં "લલિત" તથા "વસન્ત વિનોદી"ની લેખણે જે મધુર કાવ્યો "સ્ત્રીબોધ"ને અર્પણ કીધાં છે તેની નોધ અત્રે યોગ્ય ગણાશે

હવે આપણે પદ્ય ઉપરથી ગદ્ય ઉપર ઉતરીશુ. એ માસિકના આગલા મદદગારો મી૦ જહાંગીરજી મહેરવાનજી પ્લીડર, મી૦ બેજનજી દાદાભાઈ મહેતા, ડા૦ ખરશેદજી ફરામજી ખોરી, "જિંદગી જોગવવાની જુક્તિ"ના કર્ત્તા મી૦ ડોસાભાઇ ફરામજી રાઠોડીયા, અને મી૦ હોરમજજી મચેરજી ચીચગર વિગેરે પ્રસિધ્ધ નામોની યાદો આપણા મનમા એ પ્રસંગે તાજી થાય છે, કે જેઓની સહાયતા કેળવણીની શરૂઆતના તે જમાનામા ઘણી ઉપયોગી થઇ પડી હતી પાછલા વખત ઉપર આવતાં ડાકટરો જહાંગીર માણેકજી પેન્ટી, રૂસ્તમ ન્હાનાભાઇ રાણીના, અને સ્યાવક્ષ કેખુશરો કાબરાજીનાં બચ્ચાંની માવજત અને શરીર સુખાકારી સંબંધી સેહલા જ્ઞાન આપનારાં લખાણો ઘણાક બાઇઓને યાદ આવશે, મહુમ કાબરાજીના આ બીજા પુત્રે વૈદા સિવાય બીજી બાબતો લખવાની પોતાની શકિત "મેહેરાની માયા" નામની બોધદાયક વાર્તા લખીને દેખાડી આપી છે. આજનાં "સ્ત્રીબોધ"ના એક વિદ્વાન મદદગાર મી૦ જીવનજી જમશેદજી મોદી, બી. એ. છે, જેઓએ બીજા લખાણો ઉપરાત છેલ્લાં ચાર વર્ષ સુધી કાબરાજીનીજ સૂચના ઉપરથી "શાહનામાની સુંદરીઓ" નામનો રસિલો વિષય લખી પારસી સ્ત્રીઓ નીજ નહિ પણ પારસી સાહિત્યની કિંમતી સેવા બજાવી છે. "અનિલ" એ ભેદી નામ હેઠળ મી૦ શીવપ્રસાદ દલપતરામ પંડિતે ઘણાક રસીલા અને ઉપયોગી લેખોની મિશ્રીત મોજ "સ્ત્રીબોધ"નાં વાચકોને ચખાડી છે આ માસિકના એક લખનારનુ નામ તો "સ્ત્રીબોધ" ના મર્હુમ તંત્રી પણ જાણતા નહોતા. ખૂણેખ ટોલે બેગીને સાર્વજનિક

સેવા કરનાર આ વીરો તે "આદમ" ની સદી ઉઠાળ બહાર પડતો સાહિત્યસેવક છે. એ કલમનાં લખાણો જેમ વાણીના જુસ્સામાં તેમ વિચારના ઉડાણમાં કેવળ અસાધારણ દીસે છે. તેની મનશક્તિમાં, તેની ભાષામાં, અને તેની એકમાર્ગી રીતિમાં "આદમ" એક શીરસ્ફ છે.

"સ્ત્રીબોધ"ની તવારીખમાં એ સંજોગ ખાસ નોંધવા લાયક છે, કે તેની હયાતીનાં થોડાંક વર્ષો પસાર થતાંજ તેની કટારોમાં દેશી સ્ત્રીઓની કલમથી રચાયલાં લખાણો પ્રકટ થવા પામ્યાં છે. પોતાની ઉંચી કેળવણીનાં એ પ્હેલાં ફુલ "સ્ત્રીબોધ" ને આપનારાં બાનુઓમાં ડૉક્ટર મિસિસ રતનબાઇ રૂસ્તમજી મલબારવાળા, મિસિસ ધનબાઇ બહેરામજી નાણાવટી, મિસિસ સુનાબાઇ દીનશાહ પારખ, મિસિસ રૂપાંબાઇ દોરાબજી રબાડી, મિસિસ પીરોજબાઇ કેખુશરો જીવણજી, મિસિસ ખુરશેદબાઇ પેસ્તનજી પાવરી, મિસિસ રતનબાઇ એદલજી બામજી, મિસ દીનબાઇ અરદેશર ફ. ચીનાઇનાં નાંમો અત્રે માન સાથે જાળવી રાખવા લાયક છે. મિસ ભિખાઇજી લીમજી પાલમકોટની વિચારવંત અને કસાયલી કલમે "સ્ત્રીબોધ"ને એક ન્હાનો પણ આવકારદાયક હિસ્સો આપ્યો છે. મિસિસ શીરીનબાઇ રૂસ્તમજી સર્વેયરનાં કુદરતી વિદ્યા સંબંધી સેહેલી ભાષામાં સમજ આપનારાં લખાણો કેટલાક વખતથી ચાલુ આવતાં રહ્યાં છે. પણ "સ્ત્રીબોધ" માં એક નામ જે આજ વર્ષો થયાં રમતું રહ્યું છે તે કોણનું? ઘણાં વાચંકો સમજી જશે કે હું "પુતલીબાઇ" વિશે બોલું છુ. એમની કલમનાં વિધવિધ ફુલોને મર્હુમ તંત્રી હંમેશ વ્હાલથી આવકાર આપતા હતા. અંતે જ્યારે એ સાહિત્ય સંબંધ એ બાઇને કાબરાજીના વડા પુત્ર સાથે લગ્નના ગાંઠથી જોડવા કારણભૂત થયો ત્યારે એ પિતાને મળેલા આનંદમાં "સ્ત્રીબોધ" નાં ઘણાં સુગ્ન વાંચકો સામેલ થયાં હશે. "પુતલીબાઇ" ની કલમ "સ્ત્રીબોધ" ની સેવા હજી પણ અનેક રૂપે કરતી રહી છે. એમનાં છેલ્લાં લખાણોમાં "બાલકોને બોધ" ની વાર્તામાળા અને "ડૉક્ટર જેકિલ અને મી૦ હાઇડ" નાં ભાષાંતરની યાદ આપવાનુંજ બસ થશે. આ સંબંધમાં "પુતલીબાઇ"નાં બ્હેન "મેહેરબાઇ" (મિસિસ અર્દેશર બહમનજી ચોથિયા) નાં ઉપયોગી લખાણો ભૂલી શકાય એમ નથી.

છેલ્લે આ માસિકનાં બાનુ લખનારાંઓની સંઘમાં કેખુશરો કાબરાજીનાં પુત્રીઓની કિંમતી સામેલગીરી વર્ષોથી જણાયલી છે. મેં "કાબરાજી સ્મારક ગ્રંથ"માં નોંધ્યુ છે તેમ "સ્ત્રીબોધ"ના સદ્દગત તંત્રીનાં વડાં તથા એક બીજાં પુત્રી મર્હુમ બ્હેનો જરબાનુ અને હોમીનાએ એ કટારોની ઉમદા સેવા બજાવી છે. મને યાદ છે કે કેટલાંક વર્ષ ઉપર પૂણામાં જ્યારે એક પારસી જોડાંની શાદી પછીના મેળાવડામાં અમો સર્વ અમારો વખત રમતગમતમાં ગુજારતાં હતાં, ત્યારે બાઇ જરબાનું એ સઘળાં ખેંચાણોને બાજુએ મેલી "સ્ત્રીબોધ"ને માટે એક લખાણ તૈયાર કરવામા રોકાયલાં હતાં. બ્હેનો ગુલબાનુ તથા રોહેરબાનુએ પણ આ ચોપાનિયાને અનેક લખાણો પૂરાં પાડયાં છે, અને હવે સોંથી ન્હાનાં મિસ શીરોજા એ પ્રજા–સેવાનાં કાર્યમા જોડાયાં છે.

મિસ શીરીન કાબરાજીનો "સ્ત્રીબોધ" સાથનો સંબધ તંત્રી તરીકેની તેમની હાલની કારકીર્દીની અનેક વર્ષો અગાઉથી શરૂ થાય છે. એમના સબંધમાં એક બીના જાણવાજોગ છે કે કાબરાજીની કેટલીક યાદગાર વાર્તાઓનો ઘણોક ભાગ પાછલાં વર્ષોમાં પોતાની વધતી જતી નાકૌવતિને લીધે તેઓ દીકરી શીરીનને પાસે બેસાડી લખાવતા હતા. એ રીતે એ બાઇ ખુદ પિતાના કસાયલા હાથ હેઠળ તાલીમ લેવાને ભાગ્યશાલી થયાં, અને તેઓ કાબરાજીનાં લખાણની લગભગ નકલ કરી શકે છે તે આ ઉપરથી સમજાય છે. તેમનાં પ્હેલા લખાણોમા લૉર્ડ એ૦



**The late Mr BEHRAMJI K GANDHI**

The first Fditor of the *Stree Bodhe* (1857)

**મરહુમ શેઠ બેહરામજી ખરશેદજી ગાંધી**

સ્ત્રીબોધના પહેલવેહેલા અધિપતિ ( ૧૮૫૭ )



**The late Mr JEHANGIR B VACHHA**

One of the Promoters of the *Stree Bodhe* and its Editor from 1857 to 1859

મરહુમ શેઠ જહાંગીર બરજોરજી વાછા

સ્ત્રીબોધ સભા' ના સેક્રેટરી અને સ્ત્રીબોધના એક આગલા અધિપતિ ૧૮૫૭ થી ૧૮૫૯

બરીના જાણીતાં પુસ્તક " The Use of Life"નાં કેટલાંક પ્રકરણોનું ભાષાંતર " જિંદગીનો સદુપયોગ" એ મથાળાં હેઠળ "સ્ત્રીબોધ"માં પ્રકટ થયું છે. સને ૧૯૦૪માં પોતાના વિખ્યાત પિતાની ખાલી પડેલી જગ્યાની જોખમદારી સ્વીકાર્યા પછી તેઓએ તેમના અકાળ મરણથી અધુરી રહેલી વાર્તા " સોલીશેઠની સુનાઇ " પૂરી કરવા ઉપરાંત " દોસ્ત કે દુશ્મન ? " અને " શુહ્રા બ્યાવક્ષ"ની વાર્તાઓ બહાર પાડી છે.

## ૫૦ વર્ષના લખાણસંગ્રહની સામટી તપાસ.

"સ્ત્રીબોધ"નાં લખનારાંઓ વિશે બોલ્યા પછી હવે આપણે તેનાં લખાણો તરફ વળીશું. " વર્ષ પચાશની વાત ઉપર " કેળવણી આપવાનાં સાધનો કેટલાં સાંકડાં હતાં તેનો જ્યારે આપણે વિચાર કરિયે છિયે, ત્યારે " સ્ત્રીબોધે " પોતાના જન્મ સાથેજ ઓગણીશમી સદીના છેલ્લા પાંચ દાહિકાઓમાં ફેલાવેલી નવી હવાને માટે આપણાં ઉગર આભારી બન્યા વગર રહેતાં નથી. એક સાધારણ વાંચનારના મનને ગમતી રીતે વિદ્યાની જૂદી જૂદી શાખાઓનું જ્ઞાન પ્રજામાં ફેલાવવાનું કાર્ય જેમ સ્હેલું નથી તેમ સદા ફતેહમંદ નીવડતું પણ નથી. એ બીકટ કાર્ય " સ્ત્રીબોધે " પાર પાડ્યું છે. એ ચોપાનિયામાં મનોરંજનને માટે જે નાટકો અને નવલકથાઓએ દેખાવ દીધો છે, તેઓ એકસરખી રીતે નીતિ અને બોધ આપનારાં થઇ પડયાં. પણ વાર્તા અને નાટક ઉપરાંત તેમાં ઇતિહાસ અને શાસ્ત્રને લગતાં સંખ્યાબંધ ઉપયોગી લખાણો છપાયાં છે. " સ્ત્રીબોધ "નાં જૂનાં પુસ્તકોનો અભ્યાસ દેખાડે છે કે તેની કટારોમાં વિદ્યાની દરેક શાખાને લગતું જ્ઞાન બહાર પાડવાની ખાસ કાળજી લેવાઇ છે. એવી રીતે " સ્ત્રીબોધ " મા પ્રકટ થયલી જૂદી જૂદી બાબતોની લેખમાલાઓની એક ટીપ બનાવવામાં આવે તો તે કોઇ પણ રીતે ટુંકી જણાશે નહિ. હિંદ, ઇરાન, રોમ, ગ્રીસ, ઇંગ્લંડ, ફ્રાંસ અને બીજા અનેક દેશોની તવારીખ તથા પ્રખ્યાત નર-નારીઓનાં બોધક જન્મ-ચરિત્રોનું જે ઉમદા સાહિત્ય " સ્ત્રીબોધે " બહાર પાડ્યું છે, તેવું બીજા ઘણાં થોડાં દેશી ચોપાનિયાંઓમા આપણને મળી આવશે. શાસ્ત્રને લગતા વિષયોમાં તબીબી વિદ્યા, શરીર વિદ્યા, ખગોલ વિદ્યા, ભૂગોલ વિદ્યા, વનસ્પતિ વિદ્યા, પૃથ્વી વિદ્યા, બલકે શાસ્ત્રીય જ્ઞાનની દરેક અગત્યની શાખા ઉપર અજવાળું પાડવાની એ ચોપાનિયાંએ ખંતીલી કોશેશ કીધી છે.

"સ્ત્રીબોધ" ચલાવવામાં ચાર નિયમો ઉપર ખાસ ધ્યાન અપાયલું દીસે છે.

(૧) વિદ્યાના જૂદા જૂદા વર્ગોનો એક ખુલ્લો ખ્યાલ પ્હેલાથી જાળવી રાખી દરેક વર્ગને લગતાં લખાણો એકેક પછી નિયમિત રીતે દર માસે બહાર પાડીને જ્ઞાનનાં મૂલતત્ત્વો ફક્ત દેશી સ્ત્રીઓ વચ્ચેજ નહિ પણ વળી દેશી પુરૂષો વચ્ચે ફેલાવવામાં આવ્યાં છે.

(૨) વિદ્યાની તથા બીજી બાબતોની સમજણ વધારે અસરકારક અને મનગમતી રીતે આપવા માટે ચિત્રો છાપવાનો સાહસ મોંઘે ખર્ચે પણ મોકળે હાથે ઉઠાવવામાં આવ્યો છે. "વર્ષ પચાશની વાત ઉપર" જ્યારે ચિત્રો છાપવાનું કામ ખર્ચાળુ અને અસાધારણ હતું, તેવા સમયથી કરવામાં આવેલી એ પ્હેલની કિંમત આજે બરાબર પિછાનવી મુશ્કેલ છે.

(૩) ચોપાનિયાંના સફાઓમાં જેમ હાથમાં આવે તેમ ગમે તેવાં લખાણોનું "ભરતિયું" છાપવાની તેના તંત્રીએ કદી પણ છૂટ લીધી નથી, પણ " સ્ત્રીબોધ " ની સ્થાપનાના ખાસ હેતુઓને અનુસરીનેજ દર મહિને તેમાં લખાણોની ચુંટણી કરવામાં આવી છે.

(૪) વાર્તાઓ જે ખરૂં જોતાં જ્ઞાનનું એક ઉપયોગી સાધન છે, પણ જે પરિણામમાં ઘણી વેળાએ માત્ર એક ઉતરતા વર્ગનું સાહિત્ય ઉપજાવે છે, તેમના સંબંધમાં "સ્ત્રીબોધે" એક ઊંચું ધોરણ અમલમાં મેલ્યું છે. આ માસિકમાં પ્રકટ થયલી અનેક વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં આગેવાન જગ્યા મેળવવાને સરજાયલી છે.

મ્હારૂં કુટુંબ "સ્ત્રીબોધ" દાહેકાઓ સુધી વાચતું આવ્યું છે, અને ઇંગ્રેજી ભાષામાં સમાયલા વિસ્તીર્ણ ભંડારના લાભો મેળવવાને હક પામ્યા કેડે પણ ગુજરાતી સાહિત્ય તરફના મ્હારા પ્રેમથી દોરવાઇને મે સંખ્યાબંધ કલાકો એ માસિકના જૂના અંકો સાથે મ્હારી જન્મભૂમિમાં પસાર કર્યા છે. આ તમામ કલાકોએ મ્હારૂં મન વેરવા સાથેસાથેજ મને દરેક પ્રસંગે કંઇ નવું જાણવાની તક આપી છે. એજ પ્રમાણે તમો "સ્ત્રીબોધ"નાં પ્હેલાં વર્ષોના અંકો ઉઘાડો, અને તેના સફાઓજ આ માસિકની નાદર તવારીખ સમાન થઇ પડશે. એવા એક અવલોકનમાં તમારી આંખો કોલમ્બસ, બોનાપાર્ટ, સીકંદર, સુએઝ કનાલના યોજક મોં૦ લેસેપ્સ, પીબડી, મૉલ્ટકે, વેલિંગટન, બિસ્માર્ક, ગ્લેડસ્ટન, બ્રાઇટ, રાણી એલિઝાબેથ, લેડી જેન ગ્રે, રાણી યુજીની, પ્રેસિડંટ લિન્કન, મહારાજા રણજીતસિંહજી, ઇસ્માઇલ પાશા, અરદેશર કોટવાલ, જગન્નાથ શંકરશેઠ, ભોપાલનાં બેગમ, ગ્રેસ ડાર્લિંગ, વિકટર ઇમૅન્યુઅલ, એચ. એમ. સ્ટેનલી વિગેરે જાણીતાં નર–નારીઓનાં ચરિત્રોપર પડશે, કે તમો સૂર્ય, ચંદ્ર, બુધ, શુક્ર, પૃથ્વી, મંગલ, બૃહસ્પતિ, શનિશ્વર, યુરેનસ, વિગેરે આકાશી હસ્તીઓના સંબંધમાં રસીલું જ્ઞાન મેળવશો. અથવા તમો ઇરાનના પાદશાહો કે પૅરિસના પ્હેલવાનો વિશે જાણશો, કિંવા રૂમી તવારીખ માહેલા સફાઓ વાંચશો, અથવા મીસર દેશને લગતી હકીકત પામશો, કે મહાભારતની કથાઓનું શ્રવણ કરશો. કોઇ કોઇ વખત તમો વિદ્યાના વિષયો ઉપર રયાવક્ષ અને શીરીન વચ્ચે અનેક જાણવાજોગ સંવાદો ચાલતા સાંભળશો. અહિં તમને ક્લોરિન, ઑક્સિજન, હાઇડ્રોજન નાઇટ્રોજન વિગેરે વાયુઓના ગુણલક્ષણો, વીજળી અને ગડગડાટના કુદરતી ચમત્કારો, કે રેતીના વંટોલિયાની હિલચાલો વિશે જાણવાજોગ માહિતી મળશે; અહિં તમને પૉમ્પીઆઇના ખંડિયેરો અને આફ્રિકાનાં રણો દ્રષ્ટિએ પડશે; અહિં તમને ઉદ્યોગ–હુંનરની અજાયબીઓ દેખાઇ આવશે; અહિં તમને સિદ્ધપદાર્થ જ્ઞાન સંપાદન થશે, અહિં તમને સંસારનાં જૂદાં જૂદાં ચિત્રો દર્શન દેશે; અહિં તમને શેક્સપિયરનાં જવાહીરો હાથ લાગશે. નવલકથા, ઇતિહાસ અને શાસ્ત્રનાં એ સંખ્યાબંધ ઉપયોગી લખાણો વચ્ચે આપણને એક સુંદર અને મનોહર "કૅલિડોસ્કોપ" મળી આવે છે, જે ચાલુ અને ચાલુ ફરતું આપણી આંખોને દરેક વેળાએ એક નવી જ્ઞાનરચનાનો ભાસ આપે છે.

* * *

"સ્ત્રીબોધ"ની પચાશ વર્ષની કારકીર્દીનાં ચિત્રદર્શનમાં એક આકૃતિ સૌથી વધારે દીપે છે, તેના જયસ્તંભ ઉપર એક નામ સૌથી વધુ જગ્યા રોકે છે. હું કેખુશરો કાબરાજીને પોતાને માટે બોલું છું.—કાબરાજી, જેઓએ "સ્ત્રીબોધ"માં ચાર દાહેકાઓ સુધી આપણી "માતાઓને જ્ઞાન દીધું,"—કાબરાજી, જેઓએ "સ્ત્રીબોધ"ના તંત્રી તરીકેજ પોતાની પ્રજાસેવાની કારકીર્દી પૂરી કીધી,—કાબરાજી, જેઓએ "સ્ત્રીબોધ"ને સાહિત્ય અને સંસાર સુધારાના ઇતિહાસમાં અમરતા આપી. એક મિત્ર અને સંબંધી તરીકે એ લેખક તરફની મ્હારી લાગણી અંગત છે; પણ જે કાબરાજી "સ્ત્રીબોધ"ના સફાઓમાં જીવે છે, તેમની તરફની



**The late Mr SORABJI JEHANGIR TALEYARKHAN**

Editor of the *Stree Bodhe* (1859)

મરહુમ શેઠ સોરાબજી જહાગીર તાલેયારખાન

સ્ત્રીબોધન એક આગના અધિપતિ ( ૧૮૫ )



**The late Mr NANABHAI R RANINA**

Editor of the *Stree Bodhe* (1862)

મરહુમ શેઠ નાહુનાભાઇ રૂસ્તમજી રાણીના

સ્ત્રીબોધના એક આગલા અધિપતિ ( ૧૮૬૨ )

મ્હારી લાગણી તો તેઓનાં અસંખ્ય ભાઇબંધોની લાગણીનો અંશ અને પડછાયો માત્ર છે: તો પ્યાર અને આભારનો તે પ્રજાકીય રસ હું શાને માટે મ્હારી કલમમાં વ્હેતો નહિ કરૂં?

આપણે જોઇ ગયાં છિયે કે "સ્ત્રીબોધ" એક વ્યાપારી સાહસ લેખે નિકળ્યું નહોતું. તેની અવશ્યની નેમ દેશી માતાઓને જ્ઞાન આપવાની હતી. એ નેમ પાર પાડવા માટે "સ્ત્રીબોધ"ને કાબરાજી કરતાં વધારે લાયક તંત્રી બીજો મળી શકત નહિ. એક સ્થાપેલાં ધોરણને વફાદારીથી વળગી રહેવાની ધીરજ, ખંત અને સચ્ચાઇ દરેક માણસ બનાવતું નથી. પોતાના મનોરથને શરણ થઇને પગલાં ભરવાં એ કાબરાજીનો મુદ્રાલેખ હતો. તેટલા માટે પોતાની બીજી સંખ્યાબંધ રોકાણો વચ્ચે તેઓ "સ્ત્રીબોધ" તરફનું પોતાનું કર્તવ્ય કદી પણ વીસરતા નહિ. તેમનાં તંત્રીપણા હેઠલ આ માસિકે એક પણ હિતાવલું કે અઘટિત લખાણ ચાલીશ વર્ષમાં બહાર પાડયું નથી. "સ્ત્રીબોધ"માં તેમની પંકાયલી કલમથી આવતી ચાલુ વાર્તા ઉપરાંત તેઓ પોતે વારંવાર વિદ્યા હુંનરને લગતા બીજા અનેક વિષયો લખતા હતા. વખત અથવા કામનાં સઘળાં દબાણ વચ્ચેથી કાબરાજીએ પોતાનાં ચોપાનિયાને જ્ઞાન અને બોધનાં એક કિંમતી સાધન તરીકે ચાલુ દીપતું રાખ્યું. હાલના હિંદી કેળવણીખાતાંના વડા મીં૦ જાઇલ્સના શબ્દોમાં '"સ્ત્રીબોધ" એક સંગીન, તનદરૂસ્ત અને ઉપયોગી માસિક લેખેની હમેશાં સૌથી ઊંચી પ્રતિષ્ઠા ધરાવે છે.' એ પ્રતિષ્ઠા સર્વેથી વધુ કાબરાજીને આભારી છે.

કાબરાજીનાં પ્હેલાં લખાણોમાં તેમની કલમથી બહાર પડેલાં નીચલાં નાટકો ભૂલી શકાય એમ નથી, કે જે નાટકો આપણા સૌથી મહાન પારસી લેખકે પેલા સૌથી મહાન ઇંગ્રેજી લેખક શેક્સપિયરના અમર ખેલોમા વ્હેતાં અસાધારણ તત્વો ગૂજરાતી વાંચકો આગળ ધરવાની મતલબથી "સ્ત્રીબોધ" માં પ્રકટ કર્યા હતાં.

સને ૧૮૬૩................શેરના સવાશેર,
અથવા
બૈરીઓના શેકાર-બેરડાઇની સજા.

,, ૧૮૬૩...........ખોટા હીરા ચલકે ઘણા,
અથવા
બેમરવત બેટા બેટીઓ.

,, ૧૮૬૩...........વફા ઉપર જફા,
અથવા
માણસનું ધારવું-ખુદાનું કરવું

,, ૧૮૬૪...................ધીરાં કામ સાહેબનાં,
અથવા
સામટું સંકટ અને સામટું સુખ.

,, ૧૮૬૪.................. કજિયાખોર કબીલાઓ,
અથવા
લગનમાં વિઘ્ન—રંગમાં ભંગ

સને ૧૮૬૪..................વગર પૈસાનો કીંમતી વારસો,

અથવા

પ્રીતની પીડા !

,, ૧૮૬૫..................સ્ત્રીની વફાદારી અને વચન.

,, ૧૮૬૬..................સંકટનું સેવટ–તેહમુરતું તારણ

,, ૧૮૬૬..................કરણી તેવી પાર ઉતરણી,

અથવા

બદી રહે છૂપી કદી ?

,, ૧૮૬૬..................પતિવ્રતા બાયડીનો વેહમી ભર્થાર.

,, ૧૮૭૦.................. સ્વપ્ને સગાઇ,

અથવા

વઢતાં જોડાંનાં લડતાં લગન.

,, ૧૮૭૦..................તલેસ્માતી તુફાન,

અથવા

જાદુની જૂદાઇ–મોહબતનો મેલાપ.

,, ૧૮૭૧..................ધીરજનું ધન,

અથવા

છૂપાં સંકટપર છૂપી ફતેહ.

પણ બીજાં હજારો હિંદી ભાઇબેહેનો જોડે હું માનું છું કે કાબરાજીની "સ્ત્રીબોધ"ના તંત્રી લેખેની મુખ્ય કીર્તિ આ ચોપાનિયામાં છપાયલી કાબરાજીની પ્રખ્યાત વાતો છે. એ ચાલુ વાર્તાઓની એક સંપૂર્ણ ટીપ નીચે આપવામાં આવે છે.—

સને ૧૮૭૧–૭૩..................ભોલો દોલો,

અથવા

ભોલો ભલો—ભૂંડાંનો ભાઇ.

,, ૧૮૭૫..................પરણવું કે નહિ પરણવું ?

અથવા

નાદાન દોસ્ત કરતાં દાનાવ દુસ્મન ભલો.

,, ૧૮૭૫–૭૬............આગલા વખતની બાયડીઓ, અને હાલના વખતની છોકરીઓ,

અથવા

નવો સુધારો અને જુનો સુધારો.

,, ૧૮૭૭..................પાતાલ પાણી ચલાવે અને મોરી કોરડી ને કોરડી,

અથવા

દીનીને દીનો ગમતો નથી.

,, ૧૮૭૮..................મીજાજી હોસનઆરા કેમ ઠેકાણે આવી ?

અથવા

મોટે ઘરની છોકરીને ગરીબ ઘરની તાલીમ.



Mr NANABHAI NASARWANJI
Editor of the *Stree Bodhe* (1864)
મી૦ નાનાભાઇ નસરવાનજી માસ્તર
સ્ત્રીબોધના એક આગલા અધિપતિ ( ૧૮૬૪ )

સને ૧૮૭૮-૭૯..........પૈસા ! પૈસા !! પેસા !!!

અથવા

પૂજા કોણની—ધનજીશાહની કે તેના ધનની ?

„ ૧૮૮૦-૮૨..........દુખિયારી બચુના દુઃખના પહાડ.

અથવા

સુધરેલા સંસારમાં શું શું સંભાળવું છે ?

„ ૧૮૮૨-૮૪..........સોલીને સુધારનાર સુની,

અથવા

વહુ વડે વર અને વર વડે વહુ.

„ ૧૮૮૪-૮૭..........ગુમાસ્તાની ગુલી ગરીબ,

અથવા

દીકરા તે દોલત-કેળવે તે ભોગવે.

„ ૧૮૮૭-૮૮..........વેચાયલો વર,

અથવા

ઘરડી બાયડીનો જુવાન વર અને જુવાન બાયડીનો ઘરડો વર.

„ ૧૮૮૮-૯૦.......... દારાશાના,

અથવા

કુટુંબનો સંપ તેજ બાપીકો વારસો

„ ૧૮૯૦-૯૨..........ભીખો-ભરભરિયો,

અથવા

કાળો હાઉસ—બહારથી કાળો, માહેથી મીઠો માવો.

„ ૧૮૯૨-૯૪..........હોશ ગબાગ,

અથવા

"આપણો સુધારો—તે આપણને ક્યાં ઘસડે છે ?

„ ૧૮૯૪-૯૫.......... જરી ( દીની ડાહી )

અથવા

પેસાના બિગડેલા—ગરીબીના સુધરેલા.

„ ૧૮૯૬-૯૭..........ખોહવાયલી ખટલી,

અથવા

મરનારાઓના વારસાની આશાપર જીવનારાઓ

„ ૧૮૯૭-૯૮..........મીઠી મીઠી,

અથવા

કોસબાની કન્યા, તેને કોઇ નહિ પરણ્યા.

„ ૧૮૯૮-૧૯૦૩ ....ચાલીસ હજારનો ચાનજી,

અથવા

શું પસંદ કરશો ?—ગરીબીના ધકેલા કે પેસાના પછાડા ?

સને ૧૯૦૩ ..........ખૂનનો બદલો ફાસી,
અથવા
ભારખમ ગરીબો વિરૂદ્ધ હલકા માતબરો
,, ૧૯૦૪ ....... સોલી શેઠની સુનાઇ,
અથવા
પૈસાપર વેચાઇ, હસદપર હીણાઇ, પ્યારપર છેતાઇ.

ઉપલી વાર્તાઓમાથી ઘણીખરી નવલકથાઓ ઇગ્રેજી વાતો ઉપરથી દેશી સસારને લાગુ પાડવામા આવી છે પણ એ સજોગ તેમની કિંમતમા ઘટાડો કરવાને બદલે વધારો કરે છે. એમરસન "Progress of Culture" નામના પોતાના લેખમા જણાવે છે તેમ, "મનના કરતા વધારે જૂનુ કશુ નથી દુનિયા હમેશ પોતાની સાથે એકસરખી છે. આપણે હજી હોમર, અથવા એસ્કીલસ, અથવા પ્લેટો, અથવા ઍરિસ્ટોટલ અથવા આર્કિમીડિસને છોડી શકતા નથી" બીજે ઠેકાણે શેક્સપિયર ઉપરના નિબધમા એજ ટીકાકાર આપણને શીખવે છે કે "મહાન દિલમોજ શક્તિ ચોજ્જ (original) થવામા જેટલી સમાયલી નથી, તેટલી બીજા ઓનુ કીધેલુ સારૂ કામ પોતાના કાર્યમા ખેચવામા, દુનિયાને સઘળુ કરવા દેવામા, અને વ્હેતા કલાકની જરૂરિયાત પોતાના મનમાથી હરકત વગર પસાર કરવામા સમાયલી છે."

એમરસન અને શેક્સપિયરના સબધમા જે બોલો વાપરે છે તે કાબરાજીની વાર્તાઓને લાગુ પડે છે—"એક મોટો કવિ, જે અલબત્ત વખતોમા દેખાવ દે છે, તે કેથે પણ પ્રકાશતુ નૂર પોતાના મડળમા ખેચી લે છે જ્ઞાનનુ દરેક રત્ન, લાગણીનુ દરેક ફૂલ, પોતાના ભાઇ બધો આગળ ધરવાનો તેનો સુદૃઢ ધર્મ છે તે પોતાના વિચારો ક્યાથી આવે છે,—ભાષાતરથી કે લોકવાર્તાથી, પ્રવાસથી કે પ્રેરણાથી,—તે વિશે કેવળ બેપરવા રહે છે, ગમે તે મૂળથી તેઓ આવતા હોય, તેઓ સઘળા તેને એકસરખા આવકારદાયક છે...બીજા માણસો તેનીજ માફક ડાહી ચીજો કહે છે, એટલુજ કે તેઓ વળી બીજી ઘણી મૂર્ખ ચીજો પણ કહે છે, અને જાણતા નથી કે કયારે તેઓ શ્યાણી રીતે બોલે છે પણ તે તો ખરા હીરાની શેશની જાણે છે, અને જ્યા પણ તેને એવા હીરો મળી આવે ત્યા તેને ઊચે સ્થાને મેલે છે હોમર, ચૉસર અને સાદી એવી સુખી હાલત ભોગવી ગયા છે તેઓ ધારતા હતા કે સઘળી અક્કલ તે તેઓની અક્કલ હતી અને તેઓ માત્ર કવિજ નથી, પણ કેતાબખાના અને તવારીખોના જાળવનારાઓ છે"

પણ ત્યારે એક મહાન લખનારની અગત ખુબી ક્યા દાખલ થાય છે? એમરસન આપણને ખુલાસો કરે છે કે મિત્રો, ચાહનારાઓ, પુસ્તકો, કહાણીઓ, કહેવતો,—સઘળા સાધનો એક લેખકના અતર્જ્ઞાન (consciousness) ને સવાલો કરે છે. અને ત્યારે "આખરે તેની છાતીમા શુ એક 'ડેરી' વસે છે કે જેને તે કોઇ પણ વિચાર અથવા વસ્તુ વિશે પૂછી શકે,—કે આ ખરૂ કે ખોટુ, એનો ઉત્તર હા કે ના, અને જેની તરફથી જવાબ મળી શકે, અને તે જવાબ વિશ્વાસદાયક નીવડે? એક માણસ બીજાઓની અક્કલના જે કરજો કરે છે તે તેના પોતાની એ અગત આત્મિક શુદ્ધિના દાવાને કદી પણ ખલલ પહોંચાડશે નહિ. કારણ તે સૌથી ખાનગી હસ્તી જેની સાથે તે વાત કરે છે તેની આગળ બીજા પુસ્તકો અને બીજા મનોની સલાહો માત્ર એક ધુમાડાનો ગોટો છે"

એમરસનના ઉપલા શબ્દોની સાબેતી તરીકે આપણે "દુખિયારી બચુ" લઇશું. એ વાર્તાનું વળું આપણા કર્ત્તાએ મિસિસ હેનરી વૂડનાં એક જાણીતાં પુસ્તક ઉપરથી લીધું છે; પણ તે છતાં એક લેખક, કલાવંત, અને વિચારક તરીકેના કાબરાજીના અંગત ગુણો "દુખિયારી બચુ"માં એટલા અસરકારક રીતે પ્રદર્શિત થાય છે, કે દેશી છાપાના સરકારી ટીકાકાર સ્વર્ગવાસી મી॰ સાર્ડે ૧૮૯૧ માં એ પુસ્તક વિશે પોતાનો અભિપ્રાય દર્શાવતાં જણાવે છેઃ–

"The adaptations of English novels that are necessarily superior to original productions are mostly by Parsi translators, and it is to be hoped that Hindu Gujarati authors will take to similar work more largely than attempting original compositions."

મી॰ સાર્ડના ઉપલા મતના સંબંધમાં હું ઉમેરવાને બંધાયલો છું કે ખુલ્લી રીતે તે "સરસ્વતીચંદ્ર" જેવી એક ઉત્પત્તિને લાગુ પડતું નથી. પણ ગોવર્ધનરામ ત્રિપાઠી સિવાય કેટલાને માટે એમ કહી શકાય? પાંચ વર્ષ પછી કાબરાજીની એક બીજી વાર્તા "દીની ડાહી" ઉપર પોતાનો અભિપ્રાય ઓચરતાં મી॰ સાર્ડેએ ઉપલાને મળતા વિચાર ફરીથી જણાવ્યા હતા.

પણ જ્યારે આપણી વચ્ચે ઇંગ્રેજી વાર્તાઓનો આધાર લઇ દેશી ભાષાઓમાં લખાણો કરનારાઓની સંખ્યા ન્હાની નથી, ત્યારે તેઓ વચ્ચે કાબરાજી શાને માટે એવું અસાધારણ માન મેળવી ગયા છે? એ પ્રતિષ્ઠાનાં કારણો આપણને બે ઠેકાણે મળી આવશે. પ્રથમ તો તેઓ ઊંચા પ્રકારનાં અસલ લખાણો સિવાય બીજાં કોઇ પણ સાહિત્યને પડખે જતા નહિ,[1] અને એ અસલ લખાણોને માત્ર સૂચના રૂપેજ વાપરી તેઓના પાયા ઉપર પોતાની કલા અને પોતાની વિચારશક્તિના બલથી તેઓ એક એવું પરિણામ ઉભું કરતા હતા કે જેમાં તેમના પોતાના હાથની હુનરમંદી અને તેમનાં પોતાનાં મનની દાનેશમંદી એક ભેદી આકર્ષણથી આપણી નજર અને આપણી વખાણ ખેંચતી હતી. ચોક્કસ યુરોપીયન લખનારાઓ તેમની વાર્તાઓમાં પોતાની કલ્પનાનાં હવાઇ ચિત્રો ઉપજાવે છે; પણ તે માત્ર હવાઇ રહે છે, અને હવાઇ સિવાય બીજું કશું હોતાં નથી. કલ્પનાશક્તિ સુંદર અને અગત્યની છે; પણ તે શક્તિમાંજ સઘળું જ્ઞાન, સઘળી મોટાઇ સમાયલી નથી. કલ્પના અને વ્યવહાર વચ્ચે એક અનદીઠ પૂલ ઉભો કરવો ઘટે છે, કે જે ઉપરથી તેઓ બંને વચ્ચે માનુષી જિંદગી ભરોસાથી ચાલી શકે. કાલ્પનિક ચિત્રો ગમે તેવાં ખેંચાણકારક હોય, તોપણ તેઓ જ્યાં સુધી આપણી

૧ કેખુશરો કાબરાજી પોતાની વાર્તાઓનો પાયો રચવા સારૂં ચુનંદા ઇંગ્રેજી લેખકોનાં પુસ્તકોની બહુ સંભાળથી ચુંટણી કરતા. હલકા પ્રકારના ઇંગ્રેજી નૉવેલો ઉપરથી ચોક્કસ લખનારાઓ જે બેધડક પારસી સંસારને લાગુ પાડી વાર્તાઓ લખે છે, અને તેમા ફક્ત પોતાની કમાઈ શોધે છે, તે માટે મર્હુમ કાબરાજી સખ્ત અણગમો બતાવતા હતા. કારણ કે તેથી બે રીતનું નુકસાન થાય છે એક તો એવાં હલકાં વાચન જે ઇંગ્રેજોના ગૃહસ્થ વર્ગમાં કોઈ હાથમાં ધરતું નથી તે અહિં અજાણ્યાઓની, અને મુખ્ય કરીને જુવાન છોકરા છોકરીઓની જાણમાં આવવા પામે છે, જેથી તેઓની નીતિ બિગડવાની ધાસ્તી રહે છે. બીજું એ કે ઇંગ્રેજી સંસારની કેટલીક બદીઓ જે કોઈ કાળે પારસી કે બીજી દેશી કોમોમાં જણાઇ નથી, તે તેઓમાં ચાલતી હોય તેવું ખોટું રૂપ આપ્યાથી આપણા સંસારને નાહકનો વાંચનાર સામે ખોટા આકારમાં ધરવામાં આવે છે. અને આવા શખ્સો પણ આજકાલ લેખકમાં ખપે છે! આવા કોમના, દેશના દુશ્મનોપર ધિક્કાર છે, ધિક્કાર છે સાહિત્યના શત્રુઓપર! તંત્રી, "સ્ત્રીબોધ."

વ્યાવહારિક બુદ્ધિ ઉપર એક અથવા બીજી રીતે છાપ નહિ મારે, ત્યાં સૂધી પ્રજાની કેળવણીમાં તેઓ કશી પણ જગ્યા મેળવી શકતાં નથી.

આ સિદ્ધાંતની સચ્ચાઇ ચિત્રકલાનો ઇતિહાસ પણ દેખાડી આપે છે. ઇટલીના મહાન ચિતારાઓના એક વર્ગ—ફ્લોરેનટાઇન નિશાલ—ની તવારીખ બતાવે છે કે માઇકલ એનજેલોની નકલ કરી કલ્પનાનાં પરિણામો ઉપજાવવા જતાં એ મહાન હુનરમંદની પીછીની જાદુઇ ખુબીથી અજાણ્યા ચિતારાઓએ અતેરું કરી નાખ્યું. સૌંદર્ય તથા અદ્ભુત્ રસ દેખાડવા જતાં તેઓ નક્કર આકારોથી છેકજ દૂર જતા રહ્યા, અને તેઓની મૂર્ખાઇએ આખર ઇટાલિયન કલાનો અંત લાવી મૂકયો. આ પરિણામથી હુંનરનો બચાવ કરવા સારૂ પાછલા વખતમાં "Naturalists"નો એક વર્ગ ઉભો થયો, જેણે કલ્પના એકદમ બાજુએ મેલી કુદરતી આકારો દોરવા ઉપરજ પોતાનું ધ્યાન આપ્યું. પણ એ વર્ગે માણસાઇ જિંદગીના ઉમદા ભાગ કરતાં તેના ઉતરતા ભાગમાં વધારે કુદરતીપણું વસે છે એમ માનવાની ભૂલ કીધી, અને કલાને સદ્ગુણથી છૂટી પાડી હુંનરના હેતુઓને એક નવો ફટકો માર્યો

ઇંગ્રેજી અને ગુજરાતી સાહિત્યોમાં આજે એક હાથપર ઇટલીના "Mannerists" તેમ બીજા હાથપર ઉપલા "Naturalists"ના પડછાયા આપણી દૃષ્ટિએ પડે છે. પહેલો વર્ગ જિંદગીને એક હવાઇ અને અશકય તત્ત્વ બનાવી નરમ ગાદીઓ અને હીરાના ઢગ વચ્ચે રોળતી કરે છે; બીજો વર્ગ જિંદગીને મનુષ્યના હલકા ગુણો અને ઉતરતી વલણોની ગુલામ બનાવે છે.

ખરો લેખક, ખરો ચિત્રકાર, ખરો ગુરૂ ઉપલી બંને કદણો વચ્ચે જિંદગીનું સમતોલપણું જાળવે છે અને દેખાડે છે. તેનાં પગલાં અને તેનાં કૃત્યો વચ્ચે આપણે આ હસ્તીની સુંદરતા જોડે તેની સલતા પામિયે છિયે, અને એક બાજુએ આકાશપર ઉડવાનો ખ્યાલ છોડી દઇને તથા બીજી બાજુએ પાતાલમાં ગબડી જતાં અટકીને આ ધરતીના નક્કર સંજોગો વચ્ચે આપણું ઇશ્વર-ઇચ્છિત કાર્ય બજાવવાને ઉત્સાહ તેમજ શકિત મેળવિયે છિયે.

કાબરાજીની વાર્તાઓ એવો એક હેતુ પાર પાડે છે. તેઓ આપણી આ દુનિયાઇ મંજલની વ્યવહાર મુશ્કેલીઓ તરફ આપણી આંખો બંધ કરતી નથી, તેમજ વળી તેની સઘળી દિશાએ ફેલાયલી ખુબસૂરતીઓ તરફ આપણી નજર ઝાંખી પાડતી નથી. કાબરાજીની વાર્તાઓ પણ આપણાં મનને સ્વપ્નાથી ભરી નાખે છે; મગર તે સ્વપ્નાં તકલીદી આશા, ખોટા ખ્યાલો, કે ગેરવાજબી દાવાઓના નથી, પણ સંગીન આશા, નાદર ખ્યાલો અને ઇનસાફી દાવાઓનાં છે.

હું કાબરાજીના અનેક ગુણોને ચાહું છું અને વખાણુ છું, પણ તેમનો જે એક સદ્ગુણ મને સૌથી વધારે ગમે છે તે ગરીઓને માટેની તેમની દિલસોજી છે. એ બાબત ઉપર લખતાં મ્હારા મિત્ર મી૦ રૂસ્તમ બરજોરજી પેમાસ્તર "કાબરાજી સ્મારક અંક"માં જે વિચારો દર્શાવે છે, તેમને અત્રે પાછા નોંધવાનું હું યોગ્ય ધારૂં છું—

"આપણા આ વિદ્વાન જાહેર લખનાર ગરીબાઇમાંજ અમીરી અને દરવેશીમાંજ સુલતાની માનતા. ઘણા દાખલામાં ગરીબોજ ખરા ખુદાના પ્યારા છે, (મી૦ કાબરાજીના પોતાના બોલોમાં કહું તો) "ગરીબોજ ખરા કુદરતના અમીરો" (Nature's noblemen) છે, માટે તેમને તેઓએ પોતાની વાર્તાઓમાં હમેશા વખાણ્યાં છે. મોટા લોકોની ફાંટાખોર ફીશ્વારીઓ અને ખર્ચાળપણા વિગેરેને ઉઘાડાં પાડી તેને

વખોડવામાં મી૦ કાબરાજીએ કશું બાકી રાખ્યું નથી, અને તેમની વાર્તામાળાના દરેક પુસ્તકમાં ,ગરીબોને ચાહી ગરીબોના ખરા દાખલાઓને પ્રજા સન્મુખ ધરી તેમની સાદાઈ,તેમની ભલાઈ તથા તેમના સદ્ગુણો- ને વખાણ્યા છે મોટા લોકો કેવા કુકર્મો કરે છે, તે છતાં તેમનો વાંક સર્વ કોઇ ઢાંકે છે, જ્યારે ગરીબોને કેવાં સર્વ હાડમાર કરે છે, જંગલીમાં ખપાવે છે તથા હીણે છે, પણ આખરે ગરીબોજ દીપી નિકળે છે તથા ફાવે છે અને માતબરો કગાળયતના ગારમાં આવી પડે છે, તે તેવણે પોતાની અનેક વાર્તામાં જૂદા જૂદા આકારમાં અછી શકિતથી બતાવી આપ્યું છે."

ઉપલાંજ પુસ્તકમાં કાબરાજી વિશે લખતાં મી૦ મલબારી કહે છેઃ—"પૈસાની ફિસિયા- રીને વખોડવામાં તેઓ કેટલીક વાર વિવેકનું ઉલ્લંઘન કરતા જણાતા." પણ ગરીબો સાથની વર્તણુકમાં પૈસાદારો વિવેકનું કેટલી વધુ વાર ઉલ્લંઘન કરે છે તેની તપાસ કેટલા ટીકાકારો કરે છે? આપણા દેશમાં પૈસા મેળવવાની હરીફાઇ વચ્ચે પ્રજાના અનાથ તથા નિર્ધન વર્ગોના હકો તરફ કેટલા દયાળુ આગેવાનો લક્ષ આપે છે? ગરીબોને પરસેવે પોતે બ્હોલો નફો મેળવવો, તેઓને અગવડો ભોગવતાં રાખી પોતે મોટી પુંજી એકઠી કરવી એ ખ્યાલ કેટલી જિંદગીઓને દોરવતો નથી? રસ્કિને આપણા જમાનાને શીખવ્યું છે કે પૈસાના ઢગ એકઠા કરવાની એવી એકલપટી વલણથીજ દેશનું કલ્યાણ થતું નથી અથવા તેની આબાદી જળવાતી નથી. એ મહાન ઇંગ્રેજ લખનારે જગતને એક નવું અને વધારે માણસાઇ અર્થ-શાસ્ત્ર આપ્યું છે. જે ઊંચા પાઠો "Unto This Last"માં આપણે શીખિયે છિયે, તેજ પાઠો કાબરાજીની "ગુલી ગરીબ" અને બીજી વાર્તાઓમાં આપણે મેળવિયે છિયે.

"**પૈસાની દોલત!**" જૉન સ્ટુઅર્ટ મિલ અને બીજા અર્થશાસ્ત્રીઓ પુકાર કરે છે.

"**સદ્ગુણની દોલત!**" રસ્કિન પશ્ચિમમાં અને કાબરાજી પૂર્વમાં જવાબ દે છે.

ખરેખર, સદ્ગુણ,—તે સદ્ગુણ કે જે પોતાના અંગત સ્વાર્થમાંજ પોતાનું અંગત સુખ જોતો નથી, પણ પોતાના અંગત લાભો અને અંગત હકો પોતાનાં ઓછાં નસીબવાન ભાઇ- બંધો સાથે સલાહસંપજથી વ્હેંચી લઇ અંધારાં ઝુપડાંઓમાં બત્તી લઇ જાય છે અને અંધારાં જીગરોમાં રોશની લઇ જાય છે,—હા, તેજ, તેજ સદ્ગુણ એક દેશને આબાદ કરે છે.

ઇંગ્લંડની ચઢતી શાને આભારી છે? ત્યાંની પ્રજાના શ્રીમંત વર્ગો પોતાના નિર્ધન ભાઇબંધોના હક સ્વીકારે છે, તેમની ગરજો તપાસે છે, તેમની જરૂરિયાતો પૂરી પાડે છે તેને આભારી છે. ગરીબોને વધારે સારો ખોરાક, વધારે પૂરતો પોશાક, વધારે વાજબી પગાર, અને વધારે ઉપયોગી શિક્ષણ આપી તેમને આ દુનિયામાં નાચારી સાથે નહિ પણ સંતોષ સાથે જીવતાં કરવાં, એ સદ્ગુણી કાર્યથીજ એક દેશની દોલત, આબાદી, અને મોટાઇ વધે છે.

એ પાઠ રસ્કિને ઇગ્લંડને શીખવ્યો; એ પાઠ કાબરાજીએ હિંદુસ્થાનને શીખવ્યો.

રસ્કિન પોતાના યાદગાર ગ્રંથ "Unto This Last"માં જણાવે છે કે તેના એક આગલાં પુસ્તકમાં આપેલા નીચલા એકજ વાકયમાં એ લેખકના અર્થશાસ્ત્ર સંબંધી નિયમોનો સરવાળો કરી શકાયઃ—

"Government and co-operation are in all things the Laws of Life."

અને એજ વાક્યમાં હું કાબરાજીએ શીખવેલા નિયમોનો સરવાળો કરૂં છું.

પણ એક કાબરાજીની જિંદગીની નેમ પાર પાડવાને એક કાબરાજીનીજ કલમ જોઇતી હતી. વ્હેમોમાં વિંટલાયલી, અંધારામાં ચાલતી પ્રજાને સુધારાના ખ્યાલો તરફ ખેંચવી; પોતાના ભાઇબંધોના કલ્યાણને તવંગરોના ફાંટાઓ ઉપર આધાર રાખતું અટકાવી તેઓના પોતાના આપ-બલ ઉપર આધાર રાખતું બનાવવું; પોતાના લોકોમાં સ્વતંત્રતા, આપ-માન, અને જાહેર જુસ્સાનો વધારો કરવો,—એ મુશ્કેલ કામ કેખુશરો કાબરાજીની લેખણ જેવું કોઇ અસાધારણ હથિયારજ બજાવી શકે. અલબતા એ કામ પાર પાડવામાં કાબરાજીને સંખ્યાબંધ મુશ્કેલીઓ નડી હતી, પણ એ સઘળી મુશ્કેલીઓ ઉપર તે કલમે આખરે પોતાની સરદારી દેખાડી છે રસ્કિન આપણને "Modern Painters"ના પ્હેલાં પુસ્તકમાં કહે છે કે, "જ્યાં મુશ્કેલીઓ ઉપર ફતેહ મેળવવામા આવી હોય, ત્યાં બુલંદી છે, અને તેટલા માટે એક કામને બુલંદ સાબેત કરવા સારૂ તે બજાવતી વખતે પડેલી મુશ્કેલી માત્ર સાબેત કરવી આપણને માટે પૂરતી છે ......આપણી માણસાઇ નીતિના ખવાસનો એ માત્ર એક ભાગ છે, કે વિરૂદ્ધતાને જોવામાં અને જીતવામાં આપણે એક મોટી ખુશાલી પામિયે છિયે. એ ખુશાલી આપણી લડાઇ અને ફતેહને માટે, અને નહિ કે કોઇ પાછલા પરિણામને માટે, ઉપજે છે. અને માત્ર આપણીજ ફતેહ નહિ, મગર એક બીજાની ફતેહનો દેખાવ પણ સઘળા બાબોમાં આપણને એક ખાલેસ, અમીરી મોજ આપે છે."

એવો એક આનંદ કાબરાજીનાં લખાણો વાચતા આપણને પ્રાપ્ત થાય છે. કેવાં કેવાં સાધનોથી તેઓ આપણી જૂની દુનિયાને હલવે હલવે ખસેડી લઇને સુખ, સંતોષ અને સુધારાની એક નવી દુનિયા આપણી આગળ મેલી ગયા છે! પણ કાબરાજીના કામની સઘળી વિવિધતા વચ્ચે આપણે તેની એકત્રતા જોઇ શકિયે છિયે. રસ્કિને પોતાના ઉપર જણાવેલા ગ્રંથના બીજાં પુસ્તકમાં સમજાવ્યું છે તેમ "જે વિવિધતા એકતાલ અને એકપરિણામી છે, જે વિવિધતા બીજા બોલોમાં માત્ર એકત્રતા જાલવવા અને વધારવા અર્થેજ રાખવામા આવે છે, તેજ વિવિધતા પસંદ કરવા લાયક છે." અને ત્યારે કાબરાજીના કામની એકત્રતા ક્યાં મળી આવે છે? તે કામની એકજ મુખ્ય નેમમાં—સુધારો અને વધારો. ઉપલા ખ્યાલને કાબરાજીના મરણ પછી થોડાજ દિવસો કેડે "વૉઇસ ઑવ ઇંડિયા"મા લખતા મી૦ મલબારી નીચે પ્રમાણે બહાર પાડે છે.—

"Whether as editor of the *Rast Goftar* and the *Stree Bodhe*, as member of the Municipal Corporation and the Standing Committee, and of the score or more of other public bodies to which he belonged, his watch-word seemed to be—*Improve, Advance.*"

એકત્રતાનું એ લક્ષણ કાબરાજીનાં લખાણોમાંજ નહિ, પણ વળી તે લખાણોની ઇબારતમાં પણ સદા રાજ કરે છે. "સ્ત્રીબોધ"ના સ્મારક ગ્રંથમાં એ બાબત ઉપર લખતાં મે જે વિચારો દર્શાવ્યા હતા, તે અત્રે પાછા ટાંકવાની હું છૂટ લઇશ —

"એક બીજી બીના મેં કાબરાજીના સંબંધમાં તપાસી છે તેમનાં લખાણો ગંભીર રૂપમાં રચાયલાં હોય, યા સરળ સ્વભાવમા ચાલતા હોય, યા રમૂજી તોરમા વ્હેતાં હોય—પણ એ બધી અલગ-અલગ રીતોમાં કાબરાજીની પેશી ખુલ્લી ઇબારત (lucid style) તો હમેશ હાજર છે ને છેજ. ચિતારાની ભાષામાં કાબરાજી જુદા જુદા રંગો લઇને તેમના ધોળા-કાબરા હાથો નહિ ફેરવતાં ફક્ત એકજ રંગ

પકડીને તે રંગની જૂદી જૂદી છાયા (shades) ઉપજાવી દરવખતે કંઇ નવું અને નવું કરી ,બતાવતા હતા. પ્હેલાં કરતાં બીજું કામ કેટલું વધુ બિકટ છે, તે હુનરના અભ્યાસીઓ સ્હેલાઇથી સમજી શકશે.''

ઉપલા શબ્દો લખ્યા પછી બે વર્ષે હું વિલાયતે આવ્યો, અને મેં ''નૅશનલ ગૅલરી''માં ગોઠવેલાં મહાન ટર્નરનાં ચિત્રોમાં પણ એજ ખુબી જોઈ. ટર્નર રંગનો ક્રીસબી નથી, પણ રોશની અને છાયાનો ક્રીસબી છે. એવી એક હુનરમંદીની જે અસાધારણ ખુબી રસ્કિને લંબાણથી સમજાવી છે ("Modern Painters," Vol. I, Part II, Sec. II, Chap. II), તે તમામ ખુબી કાબરાજીનાં શબ્દ–ચિત્રો ધરાવે છે. પોતાની ઇબારતનો મૂળ રંગ જાળવી રાખી શબ્દ-રચનાની વિધવિધ છાયાથી જૂદી જૂદી અસરો પેદા કરવાનો ગુણ કાબરાજી આપણને અસરકારક રીતે શીખવે છે. એવાં એક શિક્ષણની અગત્ય રસ્કિન પોતાના ઉપલા ગ્રંથમાં સુંદર રીતે દર્શાવે છે (Vol. I, Part II, Sec. I, Chap. V.)

અત્રે હું ઉમેરવાની જરૂર ધારતો નથી કે મેં મ્હારાં એક જાહેર ભાષણમાં દેખાડયું છે તેમ જે પ્રમાણે લેખનકલાના નિયમો સંગીતકલાના નિયમોને મળતા છે, તેજ પ્રમાણે ચિત્રકલાના નિયમો લેખનકલાના નિયમો ઉપર મહત્વનું અજવાળું પાડે છે.

અને જેમ ચિત્રકલાનો તેમજ લેખનકલાનો સૌથી ઊંચો હેતુ એકજ છે. તે હેતુ શાંતિ ફેલાવવાનો છે. કાબરાજીની વાર્તાઓ આપણને એક સુખદાયક શાંતિ આપે છે. તેઓ ગરીબાઇની વચ્ચે પણ મેળવી શકાતી મનની અને આત્માની ખાલેસ મોજો આપણી આગળ મેલે છે. તેઓ દુઃખમાં સમાયલી ખુદાની પવિત્ર મતલબ સમજાવી આપણને દુઃખથી હારી જવા નહિ પણ દુઃખની ઉપર ફાવવાને ઉત્તેજન આપે છે. કાબરાજીના વિચાર અને વાણીની સૌથી ઊંડી અસર તરીકે આપણે એક એવી મધુર શાંતિ મેળવિયે છિયે કે જે બીજે ઠેકાણે આપણે ફોકટની શોધતાં હતાં. આજ તે ભાષાની અને વાચાની "જાદુઇ" છે કે જે કાબરાજીમાં હજારો દેશી નર–નારીઓએ જોઇ છે. "સ્ત્રીબોધ"ના મર્હુમ તંત્રીની સઘળી વાર્તાઓમાં મને "દારાશાનાં" સૌથી વ્હાલી છે, તે ફકત એ પુસ્તકની અર્પણ–પત્રિકાને લીધેજ નહિ, પણ તેના ઊંચા બોધક હેતુને માટે છે. દિલગીરી અને દુઃખની અનેક ઘડીઓએ મેં નીચલાં ખાલેસ વચનો યાદ કીધાં છે, અને ગમ તથા નાસીપાસી વચ્ચે એક નવી હિંમત, એક નવી ઉલટ મેળવી છે:—

"ખરેખર, છોકરાઓ હવે બસ કરો." સાવક્ષા શેઠે હવે ટેકો આપ્યો. "ગમની વખતે પોતે પોતાને ભૂલી જવાં એ સમજુ માણસોને છાજતું નથી. દીની દીકરી ઉઠ! હોમી, બાવા હોશયાર થા. ચાલો ઉઠો, કાંઇ કામકાજનો ખ્યાલ કરો, ખોદાપર સબુરી રાખો. લાર્ડ બિશપનું કહેલું બોલેબોલ ખરૂં છે કે તે દાદાર સાહેબનું સૃજેલું હમેશાં સારૂજ હોયછે. તે ખાવિંદ ખોદાવંદ જે કાંઇ કરેછે તેમાં કાંઇને કાંઇ સારોજ ભેદ હોયછે. જીવાડનાર તે અને મારનાર તે છે—પણ તે જીવાડેછે તેમાંથી ભેદ નીકળેછે અને તે મારેછે તેમાંથી ભેદ હોયછે. મારાં બચ્ચાંઓ, તમે સંપીલાં સ્વભાવનાં છો, તો કોણ જાણેછે કે ખોદાએ તમારા એ સારા ગુણોની પરીક્ષાને માટે આ બનાવ કાં નહી બનાવ્યો હોય? આપણી પરીક્ષા સુખમાં નહિ પણ દુઃખમાં વધારે થાયછે. સંપમેર, પ્યાર અને માયા સઘળું દુઃખની વખતે બહાર નિકળેછે. વાસ્તે આજનો આ બનાવ તમો દારાશાનાંઓનાં જોડાયલાં દિલને વધારે જોડશે અને એકમેકને

ચાહવાની તમારી ખુબીને કસોટી ઉપર મેનશે તેજ થો' ના સમજતા ચાલો ઉઠો, પ્યારા બચ્ચાઓ, હાથમોહડા ધુવો, અને દુનિયાની આપણી ફરજોનો ધ્યાન કરો ''–''દારાશાના''–પૃ ૩૧૩

તેટલા માટે ''સ્ત્રીબોધ''ના કનકોત્સવને પ્રસગે મને એ માસિકના સઘળા લેખકોમા તે મહાન તત્રીની યાદ સૌથી વધારે લાગણી સાથે આવે છે, કે જેણે પોતાના સખ્યાબધ ભાઇબધોના જીગરમા જ્ઞાનની એક નવી રોશની મેલી છે આપણે જાણિયે છિયે કે એજ રીતે ફીડિયાસ, માઇકલ એનજેલો, દાન્તે, હોમર અને શેકસપિયર પોતાના લખાણો મારફતે શાતિનો ખુદાઇ પેગામ માણસ જાતને પ્હોચાડી ગયા છે સાહિત્ય અને કલાના તે અમર વર્ગમા ''સ્ત્રીબોધ''ના આનદોત્સવને દિવસે આપણે કાબરાજીને મેળીશુ

એવોજ એક ખાલેસ પેગામ લાવનાર પશ્ચિમનો તે નૂરમદ લેખક રસ્કિન જણાવે છે —

> What I cautiously said respecting infinity, I say fearlessly respecting repose that no work of art can be great without it and that all art is great in proportion to the appearance of it It is the most unfailing test of beauty whether of matter or of motion, nothing can be ignoble that possesses it nothing right that has it not, and in strict proportion to its appearance in the work is the majesty of mind to be inferred in the artificer Without regard to other qualities, we may look to this for our evidence, and by the search for this alone we may be led to the rejection of all that is base, and the accepting of all that is good and great for the paths of wisdom are all peace ( Modern Painters ' Vol II, Part III Sec I, Chap VII)

ખરેખર, ખરેખર, રસ્કિન કહે છે તેમ ડાહપણના રસ્તા શાતિના છે એવે રસ્તે કાબરાજી આપણને ચલાવી ગયા છે, એવે રસ્તે કાબરાજી ચાલી ગયા છે

પેસ્તનજી ખરશેદજી તારાપોર.

લડન, ડીસેમ્બર ૧૯૦૭

# સ્ત્રીઓ માટેનું ખાસ સાહિત્ય.

લેખક—સૌ૦ વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ.

---

સ્ત્રી વર્ગની સેવા કરનાર "સ્ત્રીબોધ" પત્રની જ્યુબિલીનો પ્રસંગ સાહિત્યના શોખીનો તથા દેશના હિતેચ્છુઓને સર્વથા આનંદદાયક હોય એ સ્વાભાવિક છે. એક માસિક પત્ર કાઢી એક નિષ્ઠાથી તેને ચડતી પડતીની દશાઓમાંથી તારી પચાસ વર્ષનું કરવું એ આપણા દેશમાં અસાધારણ બનાવ છે. એવાં પત્રની આટલાં વર્ષની હયાતી એ જ તેની યોગ્યતાનો મોટો પુરાવો છે. આ શુભ અવસરે દિલગીરી એક જ માત્ર છે કે "સ્ત્રીબોધ"ને બાળવયથી પાળી પોષીને ઉન્નત સ્થિતિમાં લાવનાર તેના પિતા આ સમયે એ અવસર જોવા રહ્યા નથી. મર્હુમ મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી "સ્ત્રીબોધ"ના આત્મરૂપ (*life and soul*) હતા, તેમ જ "સ્ત્રીબોધ" એમના જીવનનું અતિપ્રિય કાર્ય હતું. એ પત્ર પાછળ એમણે તનમન અને ધન અર્પણ કર્યાં હતાં. એવા નરની ખોટ "સ્ત્રીબોધ"ને હમેશ રહેવાની અને "સ્ત્રીબોધ"નાં વાંચનારાંને તેમના ઉપકારનું સ્મરણ નિરંતર રહેશે.

આ પ્રસંગે સ્ત્રીઓના ખાસ સાહિત્ય વિશે બે બોલ અસ્થાને નહિ લાગે. એ તો સર્વને જાણીતી વાત છે કે સ્ત્રીઓ પુરૂષોના જેટલી સંખ્યામાં તથા તેટલી હદ સૂધીની કેળવણી કોઇ પણ દેશમાં પામતી નથી. તેનાં બે મુખ્ય કારણો છે. એક તો સ્ત્રીઓને પુરૂષોના જેટલી અભ્યાસ માટે અનુકૂળતા મળતી નથી. બીજું, શિક્ષણ એ ઉદ્યમના સાધન તરીકે, રોજગાર મેળવવામાં ઉપયોગી થવાને લીધે, અને મોટે ભાગે સ્ત્રીઓને ધન કમાવાની જરૂર ન હોવાથી પુરૂષો જેટલી કેળવણી સ્ત્રીઓને મળતી નથી. વળી સ્ત્રીપુરૂષોને સંસારમાં ભિન્ન ભિન્ન કાર્યો કરવાનાં હોય છે, તેથી તેમનાં મનનાં વલણ જૂદાં હોય છે. સાંસારિક કર્તવ્યપ્રદેશ (spheres) જૂદા હોવાથી તેમનાં મનનાં બંધારણ જૂદાં થઇ જાય છે. તેમ જ સ્વાભાવિક રીતે પણ સ્ત્રી પુરૂષની લાગણીઓ અને વૃત્તિઓમાં કંઇક ભિન્નતા રહે છે જ. બુદ્ધિની સામાન્યતા છતાં વૃત્તિઓ અને વલણોના ભેદને લીધેજ સ્ત્રીત્વ અને પુરૂષત્વનો ભેદ કાયમ રહે છે.

કેળવણીની અસમતા અને વૃત્તિઓનો ભેદ એ બે ઉપર કહ્યાં તે કારણોને લીધે મુખ્યત્વે સ્ત્રીઓ માટે ખાસ સાહિત્યની અગત્ય રહે છે. તે ઉપરાંત આપણા દેશમાં સ્ત્રી કેળવણી ઘણી જ પછાત બલકે નહિ જેવી હોવાથી એ અગત્ય એક વિશેષ દૃષ્ટિ બિંદુથી ધ્યાનમાં લેવા જેવી છે.

ઇંગ્લંડ, અમેરિકા વગેરે આગળ પડેલા દેશોમાં પણ સ્ત્રીઓનું ખાસ સાહિત્ય જોવામાં આવે છે. સ્ત્રીઓની વૃત્તિઓ અને સ્ત્રીઓનાં ખાસ કર્તવ્યોની બાબતોને તે સર્વમાં વધારે મહત્વ આપવામાં આવે છે. આપણા દેશમાં સ્ત્રીકેળવણી પ્રથમ પગથીએ હોવાથી સ્ત્રીઓનું ખાસ સાહિત્ય સ્ત્રીકેળવણીના પ્રચારને અર્થે વિશેષ લાભકર છે. આપણા લોકોમાં કન્યાને કેળવવાની વૃત્તિ ઓછી છે, અને વૃત્તિ હોય ત્યાં સાધન અને અનુકૂળતા હોતી નથી. બાળપણથી લગ્ન થાય એટલે સંસારમાં પડવાથી હિંદુ કન્યાઓને કેળવણી જુજ મળે છે.

ઘરસંસારનાં કાર્યોમાંથી ફુરસદ મળે તેનો લાભ સ્ત્રીઓ લે એવો હેતુ સ્ત્રીઓ માટેના ખાસ સાહિત્યનો હોય છે. એવા સાહિત્યદ્વારા શિક્ષણ મેળવી જ્ઞાન વધારી નીતિમય જીવન ગાળી પોતાનાં કર્તવ્ય પૂર્ણ રીતે બજાવે તો જ એ વાંચવાનું સાર્થક થાય છે. એવા સાહિત્યમાં ગમત અને જ્ઞાન બે મળે એવી રચના હોવી જોઇયે. એ સાહિત્યે માસિક ચોપાનીઆંનું રૂપ મુખ્ય કરીને ધારણ કરેલું દીઠામાં આવે છે. સાધારણ રીતે સ્ત્રીઓ માટેના ખાસ પુસ્તકો થોડાં છે, અને ખાસ વર્તમાનપત્રો તો કોઇક જ હશે. માસિક ચોપાનીઆંના રૂપમાં એ સાહિત્ય બધે નજરે પડે છે. એ રૂપ એ સાહિત્યને ખાસ અનુકૂળ છે. વર્તમાનપત્રોમાં દેશ પરદેશની ખબરો અને તે સમયના અગત્યના સવાલોની ચર્ચા હોય છે. પુસ્તકોમાં નવલકથા કે જૂદા જૂદા વિષયોની સંપૂર્ણ માહિતી હોય છે. ચોપાનીઆં, પુસ્તકો તથા વર્તમાનપત્રોમાંથી જે જે વધારે ઉપયોગી હોય તે તારવી કાઢી વાંચનાર સમક્ષ મૂકે છે. પ્રત્યેક વિષયપર ટુકામાં સમજુતી આપવી એ કાર્ય ચોપાનીઆંદ્વારા જ થાય છે. અને સામાન્ય બુદ્ધિને સમજાય તથા ટુંક સમયમાં વંચાય એવા રૂપમાં દરેક વિષય મૂકવાથી જ સ્ત્રીઓને માટેના ખાસ સાહિત્યનો હેતુ પાર પડે છે. પાક શાસ્ત્ર, આરોગ્ય વિદ્યા, બાળકોને ઉછેરવા તથા કેળવવા સબંધી, ગુંથણકળા, ઘર શણગારની કળાઓ વિગેરે સ્ત્રીઉપયોગી બાબતોનાં પુસ્તકો પણ છે અને હોવાં જ જોઇયે, પરંતુ તાજા વિષયો અને નવા નવા હુનર તથા શોધોનું જ્ઞાન ચોપાનીઆંથી જ થાય છે. સ્ત્રીઉપયોગી વિષયો પણ સંક્ષેપમાં જાણવાનું સાધન માસિક ચોપાનીઆં છે.

આવાં સ્ત્રીઉપયોગી ચોપાનીઆં અંગ્રેજી ભાષામાં અસંખ્ય નિકળે છે. તે સિવાય બીજાં ચોપાનીઆં પણ અંગ્રેજીમાં ઘણાં નિકળે છે અને તે સ્ત્રી વર્ગમાં વંચાતાં નથી એમ પણ નથી. તથાપિ બધાં બૈરાંનું શિક્ષણ અને વૃત્તિઓ સરખાં નથી હોતાં રાજ્યદ્વારી, તત્ત્વચિંતનના અને એવા વિષયો પુરૂષ વર્ગમાં વધારે વંચાય છે. ગુજરાતી ભાષામાં બીજાં ચોપાનીઆ અનેક નિકળે છે. પરંતુ સ્ત્રીઉપયોગી ચોપાનીઉં કાઢવાની પ્હેલ કેટલાક પારસી સુધારકોએ કરી હતી. આજથી અર્ધી સદી ઉપર પારસીઓમાં સ્ત્રીકેળવણી ઘણી જ જુજ હતી કોઇ કોઇ બૈરા માત્ર લખી વાચી જાણતાં. તેમનામા જ્ઞાનનો પ્રસાર કરવો એ મી૦ કાબરાજીનો શુભ ઉદ્દેશ હતો. સ્ત્રીઓને સમજણ પડે, રસ પડે, ગમત મળે, જ્ઞાન મળે તથા નીતિનો બોધ મળે એવી વાર્તાઓ તથા બીજાં લખાણો કરીને શિક્ષણને પગથીએ પગથીએ ચઢાવી તેમના મત સગીન રીતે કેળવવા એ પરિણામ લાવવાના જે હેતુથી તેમણે મહાન કાર્ય આદર્યું હતું તે પરિણામ ત્રીસ પાંત્રીસ વર્ષની મુદતમાં તેઓ લાવી શકયા હતા પારસીઓમાં આજ વાચતા લખતા ન જાણનારી એવી સેંકડે એક સ્ત્રી કદાપિ હશે કે નહિ હોય. પારસીઓના સાંસારિક રિવાજો અગાઉ સુધારવા યોગ્ય હતા. તે સર્વ આજે બદલાઇ જઇ સર્વ બાબતોમાં પારસી કોમ જે આગળ પડતો ભાગ લે છે તે તેમની કોમની સ્ત્રીકેળવણીનું સુફળ છે. કોઇ પણ કોમ કે પ્રજાની ચઢતી થવાનું મુખ્ય સાધન સ્ત્રીકેળવણી તે મી૦ કાબરાજીની દુરઅંદેશીને માલમ પડયુ. અને સ્ત્રીકેળવણી આપવાનું પ્રથમ પગથીઉં "સ્ત્રીબોધ" હતું.

"સ્ત્રીબોધ" નિકળવા માંડયું ત્યારે પારસી બૈરાઓમાં વાચી લખી જાણનારની સંખ્યા થોડી જ હતી, અને તે પછી કેટલાક વર્ષ પછી બાનુ અધિપતિવાળું "સ્ત્રી-મિત્ર" નામનું

માસિક પારસી સન્નારીઓ તરફથી કાઢવામાં આવ્યું હતુ. આ રીતે ક્રમે ક્રમે સ્ત્રીઓમાં વાંચનનો શોખ ઉત્પન્ન થઇ તેમનામાં લખવાનો શોખ પણ પેદા થયો છે. આ એક શુભ ચિન્હ છે. લખાણુમાં સ્ત્રીઓને પસંદ પડે તેવું લખવું, પેરંતુ તેમની પસંદગીના વિષયો-તેમની ભાવનાઓ (*Ideals*) વધારે વધારે ઉચ્ચ થતી જાય એ ધોરણે મી૦ કાબરાજીએ પ્રયત્ન કર્યો હતો અને તે સફ્લ થયો છે. "સ્ત્રી મિત્ર" હાલ બંધ પડયું છે, પરંતુ 'સુન્દરી સુબોધ' નામનું ગુજરાતી માસિક પત્ર હિંદુ સ્ત્રીઓની કેળવણી વધારવાના તથા તેમની દશા સુધારવાના સ્તુત્ય હેતુથી હાલ નિકળે છે. હિંદુ સ્ત્રીઓમાં જ્ઞાનનો ફેલાવો થશે તો જ હિંદુ સંસાર સુધરશે; એ સિવાય સુધારાની આશા મિથ્યા છે.

સ્ત્રીકળવણીમાં આગળ વધેલી પ્રજાઓનાં સ્ત્રીઓના સાહિત્યમાં અને પાછળ પડેલી પ્રજાઓના તેવા સાહિત્યમાં કંઇક ભેદ રહે છે. પ્રથમ કહી તેવી પ્રજાઓનું સાહિત્ય ચઢિઆતી સ્થિતિમાં હોય છે. શિક્ષણના પ્રથમ પાઠ તેમાં હોવાની જરૂર નથી હોતી. હિંદુ સ્ત્રીઓનું ઉપયોગી સાહિત્ય જ્ઞાનની સીડીને પ્રથમ પગથીએ છે અને કેળવણીમાં વધેલી સ્ત્રીઓનું સાહિત્ય એ જ સીડીની ટોચ નજીક છે. ગુજરાતી ભાષા ઉપરાત હિંદી, બંગાળી, ઉર્દુ, મરાઠી વગેરે ભાષાઓમાં પણ સ્ત્રી જાતિ માટે ખાસ સાહિત્ય રચાવા માંડ્યું છે. આપણા દેશની સ્ત્રીઓની ઉન્નતિના પ્રયાસોમાં મદ્રાસમાં નિકળતું વિદૂષી સન્નારી મીસીસ સત્યનિધાનનું "ઇન્ડીઅન લેડીઝ મેગેઝિન" પત્ર ઊંચી પંક્તિનું છે એ નિર્વિવાદ છે. પરંતુ એ અંગ્રેજી ભાષાનું હોવાથી માત્ર તે ભાષા જાણનારા જ તેનો લાભ લઇ શકે તેમ છે. તે સાથે એ ભાષામાં નિકળતુ હોવાથી હિંદના તમામ ભાગને ઉપયોગી થઇ શકે એ એક રીતે જોતાં લાભ છે.

જનસુધારણા (Civilisation) નો પ્રવાહ કુદરતી રીતે જ વહ્યો જાય છે એ પ્રવાહનો માર્ગ સરલ કરવો અને તેને સહાયક બનવું એ પ્રત્યેક સમયના આગેવાનોનું કર્તવ્ય છે. કેળવણી એનુ મુખ્ય સાધન છે સ્ત્રીઓની કેળવણી દુર્ભાગ્યે જોઇયે તેથી ઘણી ઓછી આપણા દેશમાં હોવાને લીધે તે વધારવા ખાસ પ્રયત્નોની જરૂર છે. સ્ત્રીઉપયોગી સાહિત્ય એવા પ્રયાસનો અગત્યનો ભાગ હોઇ સર્વ રીતે ઉત્તેજનને પાત્ર છે

મનુષ્યસ્વભાવંનુ લક્ષણ ઉન્નતિ તરફ જવાનુ છે. ઉન્નતિ પછી ઘણી વાર કંઇક પાછા હઠવાનુ (reaction) થાય છે, અને દરેક સમયમા તેમ જ દરેક દેશમાં ઉન્નતિનો વેગ અટકાવનાર મનુષ્યો (reactionists) થાય છે અને થશે તેમ છતા સામટો સરવાળો લેતાં મનુષ્ય જાતિની દિવસે દિવસે ઉન્નતિ થઇ છે. ઉન્નતિનો એ વેગ વધારવાનુ અને વિરોધી કારણોને દૂર કરવાનું કામ મનુષ્ય જાતિના નેતાઓનું છે.

સૌ૦ વિદ્યા રમણભાઇ નીલકંઠ.

અમદાવાદ.

# માતા અને તેનું બળ.

લેખક—મી૦ અરદેસર ફરામજી ખબરદાર,

"કાવ્ય રસિકા" તથા "વિલાસિકા"ના કર્ત્તા.

(મંદાક્રાંતા.)

સૂતાં વ્હાલે લલિત લસતાં,[1] ખેતરો ભેટ લેતાં,
લીલાં લીલાં હૃદય હરતાં, દિવ્ય આભાસ દેતાં;
સંપીલી ત્યાં પ્રકૃતિ[2] વસતી શાંતિમાં એમ જાણે,
પક્ષી મીઠા રમત કરતાં એહ આનંદ માણે[3].

ઊંચી ઊંચી, દૂર દૂર રહી, ટેકરી ને કરાડો;
ઊંચા ઊભા કઠણ ખડકો, ને રહ્યાં ઝુંડ ઝાડો;
વચ્ચે વ્હેતુ ઝરણ ખળખળી, સ્નેહ ગાતું સદાનું.—
એ લીલામાં વિમલ વસતું ગામડું એક ન્હાનું.

(અનુષ્ટુપ્)

છૂટાં છૂટાં રહ્યાં દીપી ઝૂંપડાં ખેડુતોતણાં,
સાદા સૌંદર્યમાં સૌ એ ઠારતા અંતરો ઘણાં.

એવા કો ઝૂંપડાદ્વારે ખેડુસ્ત્રી બેઠી કો હતી,
ખોળામાં બાળ સૂતું તે દેખતી દૃષ્ટિ ઠારતી.

હા એ માતાઉરે ઊંડા આવે ઉમળકા બહૂ,
વારે વારે ઉરે દાબી ચૂમે છે મુખ તો બધું !

બાળુડું સા હસે ઝીણું, માતા આનંદ પામતી;
લો લો લો લો કરી વ્હાલે, ગીત કૈં લલકારતી.

(ગીત)*

"મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું !
તું તો છે માતાના કાલજડાની કોર;
મ્હારી દુનિયા તો લાડકડા ! છે તુજમાં વસી,
જ્યાં જાઉં ત્યાં તુજને જોઉં ઠોરેઠોર—
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું !

---

1. શોભનાં. 2. કુદરત. 3. અનુભવે.

* 'માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે'—એ રાહ.

"મ્હારા લાડકડાને ગાલ ગુલાબો ઝૂલતા,
મ્હારા મોંઘાનું મુખ જેમ પ્રભાત હસંત;
ત્હારાં નયન નયનમાં ચમકે નિર્મળ[૩] તારલા,
તુજમાં વસતી હું તો જોઉં સદાય વસંત!—
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું!

"મ્હારા લાલ! વધાવું તુજને માણેક મોતીએ,
ન્હાનકડા! તુજપર વારી જાઉં હું સ્હેજ;
ત્હારે હૈયે તારલડાની માળા દીપવું,
આંખલડીમાં આંજું ચાંદલિયાનું તેજ!—
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું!

"કિલકિલ કરતાં કાલુ વચન છે ત્હારાં, કોડિલા!
મ્હારા કાને કરતાં રૂપેરી રણકાર;
સુણતાં હૈયે સાગર જેવી લ્હેરો આવતી,
લઇ લઇ ચૂમું ચૂમું મુખ તુજ વાર હજાર!—
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું!

"ત્હારાં દુખડાં લઇ લઉં, વ્હાલા મ્હારા બાલુડા!
તુંને આંચ ન આવે, કરશે પ્રભુ કલ્યાણ;
તુજ કાજે મુજમાં સો હાથણકેરું જોર છે!
ત્હારે માટે પ્રેમે દઇ દઉં મ્હારા પ્રાણ!—
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું!"

(મંદાક્રાંતા.)

ગાતી એવું મધુર મધુરું, બાળને એશી જોતી,
એ હૈયાના નવીન રસમાં પ્રેમથી પ્રાણ પ્રોતી.
આહા! કેવું વિમલ ઉરનું વ્હાલ આ તો દિસે છે!
કેવું ઊંડું સરલ પ્રીતિમાં માતહૈયું હસે છે!

બાપું! ત્હારી જનનીં વિણ હા, કોણ સંભાળ લેતે?
ઊંડી દેવી તુજ મુખપરે સ્નેહમુદ્રા[૪] શું દેતે?
વારે વારે તુજપર ઝૂલે ઇંદ્રના ચાપ શી કો?[૫]—
બાલુડાં ને જનનીંપર એ ઇશ આશિષ હોજો!

(અનુષ્ટુપ્.)

બાળને બારણે મૂકી, આપી રમકડાં તહીં,
કાંઇ કામ થકી માતા પેઠી તે ઝૂંપડામહીં.

૪. હેતની છાપ=ચુંબન. ૫. કોણ ઘડી ઘડી અમીરી બની ત્હારી ઉપર વરસાદની કમાન જેવી વાંકી વળી ઝૂલી રહે?

પાસેની કો કરાડેથી ગરુડ એક દૈત્યશું
તેટલે ત્યાં ઉડી આવ્યો, ન્હોતું બાળ કને કશું.
ઝડપી બાળ ઉપાડી પક્ષીરાજ ઉડયો જતો,
માતા ત્યાં બારણે આવી જોયું તો લાલ ના હતો !

બાળનું રડવું સૂણ્યું, સમજી પળમાં સહુ,
દોડી તે બૂમ પાડંતી પક્ષી પૂઠે બજે બહુ.
એક ઊંચી કરાડે જૈં, મૂકયું બાળ બખોલમાં,
અને પક્ષી ઉડયો ત્યાંથી, થયો અદશ્ય ખોલમાં !

(વસંત તિલકા.)

ભેગા થયા સકળ ખેડુત ત્યાં ઝપાટે,
તે માતના સુણી પુકાર સહાય માટે:
ઊભા રહ્યા તુરત આવી કરાડ હેઠ,
મૂકી ગયો ગરુડ જેપર બાળ ઠેઠ.

ઊંચી દિસે બહુજ દુર્ગમ[૬] એ કરાડ,
રહે ત્યાંથકી ગબડતાં નહિ એક હાડ:
ત્યાં પૂગવું જઇ જ કેમ, સહુ વિચારે,
શોધે ઉપાય ચઢવા તહિં કો પ્રકારે.

ખેડુત એક ધરી હામ પછી ચઢયો કો,
કીધો પ્રયત્ન, ઉતર્યો પણ ખાઇ ધોકો,
બીજો, અને પછી ત્રીજો,—ચઢી સર્વ એમ
પાછા ફર્યા શરીર સાચવી જેમતેમ

કોઇ પડી ગબડતા મરતા બચ્યા ત્યાં,
બહાદૂરમાહિ ખપતા વીર કો લચ્યા ત્યાં;
સર્વે નિરાશ બની ઉપર જોય હાવે:—
હા માત ! કોણ તુજ બાળકને બચાવે ?

(શિખરિણી.)

અહો ! દીઠી ત્યાં તો સબળ અબળા કો ચઢી જતી !
ચઢી એકે, બીજે, કઠણ ખડકો હામ ધરતી;
અને આશ્ચર્યે ત્યાં ડૂબી સકળ દૃષ્ટિ સ્થિર ઠરે:
અરે આ શું આજે અજબ અબળા સાહસ કરે !

ચઢી ધીમે ધીમે, ઉપર અબળા ત્યાં જઇ રહી,
અને હર્ષે ચાંપ્યું હૃદયમહિં તે બાળક ગ્રહી !
પછી પાછી નીચે સુદૃઢ[૭] પગલાં મૂકી ઉતરેઃ
હશે ક્યાંથી આવ્યું પરમ અબળામાં બળ ખરે ?

૬. અગમ્ય; પૂગી નહિ શકાય એવી. ૭. મજબૂત અને સાવધ.

તપાસી ધારીને ઉતરતી જતી તે પદપદે[૯]:
"અરે, એ આ! એ આ! પડી, પડી!" કરી ખેડુત વદે!
તથાપિ ધીમેથી, કુસુમ સમું તે બાળક લઈ,
નીચે નિર્વિઘ્ને તે સબળ અબળા આવીજ રહી!

(અનુષ્ટુપ્.)

હશે એ કોણ નારી તે? આવ્યું એ બળ ક્યાંથકી?
સફલામ્તે બની એ શેં,[૧૦] હાર્યા જ્યાં પુરુષો નકી?—
અબળા તે ઉરે ચાંપી બાળને લઇ જાય છે,
જોતી વ્હાલે, ઝીણું ઝીણું ગીત ગાતી જણાય છેઃ—

"ત્હારાં દુખડાં લઇ લઉં, વ્હાલા મ્હારા બાલુડા!
તુને આંચ ન આવે, કરશે પ્રભુ કલ્યાણ!
તુજ કાજે મુજમાં સો હાથણકેરું જોર છે!
ત્હારે માટે પ્રેમે દઇ દઉં મ્હારા પ્રાણ!
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું!"

દમણ. અરદેશર ફરામજી ખબરદાર.

૮. પગલે પગલે ૯. ફતેહમંદ. ૧૦ શા માટે.

# સ્ત્રીઓને માથે રહેલી બે જવાબદારી.

લેખક—મી૦ હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ, એમ. એ.



તન ધનનું ગમે તેવું અને ગમે તેટલું સુખ હોય તો પણ તેથી જીવન સુખમાં જતું હશે એમ કોઇને માટે કહી શકાય નહિ જીવનનાં ખરા સુખનો સર્વ આધાર એક સ્ત્રી ઉપરજ છે એ સર્વના અનુભવનીજ વાત છે અને તેથી તેને વાસ્તવિક બોધ આપનાર લાંબુ આયુષ્ય ભોગવે એ સૌને હર્ષનું ને સંતોષનુંજ કારણ થાય એ સ્વાભાવિક છે. તેટલા આયુષ્યના ઉપદેશકે જે જે અમુલ્ય લાભ આપેલા છે એ સર્વવિદિતજ છે જે કોમના ખાસ લાભાર્થે તેનો ચાલુ પ્રયાસ હતો તે કોમ આજે સુધારાને અને કેળવણીને મોખરે ચાલે છે એ કહેવું જેવું સત્યથી છેટું નથી તેમજ તેને તે સ્થિતિમાં મૂકવાનું કામ કરવામાં સ્ત્રીઓને બોધ આપનાર 'સ્ત્રીબોધે' ઘણો ભાગ લીધો છે એ કહેવું પણ સત્યથી દૂર નથી. ત્યારે તેવા માસિકના ઉત્સવને પ્રસંગે સ્ત્રીઓની જવાબદારી વિષે બેક શબ્દો લખવામાં આવે એ અસ્થાને નહિ ગણાય એમ માનવું છે.

પશ્ચિમ તરફના દેશોમાં જ્યારે એક તરફથી સમાનતાની હાક પુકારાઇ રહે છે અને બીજી તરફથી જ્યારે કેટલાક હક્કો આપવામાં આનાકાની કરવામાં આવે છે, ત્યારે ખુશી થવા જેવું છે કે આપણા દેશમાં એવું વિપરીત વર્તન નજરે પડતું નથી. જે છૂટ સ્ત્રીઓને આપવાનો ઉપદેશ કરવામાં આવે છે તે છૂટ તેમને સંપૂર્ણ રીતે ભોગવવા દેવામાં આવે છે; અને તેવું છે તેથીજ સ્ત્રીઓની જવાબદારી આ દેશમાં વધારે છે એમ તેઓએ પોતાની મેળેજ સ્વીકારવું જોઇયે.

સ્વદેશના ઉદયમાં સાધનભૂત થનારા શખ્સોને જન્મ આપનારાં હોવાથી, સહવાસથી તેમનાં જીવનને વલણ આપનારા હોવાથી, અને ભવિષ્યનાં બીજ તે શખ્સોની કુમળી વયનાં કુમળાં હૃદયોમાં રોપનારા હોવાથી સ્ત્રીઓ માથેજ ઉન્નતિનો આધાર સર્વે દેશોમાં રહે છે; વિશેષે હિંદ જેવા દુર્દશામા પડેલા કંગાળ દેશની ઉન્નતિનો આધાર તો માત્ર સ્ત્રીઓ પરજ છે, કારણ મૂળમાથી સુધારો થઇ ન્હાનાં છોકરામાંથીજ અમુક ધારીની કેળવણી શરૂ નહિ થાય ત્યાં સૂધી મોટપણે ઝાઝો ફેર પડવાનો નથી એ અનુભવસિદ્ધજ થયું છે.

'સ્ત્રીબોધના' સર્વ સ્ત્રી વાચકોની જાણમાં હશે કે એક બાલક દોઢથી અઢી વર્ષની ઉમરમાં જેટલું શીખે છે તેટલું તે ભાગ્યેજ મોટી ઉમરના કોઇ એક વર્ષમાં શીખી શકે છે; તે ઉમરમાં કેટલીક બાબતો શીખ્યું એમ આપણે પ્રત્યક્ષ જોઇ શકિયે છિયે, કેટલીકના સંસ્કાર તેના હૃદયપર એવા સજ્જડ, તોપણ તે વખતે ન દેખી શકાય એવી રીતે પડેલા હોય છે કે પૃથગ્જનને તો તેવા સંસ્કાર પડતા હશે એવું ભાન પણ રહેતુ નથી અને ભાન ન રહે તેમાં નવાઇ પણ નહિ, કારણ બાલ્યાવસ્થા આપણા તરફ નજીની ને નમુલી સ્થિતિ ગણાય છે. નિશાળે મૂકવાનો વખત ન થાય ત્યાં સુધી છોકરાં તરફ કશુ લક્ષ આપવાની જરૂરજ નથી એમ બધા માની બેસે છે તે સમયમાં ધ્યાન આપવાની જરૂર છે કે કેમ એ વિચાર પણ કોઇકનેજ થયો હશે, પણ જો કોઇને ગંભીર રીતે બાલકોની ચેષ્ટા જોવા તક મળી હશે, અને તે ચેષ્ટાનાં ભાવી

પરિણામ વિષે કંઇ પણ વિચાર ચલાવવા અવકાશ મળ્યો હશે તો તેણે તો ખાત્રીથી નક્કી કર્યું હશે કે બાલ્યાવસ્થા તરફ બેદરકાર રહેવાથી દેશના ઉદયમા અને મનુષ્યત્વના વિકાસમા ભારે અડચણ નડી રહે છે

હાલના અધકચર્યા નવીન સુધારાના ગજમા એવા એવા બુટનડ વિચારો ફગાઇ જઇ ધાની મેસે છે કે નવીન સુધારકો કરતા જુના અધ શ્રદ્ધાળુઓ વધારે સારા એમ ઘણીવાર લાગી આવે છે "ફૅશનની ફીશ્યાગી" મા તણાતા બહારની ટાપટીપ અને રગરાગની દરકાર રાખતા, શારીરિક સૌંદર્યને અને ક્ષુદ્ર વિકારોને કાયમ રાખવાની ખોટી મોહનીમા ફસાતા, આજના સખ્યાબધ નવીન સુધારકો કેળવણીને એક ઘરેણા તરીકેજ ગણી મૂકે છે, એવા હેતુથી કે જ્યારે જરૂર પડે ત્યારે બાહ્ય શોભા દિપાવવા, સામાઓની નજર ખેચવા, વાહવાહ કેહવડાવવા અને જમાનાની સાથે ચાલનારા (up to date) ગણાવા તે ઘરેણા તરીકે પહેરવામા આવે અને જ્યારે કામ થઇ રહે એટલે ઉતારી નાખવામા આવે આવી રીતે થતુ હોય ત્યા ખરા સુધારાની આશા રાખવી એ ફોકટ છે જ્યા સુધી કેળવણી મન મગજના એક કુદરતી લક્ષણ તરીકે જીવનની સાથે મળી ભળી ન જાય ત્યા સુધી ઇષ્ટ પરિણામ આવવાનો સભવ થોડોજ રહે છે

આપણે જે એક બાબતની જવાબદારીનો વિચાર કરવાનો છે તે બાળકો ઉછેરવા સબધેનો છે આપણા સુધરેલા સમુદાયમાથી માબાપની અસરવાળા કેટલા છોકરા તૈયાર થતા હશે એ જરા વિચારવા સરખુ છે આયા અને નોકરોને હસ્તક સોપાતા બાળકોમા હલકા વિચાર અને હલકી ભાવનાઓ ઘર કરી રહે, અને તેને પરિણામે જીવનના ખુનખાર કલહમા જે ઉદારતા, જે ગભીરતા અને જે નેક ટેક મોટા કુટુબોના ફરઝદમા હોવી જોઇયે તે દેખવામા ન આવે એ ન બનવા જોગ નથી માતાની કેળવણીનો લાભ બાળકોને પ્રથમના પાચ ૭ વર્ષમાજ ઘણો મળી શકે છે અને તે વર્ષનો મોટો ભાગ જો માતા પાસે ગાળવામા ન આવે તો પછી માતા સુશિક્ષિત હોય કે અભણ હોય એ બનુ સરખુજ થઇ રહે છે

સુશિક્ષિત માતાઓ જો પોતાના કર્તવ્યને વિષે બેદરકાર રહે, તો 'જાણીતાને બેવડો દડ' એ ન્યાયે તે બેવડા દોષને પાત્ર થાય છે બાળકો અમુક એક માતાના સતતિ હોવા ઉપરાત આખા દેશના સતતિ છે, અને માતાઓએ તેમને પોતાના છોકરા ગણવાની સાથેજ દેશની ભાવિ પ્રજાના અગત્યભૂત વ્યક્તિ તરીકે ગણવા જોઇયે અને તેથી તેમને ઉછેરવામા એક 'ટ્રસ્ટી' તરીકેજ સપૂર્ણ જવાબદારી સમજવી જોઇયે તે જવાબદારી ઉઠાવવામા પોતાના આનદનો અને પોતાના સુખનો ઘણો ભોગ આપવો પડે એ દેખીતુ છે, પરતુ તેવો ભોગ આપીને જો સતોષકારક રીતે તે ફર્જ અદા કરવામા આવે તોજ સ્ત્રીઓ પોતાની જવાબદારી સમજ્યા એમ કહી શકાય

પશ્ચિમ તરફના સુધરેલા દેશોમા માતાઓનુ કામ ઘણે અશે કિન્ડરગાર્ટન નિશાળોએ ઉપાડી લીધુ છે, અને ન્હાના બાળકોના જીવન માટે કેવી દરકાર રાખવામા આવે છે એ આપણને તે નિશાળોના કામદ્વારા જાણવામા આવે છે પરિણામ એ આવે છે કે દેશનુ એક પણ બાળક મન મગજની કેળવણી વિના રહેતુ નથી, તેટલુજ નહિ પણ ઉત્તમમા ઉત્તમ કેળવણી તેને મળે છે આપણા દેશમા સ્ત્રીઓને સદ્‌ભાગ્યે ઘર બહારના કામ ધધામા

બહુ લાગવું પડતું નથી, એટલે ગૃહ સંસારની બાબતોમાં પૂરતું લક્ષ આપવા તેમને પૂરતી ફુરસદ મળે છે, તેથી કિન્ડરગાર્ટન નિશાળો સ્થાપવાની ભલામણ કરવાની જરૂરિયાત નથી; અલબત, જો માતાઓ છોકરાંને યોગ્ય કેળવણી આપવા તત્પર રહે તોજ કિન્ડરગાર્ટન શાળા વગર ચાલે તેમ છે. પણ જો સ્ત્રીઓ હાલ છે તેવીજ બેદરકાર ને બેદરકાર રહ્યા કરે તો તેવી શાળાની જરૂરિયાત પુકારતાં પ્હેલાં સ્ત્રીઓને તેમની જવાબદારીનું ભાન આપવું એ વધારે યોગ્ય લાગે છે.

બાલક જન્મે છે ત્યારથીજ માતાને માથે જવાબદારી શરૂ થાય છે. ધાવ્યાવસ્થા સુધી તો જે દૈહિક જવાબદારી માથે રહે છે તે ઘણે અંશે સ્વીકારવામાં આવે છે, પણ ત્યાર પછી છોકરાં માટે કશી દરકાર રખાતી હોય એમ હાલના જમાનામાં જોવામાં આવતું નથી. ન્હાનાં બાળકો બોલતાં શીખતાં હોય ત્યારે તેમના મગજમાં ઉચ્ચ સંસ્કાર ભરવા પાસેના બધા જણાએ નિર્દોષ અને ઉચ્ચ જીવન ગાળવું જોઇયે, અને બીજું કંઇ ન થાય તો તે છોકરાંની હાજરીમાં તો ખાસ સંભાળ રાખવી જોઇયે. ઘણાનું માનવું એવું છે કે 'એ ન્હાનાં ફીકલાં શું સમજે?' અને એવી માન્યતાથી છોકરાંની હાજરીમાં ગમે તેવું વર્તન ચલાવે છે પરિણામ એ આવે છે કે એવા વર્તનની અસર છોકરાંપર થયા વગર રહેતી નથી, અને થાય છે ત્યારે પોતાનો દોષ નહિ જોઇ શકનારાં માબાપો મુંઝાઇ બેસી રહે છે. બાલક નિશાળે બેસવાને લાયક ઉમ્મરનું થાય તે પ્હેલાં તેના મન મગજને કશું સાવધાન વલણ નહિ અપાવાને લીધે તેની કેટલીક શક્તિ કમીજ રહી જાય છે. રમકડાં સાથે રમનારાં છોકરાંને કંઇ પ્રાથમિક જ્ઞાન આપવાની ખાસ જરૂર છે, અને તે જ્ઞાન આપવાની લાયકાત મેળવવા માટે માતાઓએ અમુક જાતનું વાંચન રાખવાની ખાસ જરૂર છે. જો માત્ર મનમાં ઇચ્છા ઉત્પન્ન થશે તો તેને પરિપૂર્ણ કરવા માટે સાધનની સરળતા અને સગવડ થયા વિના રહેગેજ નહિ. તે સાધનો બતાવવાનું અને તે જાતની ચર્ચામાં ઉતરવાનું અત્યારે જરૂરનું લાગતું નથી કારણ એટલુંજ કે હજી તો પ્હેલી બાબત સિદ્ધ કરવાની છે અને તે એ કે સ્ત્રીઓએ પોતાના છોકરાંને શિશુ વયથીજ યોગ્ય કેળવણી આપવાની જરૂરિયાત જોવી જોઇયે, અને તેવી કેળવણી આપવાની તેમને માથે મોટી ફર્જ પડેલી છે એમ તેમના સમજવામાં આવવું જોઇયે.

ભવિષ્યના હિત માટે સંતતિની ચિન્તા કરવાની એક ફર્જ સ્ત્રીઓ માથે છે, તેવીજ બીજી જવાબદારી વર્તમાનના હિત માટે સ્વગૃહની યોગ્ય વ્યવસ્થા રાખવા માટેની અને તેમાં શાન્તિ સંતોષનો અમર વાસો કરાવવા માટેની બીજી જવાબદારી પણ સ્ત્રીઓ માથે રહેલી છે.

બોલવા લખવાને વખતે સૌ સારા સારા શબ્દોનું ઉચ્ચારણ કરવા તત્પર થાય છે, પરંતુ 'ગૃહવાસના અનુભવમાં તેવું વર્તન રાખવું કેટલું કઠણ છે એ ઘણાના જાણવામાં હશે. ઘણી વાર નજીવી ન્હાની બાબતોમાં ગૃહ સરોવરની સુન્દર શાન્તિ વિનાકારણ હરાઇ જાય છે અને તેવા અકારણ તોફાનોથી સંસાર સુખ સ્હેજવારમાં ઘટી જાય છે. ત્યારે તેવા બનાવોથી બહુ સાવચેત રહેવાની બીજી ફર્જ પણ સ્ત્રીઓએ સમજવી જોઇયે તેવી છે.

વળી પત્ની એ પતિનું અર્ધાંગ છે એ સર્વમાન્ય છે. પછી કોઇ તેનો સમાનાર્ધ, કોઇ તેને ઉત્તમાર્ધ ને કોઇ ન્યૂનાર્ધ કહો તેમાં આપણને કશી હાનિ નથી. અર્ધાંગના તરીકે પતિની સર્વ પ્રવૃત્તિમાં તેનો અર્ધો ભાગ છે. તેણે પોતાનો અર્ધો હિસ્સો તેમાં આપવો જોઇયે એ પવિત્ર ધર્મ છે.

પતિને ગૃહવાસની સ્વર્ગીય પરિમલથી પરમ મુદિત રાખવો, પતિને સ્વકાર્યમાં યોગ્ય મદદ આપી તેનો કાર્યભાર ઓછો કરવો, પતિને સ્વ સ્થિતિમાં સર્વ સુખ આપી સતુષ્ટ રાખવો અને તેના દેહને અને હૃદયને ગૃહવાસના અનેરી પુષ્ટિ દેનારા પ્રસંગોથી સર્વદા પોષિત રાખવો એ પણ સ્ત્રીઓ માથે એક મોટી જવાબદારી છે એમ તેઓએ સમજવું જોઇયે.

આ બે જાતની જવાબદારી સમજવા સમજાવવા માટે, સમજાયા પછી તેને અદા કરવા માટેના રસ્તાઓ અને ઉપાયો બતાવવા માટે, અને તેમાં વખતે વખતે આવી પડતી અનેક ન્હાની મુની વીટંબણાઓ દૂર કરવા માટે, 'સ્ત્રીબોધ' જેવું માસિક ચિરાયુષ્ય ભોગવો એવી શુભ પ્રાર્થના કરવામા સર્વ વાચકો સામેલ થશે એવી ખાત્રી છે, અને ઝાઝાં હૃદયની નિર્દોષ અને ઉત્કટ પ્રાર્થના પ્રભુ પૂરી કરશે એવી આશા છે. તથાસ્તુ !

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

રાજકોટ.

# બૅબીલોનિયન લેખોની શોધ—

## પારસી તવારીખ ઉપર છેલ્લાં પચાસ વર્ષમાં પડેલું નવું અજવાળું.

લેખક—મી૦ પાહુલનજી બરજોરજી દેશાઇ,

"રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ"ના તંત્રી, "તારીખે શાહાને ઇરાન" ઇત્યાદિના કર્તા

---

બૅબીલોન અને ઍસીર્યાના પુરાતન દેશોનાં દટાઇ ગયલાં પાયતખ્ત શ્હેરો અને તે મધેના પાદશાહી મેહુલોનાં ખંડિયેરો આજે ખોદી કાઢવામા આવ્યાં છે તે ઉપરથી એ પુરાણી શાહનશાહતની મોટી જાહોજલાલીની પૂરતી સાબીતીઓ મળે છે. આ દેશોના રહેવાસીઓ, તેમનો ધર્મ, તેમના વ્હેમો, તેમના હુંનરઉદ્યોગ, તેમના એલમ, તેમની રાહરસમ, તેમની તવારીખ, અને તેમના પાદશાહોના દોરદમામ વિગેરે બીજી પુષ્કળ બાબતોને લગતી માહીતગારી આ ખોદકામમાંથી મળી આવેલી તખ્તીઓ અને મિનારાઓ અને મકાનો ઉપર કોતરેલા લેખો ઉપરથી મળે છે. આ લેખો એ દેશોમાં મળી આવતી ચોક્કસ માટીની બનાવેલી કાચી ઇંટો ઉપર કોતરેલા છે, અને તે ઇરાન દેશના બીસતુન વિગેરે પહાડો ઉપર કોતરેલા હખામની પાદશાહોના ખીલારોકી લેખોના જેવાજ છે. આ બૅબીલોનિયન તથા ઍસીર્યન લેખો હખામની લેખો કરતાં બહુ પુરાણા જણાય છે. એ લેખોના અક્ષરો ફાચડ અથવા ખીલારોકા છે, અને તેવાં નવાઇ જેવાં લખાણની પ્હેલી શોધ બૅબીલોનમા આવી વસેલી એક અતિ પુરાણી પ્રજાએ કરેલી જાહેર થઇ છે. આ પ્રજા આક્કાડિયન (Accadians) ને નામે ઓળખાઇ છે, અને તેના લેખોની ભાષા પણ એજ નામે જાણીતી થઇ છે. આ આક્કાડિયન ભાષામાં લખાયલું સાહિત્ય અતિ બ્હોલા વિસ્તારનુ કહેવાય છે, કેમકે એ સાહિત્યથી જૂદાં જૂદાં શેહરો ખાતે જૂદા જૂદા પાદશાહોએ મોટાં મોટાં કેતાબખાના સ્થાપેલા જાહેર થયાં છે, જેમકે તીગ્લાથ પીલૅસર નામે ઍસીર્યન પાદશાહે (ઇ. પૂ ૭૪૫) પોતાની આગમજ થઇ ગયલા પાદશાહોના તવારીખી લેખોની નકલ ઉતરાવીને તેમનો મોટો સગ્રહ કર્યો હતો. ત્યાર પછી સાર્ગન નામે ઍસીર્યન પાદશાહે (ઇ. પૂ ૭૨૨) અક્કડ નામે શ્હેર ખાતે એક કેતાબખાનુ સ્થાપીને ત્યાં ૭૦ કેતાબોનો નવો ઉમેરો કર્યો હતો, જેમા ખગોળ અને નજુમ વિદ્યાને લગતા ગ્રથો હતા. એ પછી સૅનાકૅરીબ નામે પાદશાહે (ઇ. પૂ. ૭૦૫) બીજા નવા નવા ગ્રથો તૈયાર કરાવ્યા હતા. આ પાદશાહે નિનીવેહ ખાતે ઉપલાં સઘળાં કેતાબખાનાંઓને લઇ જઇને ત્યાં તેમને ભેગાં રાખ્યાં હતાં. પાછલથી ઍસારહૅડન નામે પાદશાહે (ઇ. પૂ ૬૮૧) આ મોટાં કેતાબખાનામાં બીજા પુષ્કળ ગ્રથોનો ઉમેરો કર્યો હતો.

### કાદવની ઇંટોથી બનેલાં કેતાબખાનાં.

પણ એ સઘળા ગ્રથોથી બનેલા અને ઉપર જણાવેલા ચાર પાદશાહોનાં બનાવેલાં મોટાં કેતાબખાનાંને ભૂલાવે એવુ એક અતિ મોટું કેતાબખાનું બનાવી જનાર તો અસ્સુર-બની-પાલ (યુનાનીઓએ જણાવેલો સારડાનાપાલસ) નામનો ઍસીર્યન પાદશાહ હતો. તેણે પુષ્કળ લડાઇઓ મારી હતી, પણ સુલેહ વેળા તેણે પોતાનો વખ્ત મેહુલો અને મંદિરો બાંધવામા

રોક્યો હતો. પણ આ મકાનો કરતાં જે કામ બનાવવા માટે તે ઘણો વખણાય છે તે તો નિનીવેહના મેહેલને લગતું કોયુન્જીકને નામે ઓળખાતું એક અતિ વિશાળ કેતાબખાનું છે. તેણે દેશના જૂદા જૂદા ભાગો ખાતેથી હજારો કેતાબો મંગાવીને અહિં ભેગી કીધી અને કેટલીક જે જૂની હતી તેમની નકલ ઉતરાવી. આ કેતાબખાનામાં હજારો પુસ્તકો હતાં, જેઓમાં તવારીખ, ધર્મ, ભૂગોળ, ખગોળ, નજુમ, ન્યાય, કબાલા, પાદશાહી ફરમાન, ચોથાઇ, કર, દાસ્તાન અથવા નામાં, દંતકથા, વાર્તા, વિગેરે પુષ્કળ બાબતોનું જ્ઞાન આપનારાં પુસ્તકોનો સંગ્રહ હતો. આ કેતાબખાનું હાલ ખોદી કાઢવામાં આવ્યું છે. તેમાંનાં ઉપર જણાવેલાં પુસ્તકો કંઇ આજની પેઠે કાગળ ઉપર છાપેલાં કે લખેલાં નથી, પણ ઉપર જણાવ્યું તેમ કાચી ઇંટ ઉપર ખીલારોકી અક્ષરોથી કોતરકામ કીધેલું છે. સઘળી મળીને ૩૦૦૦૦ ઇંટો વિગેરે ઉપર આ કોતરકામ કરેલું મળી આવ્યું છે.

## બૅબીલોનની પહેલી સુધરેલી પ્રજા.

આ પુસ્તકોની જે વર્ગણી કરવામાં આવી છે તે ઉપરથી જણાય છે કે અસલી બૅબીલોનિયનો અને ઍસીર્યનો ઘણાજ બાહોશ લોકો હતા. તેઓ શૅમિટિક પ્રજામાંના હતા; એટલે આજે જે ટોળાના યહુદીઓ, અરબો, વિગેરે છે તેજ ટોળાના આ ઍસીર્યનો અને બૅબીલોનિયનો હતા, પણ પાછળથી નામ પડેલા બૅબીલોનિયા અને ઍસીર્યા દેશોમાં પ્રથમ આક્કાડિયન અથવા સુમીર્યન નામે જે પ્રજાએ વસવાટ કીધો હતો તે પુરાણી પ્રજા કંઈ શૅમિટિક ટોળાની નહોતી. આ પ્રજાનો એક ભાગ પુરાતન બૅબીલોનિયાના મુલ્કના ઉત્તર ભાગમાં અને બીજો દક્ષિણ ભાગમાં જઇ વસ્યો, અને ત્યાં પોતાનું રાજપાટ ચલાવ્યું. એ રાજપાટ દરમ્યાન શૅમિટિક ટોળાઓ ત્યાં આવીને વસવા લાગ્યા, જેમની જોડે સબંધમાં આવ્યાથી આક્કાડિયન અથવા સુમીર્યન લોકો તેમની સાથ આસ્તે આસ્તે કરીને ભેળાઇ ગયા, અને પછી આ શૅમિટિક ટોળાનું પ્રબળ એટલું બધું વધી ગયું કે તેનુંજ રાજ્ય ઍસીર્યામાં બરપા થયું. આ પછી ઍસીર્યન પાદશાહોએ આક્કાડિયનોનાં સાહિત્યમાં સુધારો વધારો કરી તેને પોતાનું કરી લીધું. વળી તેઓનો જે રાજધર્મ થયો તેબી આક્કાડિયન અને શૅમિટિક ધર્મોનાં મૂળતત્વોને ભેગાં કરીને તેમાંથી નવો રચ્યો બન્ને પ્રજાઓ જૂદી હોવા છતાં એકબીજાનાં ધર્મમત તેમજ એકબીજાની ભાષાના શબ્દો, વિચારો, રીતભાત વિગેરે ગ્રહણ કરવા લાગી, જેથી સેવટે શૅમિટિક લોકો પ્રથમ અક્કડમાં અને ત્યારબાદ સુમીરમાં ફાવી નિકળ્યા, અને જૂની સુમીર ભાષા માત્ર ધર્મગુરૂઓની ધર્મને લગતી કેતાબોની ભાષા દાખલ રહેવા પામી, પણ તમામ પ્રજાની ભાષા તો શૅમિટિક થઇ પડી.

હવે આ આક્કાડિયન અથવા સુમીર્યન પ્રજા કોણ હતી અને ક્યાંથી આવી હતી? અને તે એટલી સુધરેલી કેમ હતી? તે શૅમિટિક પ્રજા ન હતી, એમ ઍસીર્યન અને બૅબીલોનિયન ખોદકામમાંથી મળેલી કેતાબો ઉકલાવનારા ખાસ વિદ્વાનો એક અવાજે કહે છે. તેની ભાષા પણ શૅમિટિક નહોતી. તપાસ કરતાં જણાયું કે તે ભાષા મધ્ય એશિયામાં બોલાતી અસલી તાતારી ભાષાને મળતી આવતી હતી. ત્યારે શું આ લોક મધ્ય એશિયામાંથી આવ્યા હતા, કે જ્યાં પુરાણા કાળથી તુરાની લોક વસે છે? આ પ્રજા જો તુરાની હોય તો તે બૅબીલોન દેશમાં ક્યાંથી આવી ચઢી? મધ્ય એશિયામાંથી ઉતરનારી તુરાની પ્રજાઓ હંમેશ જીહુન

નદી યા કોહેકાફ પર્વત ઓલંગીને દક્ષિણે ઇરાન વિગેરે દેશોમાં દાખલ થઇ હતી એમ તવારીખ ઉપરથી જણાય છે. કોહેકાફ પસાર કરીને આ પુરાણી પ્રજા બૅબીલોનમાં વસી હતી કે કેમ તે નક્કી નથી. એટલું ખરૂં કે પ્રથમ એ બૅબીલોનમાં વસી, અને ત્યાર પછી ઉત્તરે ઍસીર્યામાં દાખલ થઇ. હવે જો પાછલથી તે દક્ષિણેથી આગળ વધીને ઉત્તરે ગઇ હોય તો પ્રથમ બૅબીલોનમાં તેની જે આમદ થઇ તે પણ દક્ષિણેથીજ થયલી સંભવે છે. તેણે ઇરાની અખાતને માથે પોતાનું સંસ્થાન વસાવ્યું, અને તેનાં મુખ્ય શ્હેરો (ઉર-ઉરૂ, ઍરેખ-ઉરૂક, એરીદુ, વિગેરે) એ અખાતની પડોશમાંજ આવેલાં હતાં. તેનાં આ શ્હેરોનાં નામોના પ્હેલા અક્ષરો આપણને કંઇક એવું સૂચવે છે કે આ પુરાતન પ્રજા જેમ શૅમિટિક નહિ તેમ તુરાની પણ નહિ હતી, પણ ઇરાની અથવા આર્ય પ્રજા હતી.

## શું તે ઇરાની કોમ હતી?

આ અનુમાનને એક બિનાથી ટેકો મળે છે. બૅબીલોનિયન લેખોમાં જણાવ્યા મુજબ આક્કાડિયન પ્રજાના પ્હેલા પાદશાહના વખતમાં તેની પ્રજાને ઓઅન્નીસ (Oannes) નામે એક દરિયાઇ માણસે દરેક જાતના એલમ, તથા સુધરેલી જિંદગીના હુન્નર ઉદ્યોગ શિખવ્યા હતા. હવે આ ઓઅન્નીસને માટે કહે છે કે તે માથાંથી કમર સુધી માણસની સુરતનો અને પગ સુધી માછલાં જેવો હતો, અને તે ઇરાની અખાતમાંથી આવીને અસલી બૅબીલોનિયનોને શીખવી ગયો હતો. તેની પછી બીજા એવાજ જળ-મનુષ્યો આવાજ સબક આપવા ઇરાની અખાતમાંથી બૅબીલોનમાં આવેલા કહેવાય છે. દરિયાને માર્ગે આવેલા હોવાથી તેમને જળ-મનુષ્ય દાખલ અલંકારિક રીતે ઓળખવામાં આવ્યા હોય એ ધારી શકાય એમ છે, અને "ઓઅન્નીસ" નામ વોહમનો (બહમન) ઉપરથી બિગડેલું ધારી શકાય. એ નામ ઇરાની સિવાય બીજી કોઇ પણ આર્ય પ્રજામાં જણાયલું નથી. આ ઉપરથી માત્ર અટકળ થઈ શકે કે પુરાતન આક્કાડિયન લોકો ઇરાનને માર્ગે બૅબીલોનમાં દાખલ થયા હોય, અને તેઓ આર્ય ટોળાનાજ હોય, તથા તેમના પ્હેલા શીખવનાર ઇરાની ટોળાનાજ ધર્મગુરૂઓ હોય.

## અશો જરતોશ્તનો જમાનો-ઇ. પૂ. ૮૦૦૦?

ગમે તેમ હોય; આજે એ બાબે તકરારમાં ઉતરવાની જરૂર નથી; માટે આટલા ઇશારા પછી અહિં એટલુંજ જણાવીશું કે આ આક્કાડિયન લોકોનાં રાજપાટનો જમાનો બહુ પુરાણો હતો. બૅબીલોનનો છેલ્લો પાદશાહ નૅબોનૅડસ (નબુનાહિદ) કે જે ઇ. પૂ. ૫૫૬-૫૩૯ માં થઇ ગયો છે, તેણે એક 'સીલિંડર' (પત્થરના સ્તંભ) ઉપર કોતરાવેલા લેખમાં જણાવ્યા મુજબ બૅબીલોનનો સૌથી પુરાણો રાજા સાર્ગન નામનો હતો, કે જે નબુનાહિદના અમલની ૩૨૦૦ વર્ષ આગમજ થઇ ગયો હતો; એટલે સાર્ગન ઇ. પૂ. ૩૮૦૦ વર્ષ ઉપર અમલ ભોગવી ગયો હતો હવે આ સાર્ગન શૅમિટિક રાજા હતો, એવું તેના દીકરાનાં "નરામ-સિન" નામ ઉપરથી માલુમ પડે છે. આ બાપદીકરા રાજાઓના સમયમાં અસલી આક્કાડિયન અને સુમીર્યન રાજાઓનો અમલ નજીવો હશે, પણ ઇ. પૂ. ૪૦૦૦ વર્ષ આગમજ આ છેલ્લા રાજાઓનો અમલ ઘણો જોરાવર હતો, અને સુમીર્યન લેખો ઉપરથી જણાય છે કે તેમના ઘણા પાદશાહો થઇ ગયા હતા, માટે તેઓનો અમલ ઘણાં વર્ષ ચાલુ રહેલો હોવો જોઇયે. આ લેખો ઉપલા સાર્ગનના અમલની આગમજ કોતરાયલા હતા. એ રાજાઓનાં જે નામો મળી આવ્યાં છે

તેઓમાં ઇ-અન્નાદુ (E-annadu) ચાથી બલવાન હતો, અને તે ઇ. પૂ. ૪૫૦૦ વર્ષ ઉપર થઇ ગયલો ગણાયો છે. ઉર, ઍરેખ, લાર્સા, નિપ્પુર વિગેરે મોટાં શ્હેરો ઉપર રાજ્ય ચલાવી જનાર લુગાલ-જગ્ગીસી (Lugal-zaggisi) એ કરતાં પણ વધારે પુરાણા જમાનામાં થઇ ગયલો મનાય છે. એ રીતે જોતાં આક્કાડિયન રાજાઓના રાજ્યની સ્થાપના ઘણી જુની હોવી જોઇયે. સુમીર્યન સુધારાની શુરૂઆત એજ આધારે ઇ. પૂ. ૮૦૦૦ વર્ષ કરતાં પણ પુરાણી હોય એમ ધારવામાં આવે છે.

આટલી બધી બારીક વિગત અત્રે જણાવવાની એક મતલબ એ છે કે જો આક્કાડિયન અથવા સુમીર્યન લોકો મધ્ય એશિયામાંથી આવેલા તુરાની, અથવા ઇરાનમાંથી આવેલા ઇરાની (આર્ય), લોક હોય તો તેઓના દેવતાઓનાં તથા તેમના મહિનાઓનાં જે નામો જરતોસ્તી ઇરાનીઓના ઇજદ અમશાસ્પંદોનાં અને મહિનાઓનાં નામો સાથ કેટલેક દરજ્જે મળતાં આવે છે, તેનું કારણ એજ છે; અને તે નામો જો એ લોકો જરતોસ્તીઓ કનેથી પોતાની જોડે લઇને બૅબીલોનમાં જઇ વસ્યા હોય તો તે આધારે જોતાં પેગામ્બર જરતોસ્તનો જમાનો ઇ પૂ. ૮૦૦૦ વર્ષ કરતાં પણ વધારે પુરાણો સાબેત થવો જોઇયે.

અસલી આક્કાડિયનો જો તુરાની પ્રજા હોય તો તેઓ આર્ય ભૂમિ (ઇરાનવેજ)માં વસતા પ્હેલા આર્યોના ધર્મ અને રાહરસમની વાતો પોતાની જોડે લઇને બૅબીલોનના મુલકમાં જઇ વસ્યા હતા; અથવા જો તેઓ આર્ય પ્રજા હોય તો ઇરાનીઓએ મીડિયા ખાતેથી બૅબીલોન ભણી જઇ વસી ત્યાં પોતાનો ધર્મ અને રાહરસમ ફેલાવ્યાં હતાં;-એમ અટકળ બાંધી શકાય છે, અને એ સારાંશ ઉપર આપણે બૅબીલોનિયન લેખો અને તખ્તીઓને આધારે આવી શકિયે છિયે, માટે પુરાતન ઇરાનની તવારીખ ઉપર આ લેખોથી જે રોશની પડતી દેખાડવાની આ વિષયની મતલબ છે, તેમા સર્વથી પ્હેલી રોશની આ છે.

## ઇરાની તવારીખ ઉપર પ્હેલી રોશની.

બૅરોસસ નામનો એક ખાલ્દિયન ધર્મગુરૂ તવારીખનવેશ, કે જેણે બૅબીલોનનાં પુરાણા લખાણોને આધારે ગ્રીક ભાષામા પોતાનો ગ્રંથ લખ્યો છે, તેના જણાવ્યા મુજબ પુરાણા કાળમાં બૅબીલોનમાં ૮ પરદેશી પાદશાહો થઇ ગયા છે, જેઓ મીદ ટોળાના હતા. આ મીદ ટોળો ઇરાનના મીડિયા નામે મુલકમા વસતો હતો. જેઓ માજી-મગુસ (મજુસ)-મોબ વિગેરે નામે ઓળખાઇ ગયા છે તે આ મીદ ટોળાના ધર્મગુરૂ હતા આ લોકો અસલી આર્ય ટોળા-માંના હતા, અને હજરત જરતોશ્ત મીડિયાના રઘ (રએ) શ્હેરમા જન્મેલો હતો, માટે એ પ્રાંતના લોકનો ધર્મ જરતોસ્તી હતો જે આઠ મીદ પાદશાહો બૅબીલોનમા ૨૨૪ વર્ષ રાજ્ય ચલાવી ગયલા કહેવાય છે તેઓને "જરતોસ્ત"નુ નામ અપાયુ છે તેમ જોતાં બૅબીલોનમા રાજ ભોગવી ગયલા મીદ-આર્યો જરતોસ્તીઓ હશે. જોકે આજે ખોદી કાઢવામાં આવેલી તખ્તીઓમાંથી આ મીદ પાદશાહો વિશે કશો ઇશારો મળતો નથી તોપણ બૅરોસસ તવારીખનવેશે પોતાના ગ્રંથમાં આ બિનાની જે નોંધ લીધી છે તે બૅબીલોનિયનોની નોંધો ઉપરથીજ લીધેલી છે, તે ઉપરથી એટલુંજ તો જણાય છે કે પુરાણા કાળમાં બૅબીલોનમા જરતોસ્તી મજહબ પાળનારા પાદશાહો અથવા ધર્મગુરૂઓ રાજ્ય ચલાવી ગયા હતા. બૅબીલોનની દંતકથારૂપી વાર્તામાં જ્યાંથી તેનો ખરેખરો ઇતિહાસ શુરૂ થાય છે તે લાના કોઇ સ્વદેશી કે હમવતની

પાદશાહોનો નથી પણ પરદેશી પાદશાહોનો છે, અને તે પરદેશી તે કોઇજ નહિ પણ ઉપલા આક મીડિયન હાકમો છે. આ ઉપરથી જણાય છે કે મીડિયન લોકો બૅબીલોન ઉપર ચઢાઇ લઇ ગયા હતા, અને એ મુલક જીતીને તેઓએ ત્યાં સવાબસો વર્ષ સુધી ઇરાની અમલ ચલાવ્યો હતો.

### "ઇદનનો બાગ"-તે ક્યાં હતો ?

ખ્રિસ્તી ધર્મપુસ્તક બાઇબલમાં આ દુનિયાના બાગે બેહસ્તને "ઇદન"ને નામે ઓળખ્યું છે. આ ઇદનનો બાગ કયાં હતો તેની ઘણીએક ઉમંગી મુસાફરોએ શોધ ચલાવી છે. પણ બૅબીલોનિયન લેખોના ઉકલાણ ઉપરથી એક શ્હેરનું નામ મળી આવ્યું છે તે ઉપરથી માનવામાં આવે છે કે ઇદનનો બાગ ત્યાંજ હોવો જોઇયે. આ શેહર "એદીનુ" અથવા "એદીન" નામનું છે. ઇદનના બાગમાંથી બે મોટી નદીઓ પસાર થતી મનાઇ છે, તે યુફ્રેટીસ અને હિડેખેલ નામની છે. આ હિડેખેલ તે આજની ટાઇગ્રિસ છે. પુરાતન આકકાડિયન જબાનમાં તે "ઇદ ઇદિકલા" યાને ઇદિકલાની નદીને નામે ઓળખાતી હતી બૅબીલોનના શૅમિટિક ફતેહ કરનારાઓએ ઉપલાં શ્હેરને 'એદીનુ' અથવા 'એદીન' નામ આપ્યું છે, પણ અસલી આકકાડી જબાનમાં બૅબીલોનિયાનું મેદાન અથવા બાગ "એદિન્ના"ને નામે ઓળખાતો હતો. આ એદિન્ના તે બાઇબલનો 'ઇદનનો બાગ' છે. મી૰ જ્યૉર્જ સ્મિથ અને પ્રોફેસર સેસનાં અનુમાન મુજબ આ એદિન્ના અથવા ઍદીનુ અથવા ઇદિન અથવા ઇદનનો બાગ એરિદૂ નામનાં શ્હેરની પડોશમાં હશે, કે જે શ્હેર બૅબીલોનિયન સાહિત્યમાં પવિત્ર ગણાય છે. જ્યારે તેમના ધર્મનાં લખાણોમાં આ એરિદૂ શ્હેરનું નામ આવે છે ત્યારે તેને ભલું, ઉત્તમ, અશો વિગેરે ગુણ ધરાવનારૂં ગણીને ઓળખાવ્યું છે. એ શ્હેરની નજદીકીમાં એક જંગલ અથવા બાગ હતો કે જ્યાં પવિત્ર તાડનું ઝાડ (palm tree) ઉગેલું હતું, જેને જિંદગીનાં ઝાડ તરીકે પિછાનવામાં આવ્યું છે. એરિદૂની જગા ઉપર પાછળથી અબૂ-શાહરીન નામે કસ્બો વસ્યો હતો, જેનું ખંડિયેર આજે હૈયાત છે. આગળા જમાનામાં એરિદૂ શ્હેર ઇરાની અખાતના કાંઠા ઉપર આવેલું હતું, કે જે દરિયો આજે તો પુરાઇને બહુ પાછળ હટી ગયો છે.

આ એરિદૂ શ્હેર તે શું પુરાતન ઇરાનવેજ હશે? ઇરાનવેજ પણ પુરાણા આર્ય લોકનું બાગે બેહસ્ત જેવું મથક હતું, પણ તે ઇરાની અખાત કરતાં વધારે ઉત્તરે હતું. એરિદૂ અથવા ઇરિદૂ નામ આર્ય ભાષાનું લાગે છે, અને ઇરાની અખાતમાંથી બહાર આવીને ઓઅન્નીસ નામના જે જળ-માણસે બહુ પુરાણા બૅબીલોનિયન લોકોને વિદ્યાહુંનર શીખવીને તેઓને સુધાર્યા હતા, તેનુ મૂળ મથક આ ઇરિદૂ શ્હેર ધારવામાં આવે છે.

### ઍલામીઓ—શું તેઓ જરતોશ્તી હતા?

બૅબીલોનિયા દેશની લગોલગ ઇરાની અખાતને માથે અસલમાં ઍલામ નામનો દેશ આવેલો હતો, જે આજે ખુઝીસ્તાનને નામે ઓળખાય છે. એ દેશના લોક કંઇ બૅબીલોનિયન કે ઍસીર્યન જેવા શૅમિટિક ટોળાના નહિ પણ આર્ય ટોળાના હતા. એ લોકોની હસ્તી ઍલામમાં ઇસ્વી પૂર્વે હજારો વર્ષથી હતી એવું બૅબીલોનિયન લેખોનું ઉકલાણ થતા તેઓમાંથી ત્યાંના પાદશાહોનાં જે નામો મળી આવ્યાં છે તે ઉપરથી જણાય છે. ઍલામી લોકના ધર્મ તથા ભાષા પણ બૅબીલોયનિનોથી જૂદાં હતાં. આ લોકો બૅબીલોન ઉપર વારંવાર હુમલો કરતા અને જીત

મેળવતા હતા ઇસ્વી પૂર્વે ૨૨૮૦ વર્ષની વાત ઉપર ઍલામમા કુદુર–નાન્ખુદી નામે એક રાજા હતો, જે એટલો બલવાન હતો કે બૅબીલોન ઉપર ચઢાઇ લઇ જઇને ત્યા પૂજાતી "નાના" નામે દેવીની બહુ કિમતી હીરાજડિત મૂર્તિ પોતાને વતન ખેચી લાયો હતો ઍલામનો એક બીજો પાદશાહ કુદુર–લાગામાર તો બૅબીલોન જીતી લઇને ત્યાનો પોતે રાજા થઇ બેઠો હતો (ઇ પૂ ૨૩૫૦) આ બલવાન પાદશાહો અને તેમની ઍલામી પ્રજા આર્ય વંશના હતા, કે પુરાણા આકકાડિયન ટોળામાના હતા, યા જરતોસ્તી ધર્મ પાળનારી ઇરાની કોમના હતા, તે નક્કી થયુ નથી તોપણ તે ઇરાની પ્રજા તો હતીજ, કેમકે ઍલામ ઇરાનમા આવેલો મુલ્ક છે બૅબીલોનિયન લેખોથી એટલુ અજવાળુ તો પડયુ છે કે એ પ્રજા બહાદુર, લડાયક અને મૂર્તિપૂજાનો તિરસ્કાર કરનારી હતી જ્યારે શૅમિટિક અને તુરાની પ્રજાઓ મૂર્તિપૂજક હતી, ત્યારે આર્ય પ્રજા તેવી નહિ હતી, અને મજદયસ્ની જરતોસ્તી પ્રજા તો મૂર્તિપૂજાનો નાશ કરનારી હતી આ ઉપરથી અનુમાન કરવાને કારણ મળે છે કે આ ઍલામી કોમ જરતોસ્તી હતી જો એ બિના પાછળથી ખરી પડે તો બૅબીલોનિયન લેખોની આ જોતી તેની રોશની ઇરાનની તવારીખ ઉપર પડેલી ગણાશે નહિ

## પારસીઓનું અસલ નામ ઠામ.

ઍલામના સબધમા આ નોધ કરવાનુ એક ખાસ કારણ છે અને એ કારણ વળી ઇરાનના હખામની તબક્કાના પારસી પાદશાહોની તવારીખ ઉપર વણ કિમતી અજવાળુ નાખે છે આપણે આજસૂધી યુનાની અને અરમાની અને યહુદી તવારીખોને આધારે આ પાદશાહોને પર્સીસ અથવા પાર્સ પ્રાતના પાદશાહ લેખતા આવ્યા હતા ખુદ નક્શે રૂસ્તમ ઉપરના મહાત્મા દારાયસના યાદગાર લેખો ઉપરથી પણ આપણુ એમજ માનતા હતા કે મૂળ પુરૂષ હખામનીશ પાર્સનો રહેવાસી હોવાથી તે અને તેનુ ખાનદાન પારસી ગણાતુ આવ્યું હતુ વળી આપણે તેને પારસીઓનો પ્હેલો પાદશાહ લેખતા આવ્યા છિયે

પણ બૅબીલોનિયન લેખો ઉપરથી જણાય છે કે આમ સમજવામા આપણી ભૂલ છે વળી આ લેખોએ એક બીજી ભૂલ એ શોધી આપી છે કે પારસીઓની હસ્તી ઇરાનમા હખામની ટોળાની શુરૂઆત થઇ ત્યારથીજ થઇ નહિ હતી, પણ તેઓ તો ઘણા ઘણા વર્ષ આગમજથી ઇરાનમા એક લડાયક પ્રજા દાખલ જાણીતા હતા, અને તેમનુ અસલ નામ પારસી નહિ પણ પાર્સુઆ (Parsua) હતુ ઍસીર્યન લેખો અને તખ્તીઓના ખોદકામ અને ઉકલાણ ઉપરથી આ વાત હાલ જાણમા આવી છે શાલ્માનેસર નામનો ઍસીર્યન પાદશાહ (ઇ પૂ ૮૬૦–૮૨૫) પોતાના અમલના ૨૪ મા વર્ષમા પૂર્વ તરફ ચઢાઇ લઇ ગયો ત્યારે તેણે બીજા ન્હાનકડા રાજ્યો જોડે પાર્સુઆના રાજ્ય ઉપર પણ હુમલો કીધો હતો, કે જ્યા આ વેળા (ઇ પુ ૮૩૬) ૨૭ રાજાઓ રાજ્ય ચલાવતા હતા આ રાજ્યમા બુસ્તૂ, સાલાહામાનૂ, અને કિનિહામાનૂ નામના અગત્યના શ્હેરો હતા. આ ઍસીર્યન પાદશાહે પાર્સુઆ ઉપર ત્રણ હુમલા કર્યા હતા પાર્સુઆનો આ પ્રાત કઇ આજનો યા આગલો પર્સીસ અથવા ફાર્સ પ્રાત નહોતો પાર્સુઆનુ રાજ્ય ઉરૂમ્યા સરોવરની નૈરૃત્ય ખુણે આવેલુ હતુ એ રાજ્ય ઉપર પાછળથી બીજા અનેક ઍસીર્યન પાદશાહોએ હુમલો કર્યો હતો, કે જ્યા ઘણા ટોળા વસતા હતા તેઓની પડોશમાજ ઉમ્મુહા નામે

એક બીજાં ન્હાનકડા રાજ્યમા ઍસીર્યન પાદશાહ તીગ્લાથપીલેસરના અમલ વેળા કુસ્તાસ્પી નામે એક આર્ય રાજા રાજ્ય કરતો હતો, જે ઍસીર્યન પાદશાહની સામે થનારા એકસપી રાજાઓમાનો એક હતો આ કુસ્તાસ્પીને મી૰ જ્યૉર્જ સ્મિથ અને પ્રો૰ સેસ હીસ્તાસ્પીસને નામે ઓળખાવે છે, જે નામ ઇરાની છે, અને જેને આપણુ અવસ્તાના વીસ્તાસ્પ તથા ફારસીના ગુસ્તાસ્પ નામ તરીકે તુરત પિછાની શકિયે છિયે એ ઉપરથી જણાય છે કે ઍસીર્યનોના અમલ વેલા ઇરાનમા ન્હાના ન્હાના ઘણુ રાજ્યોમા ઇરાની ટોળાના રાજાઓ અમલ ચલાવતા હતા

આ પછી પાર્સુઆના રાજ્ય ઉપર એકાદ બે ઍસીર્યન પાદશાહોએ હુમલો કરવાની નોધ મળે છે, પણ ત્યારપછી છેક કુરૂશ અથવા કાઇરસ પાદશાહનો અમલ થવા સૂધીની કશી નોધ મળતી નથી એ અરસામાં પાર્સુઆ કોમ નબળી પડી ગઇ હોય, અથવા ' બીજી આર્ય કોમ સાથ જોડાઇ ગઇ હોય, ગમે તેમ હોય પણ તે નાબુદ તો થઇ નહિ હતી કારણ કે હખામની જમાનામા જે કોમે મદા, મીડિયા, લીડિયા, બૅબીલોનિયા વિગેરે રાજ્યોની સમાપ્તિ આણીને તેમને પોતાના ન્હાનકડા અન્સન અથવા અન્જનના રાજ્ય સાથ જોડી મોટી શાહનશાહત બનાવી હતી તે પાર્સી (પાર્સુઆ) કોમ હતી

બૅબીલોનિયન અને ઍસીર્યન તખ્તીઓ ઉપરથી એવુ જણાય છે કે તેમના પાદશાહોના જમાનામા ઇરાનમા કોઇ મોટી પાદશાહત નહિ હોવાથી ઇરાનીઓ ન્હાના ન્હાના રાજ્યોમા વ્હેચાઇ ગયા હતા, એટલુજ નહિ પણ પાર્સુઆ, મીદ વિગેરે કોમો વળી ન્હાના ન્હાના ટોળાઓમા વ્હેચાઈ જઇને દરેક ટોળો પોતપોતાનો સ્વતત્ર સરદાર અથવા રાજા ધરાવતો હતો ઉપર આપણે જોયુ તેમ ઇ પૂ ૮૩૬ મા પાર્સીઓની કોમને માથે ૨૭ રાજાઓ હતા એજ રીતે મીદ કોમ ૪૫ રાજાઓની હકુમત તળે હતી એવુ બી માલુમ પડ્યુ છે હવે પાછળથી જયારે અકીમીનિયન અથવા હખામની કોમ હસ્તી ભોગવતી જાહેર થઇ ત્યારે તેનો હાકમ પણ કોઇ મોટા રાજ્યનો નહિ પણ એક ન્હાના પરગણાનો ધણી હતો આપણે સાધારણ રીતે એમ જાણિયે છિયે કે મહાત્મા કુરૂશ અને મહાત્મા દારયવુશના બાપદાદા હખામનીશ, ચીસ્પાઇશ, કુરૂશ, કમ્બૂજિય, વગેરે પાર્સના પ્રાતના ધણી હતા, અને મહાત્મા કુરૂશે પણ એજ પ્રાતના ધણી દાખલ ચઢાઇ લઇ જઇને મીડિયા, બૅબીલોનિયા, લીડિયા વિગેરે રાજ્યો જીતી લીધા હતા પણ એ સામાન્ય રીતે ખરી મનાતી આવલી વાતને ખોટી પાડીને બૅબીલોનિયન લેખોએ પાર્સી પાદશાહતના મૂળના સબધમા નવું અજવાળુ પાડ્યુ છે.

### પારસી અને મીદ કોમો વચ્ચેનો સબંધ.

મૂળ આર્ય પ્રજાના છૂટા પડવા બાદ જે ઇરાની ટોળો ઇરાનમા દાખલ થયો તે જૂદી જૂદી કોમોમા વ્હેચાઇ ગયા પછી, તેઓ મધેના મીદ અને પાર્સુઆ ટોળાઓ બૅબીલોનિયન અમલ વેળા ઝૅરસ પર્વત ભણી વસતા હતા આ અમલ દરમ્યાન શૅમિટિક બાદશાહોના હુમના અને જુલમને લીધે આ ઇરાની ટોળાઓ પાછળથી આર્મીન્યા ભણી જઇ ઠરીઠામ થયા એ પછી સૅનાકેરીબ પાદશાહના સમયમા ઇરાની આર્યો જાગ્રૉસ પર્વત ભણી ચાલ્યા, અને ત્યારબાદ મીદ લોકો મીડિયામા જઇ વસ્યા અને પાર્સુઆ કોમ બખ્તિયારી પહાડો ઉતરીને ઇરાનમા પેઠી, અને પર્સીસના પ્રાત તરફ પથરાઇ. આ કોમ સખ્યા અને સત્તામા ન્હાની હોવાથી તો

મીદ આર્યોની સરદારી કબૂલ રાખતી હતી. મીદ ઇરાનીઓનું રાજ્ય ઇ. પૂ. ૬૪૭ માં સ્થપાયું, અને એજ વખ્તે ઍસીર્યન અમલનો જુલમી દોર તોડવા માટે આસપાસનાં બીજાં ન્હાનાં રાજ્યો એકસંપ થયાં ત્યારે તેઓમાં મીદ કોમ શામેલ હતી, પણ સાથે પારસી કોમનું નામ જણાતું નથી; અને જ્યારે એ નામ મશહુર થવા લાગ્યું ત્યારે પાર્સુઆ લોક એક પહાડી કોમ કરતાં વધારે સુધરેલા નહિ હતા. બૅબીલોનિયાના છેલ્લા પાદશાહના લેખોમાં કુરૂશની ચઢાઇ બાબેનો એક લેખ મળી આવ્યો છે. જેમાં તેને અન્સન (અન્જન) નો રાજા કરી જણાવ્યો છે. એજ રીતે ખુદ કુરૂશનો પોતાનો લેખ કે જે બૅબીલોનિયન ઇંટો ઉપર કોરાવેલો મળી આવ્યો છે તેમાં તેણે પોતે જણાવ્યા મુજબ પણ એ પાદશાહ અન્સનનો રાજા હતો. એ રીતે જોતાં હખામનીથી કુરૂશ સુધીના પાર્સી પાદશાહો પ્રથમ પાર્સના નહિ પણ અન્સનના રાજા હતા.

## પારસીઓ પ્રથમ અન્સનના ધણી હતા.

આ અન્સન (અન્જન) ક્યાં આવ્યું હતું? આપણે ઉપર ઍલામના મુલ્ક વિશે બોલી ગયા. આ ઍલામનું એક પ્રગણું અન્સન નામનું હતું. ઍલામ ફાર્સ પ્રાંતની ઉત્તર–પશ્ચિમે (વાયવ્ય ખુણે) આવેલું હતું, અને ફાર્સથી બહુ ઉત્તરે અન્સન પ્રગણું હતું. કોઇ ઍસીર્યન લેખોમાં તો ઍન્સન તેજ ઍલામ હોય એમ જણાય છે. પાદશાહ કુરૂશ પોતાનાં ખાનદાનના વડવાઓનાં નામ આપતાં પોતાને ચીસ્પાઇશ[1] સુધી લઇ જાય છે. આ ઉપરથી ધારવામાં આવે છે કે મૂળ પુરૂષ હખામનીશ નહિ પણ તેનો બેટો ચીસ્પાઇશ[1] અન્સન જીતી લઇને ત્યાં પોતે દરીદામ થયો હોય. પાછળથી ચીસ્પાઇશના એક બેટાને વારસામાં આ અન્સન મળ્યું, અને તેનાં વંશમાં મહાત્મા દારાયસ હીસ્તાસ્પીસ ઉતરેલો છે. પાદશાહ કુરૂશ પોતે પણ પ્રથમ તો આ ન્હાનકડાં પ્રગણાં અન્સનનોજ રાજા હતો, અને ઇ. પૂ. ૫૫૦ થી ૫૪૭ સુધી તે પાર્સનો ધણી થવા પામ્યો નહિ હતો. ૫૪૭ માંજ તે પોતાને પાર્સના પાદશાહ દાખલ પ્હેલીવાર ઓળખાવે છે.

## એસ્તિયાજીસ કોણ હતો?

કાઇરસ અથવા કુરૂશ પ્રથમ અન્સન અથવા ઍલામનો રાજા હતો, ત્યારબાદ તે એકબતાના (હમદાન) પાયતખ્તવાળા મંદા લોકોનાં રાજ્યનો ધણી થયો. આ મંદા નામ

---

[1] ચીસ્પાઇશ એ હખામની તખ્તીમાંનું નામ છે. યુનાનીઓ તેને તીસ્પીસ (*Teispes*) લખી ગયા છે. અસલી કીમરી (*Kimmeri*) નામની એક તુરાની પ્રજાના એક સરદારનું નામ ત્યુસ્પા (*Teuspa*) હતુ. બૅબીલોનિયન લેખોમા પરદેશી રખડતી ભટકતી કોમોને મંદા (*Manda*)ને નામે ઓળખી છે, તેઓ મધેની એક આ કીમરી પ્રજા પણ હતી, જે સ્કીથ નામની તુરાની પ્રજાથી ન્હાસીને બૅબીલોનિયાની લગોલગ આવીને વસી હતી. આ લોકો ઍસીર્યન લેખોમાં ઉમ્મન મંદા (યાને ભટકતા જંગલીઓ)ને નામે ઓળખાય છે.

બૅબીલોનિયન તખ્તીઓમાં ભટકતાં તુરાની ટોળાંઓને આપવામાં આવ્યું છે, જેઓમાંના એકે મીડિયા અને ઍલામની તથા ફાર્સની વચ્ચે પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. આપણ આજ સુધી એમ જાણતા આવ્યા છિયે કે એકબતાના મીડિયાના મીદ પાદશાહનું પાયતખ્ત હતું, અને કુરૂશે એસ્તિયાઝીસ નામના જે પાદશાહને જીત્યો હતો તે મીદ ટોળાનો હતો. પણ બૅબીલોનિયન લેખો ઉપરથી આ વાત ખોટી પડી છે. એ લેખોએ ઇરાનની આ તવારીખના સંબંધમાં નવું અજવાળું એ પાડયું છે કે એસ્તિયાઝીસ (અથવા લેખમાં જણાવેલા નામ મુજબ "ઇસ્તુવેગૂ") તો મદા યાને ભટકતા જંગલીઓના રાજ્યનો પાદશાહ હતો, જેને તેણે હરાવીને કેદ પકડયો હતો અને તેને પોતાને વતન લઇ ગયો હતો. મદા અથવા સબ મદા લોકોનો રાજા ઇસ્તુવેગૂ પોતેજ કુરૂશ સામે અન્જન ઉપર ચઢાઇ લઇ ગયો હતો. તેની મતલબ આ ઇરાની રાજાને કચડી નાખવાની હતી પણ મદાના રાજાથી તેની પ્રજા તેમજ લશકર કંટાળી ગયાં હતા, માટે તેઓએ બલવો ઉઠાવ્યો અને પોતાના રાજાને કેદ પકડી કુરૂશના હાથમાં આપી દીધો. આ પછી બચાવ કરવા માટે તૈયાર થયલો કુરૂશ ઇસ્તુ-વેગૂનાં પાયતખ્ત એકબતાના ઉપર ચઢી ગયો અને ત્યાંની સઘળી દોલત પોતાને વતન ઘસડી લાવ્યો. એ રીતે કુરૂશે અન્સન સાથ જે રાજ્યને જોડી દીધું તે આ મંદાનું રાજ્ય હતું; પણ યુનાની લખનારાઓ "મંદા" તેજ "મદા" યાને મીદ સમજ્યા, કેમકે દારાયસના લેખમાં મીદ લોકોને મદા કહ્યા છે. આમ "મદા" અને "મદા" નામોની ભેળસેળ કરીને યુનાનીઓ એમ જણાવી ગયા છે કે કાઇરસે જે એસ્તિયાઝીસને જીત્યો તે મદા યાને મીદ પાદશાહ હતો.

આ મદા યાને મીદ લોકો મોટે ભાગે ઇરાની (આર્ય) કોમના હતા, પણ તેમ વળી તેમના મુલ્કમાં અનઆર્ય લોક પણ વસતા હતા. તેઓનુ રાજ્ય કુર્દીસ્તાનના પર્વતોમાં હતું, જ્યાથી તે ઉગમણે લંબાયલું હતુ. આ મદા અથવા મીદ લોકોના ક્યાકસરીસ નામે પાદશાહના સમયમાં સ્કીના (અથવા સકા) નામનો તુરાની ટોળો કોહેકાફ ઉપરથી ઉતરી આવીને મદા લોકોનું રાજ્ય વેરાન કરી પોતે તેનો ધણી થઇ બેઠો હતો, એવું હીરોડોટસ જણાવી જાય છે તે ભૂલ છે; મદા અને મંદા નામોના મળતાપણાને લીધે આ ગુચવાડો થયો છે. ખરી વાત તો તખ્તીના લેખને આધારે એમ ભાસે છે કે મદા યાને ભટકતા તુરાની લોકનું પાયતખ્ત એકબતાના હતું તે સ્કીથ લોકે જીની લીધું હતુ, અને ઇસ્તુવેગૂ પાદશાહ મદા લોકનો હતો, મદા (મીદ) લોકનો નહિ હતો

હીરોડોટસ એમ પણ જણાવી જાય છે કે કુરૂશ એસ્તિયાઝીસ (ઇસ્તુવેગૂ)ની દીકરીનો દીકરો હતો, જેણે પોતાના મમાવા સામે ચઢાઇ લઇ જઇને તેને કેદ પકડયો હતો. આ બિનામાં સચ્ચાઇ હોય કે નહિ હોય, પણ તે બાબે તખ્તીઓ ઉપરથી ખુલ્લાસો મળતો નથી. કુરૂશના ખાનદાનીઓ ઇરાની કોમના હોવા છતાં તેમને કીમરી ટોળા સાથે ન્યાત જાતની સગાઇ અથવા મળતાપણું (*affinity of race*) હોય એમ પ્રોફેસર સેસ કહે છે,[1]

[1] જુઓ *Ancient History from the Monuments, Persia,* સફે ૨૯.

અને તેના દાખલામાં કીમરી લોકોના સરદાર ત્યુસ્પા અને હખામની પાદશાહ તીસ્પીસ (ચીશપાઇશ)નાં નામોનું મળતાપણું રજુ કરે છે. [૧]

મંદા અથવા સબમંદા (યાને જંગલી=તુરાની*) લોકોને હરાવી તેમનું પાયતખ્ત એકબતાના (હમદાન) જીતી તથા ત્યાંની તમામ દોલત પોતાનાં પાયતખ્ત ખાતે લઇ જઇને પછી કુરૂશે મદા યાને મીદ લોકોનું રાજ્ય જીત્યું. પારસીઓ મીદ લોકોને ખંડણી આપતા હતા. તેઓ ઉપર મીદ પાદશાહનો ત્રાસ હતો. આ બેડીમાંથી છૂટવા માટે કુરૂશ મીડિયા દેશ ઉપર હુમલો લઇ ગયો, અને જીત મેળવીને એ દેશને પોતાનાં ન્હાનકડાં રાજ્ય સાથ જોડી નાખ્યું.

મંદા અને મદા લોકોનાં રાજ્યો જીત્યા પછી, અને લીડિયાવાળા ક્રીસસ (કારૂન)ને હરાવી પોતાનો દોસ્ત અને સલાહકાર બનાવ્યા પછી કુરૂશે બૅબીલોન જીત્યું. અત્યાર સુધી તે ત્યાંના રાજા નેબેનિડસ (નબૂનાહિદ) સાથ દોસ્તી ધરાવતો હતો. અહિં બૅબીલોનિયન લેખો ઉપરથી ઇરાની તવારીખ ઉપર એક વધુ નવું અજવાળું પડે છે. હીરોડોટસ મુજબ કુરૂશે યુફ્રેટીસ નદીમાંથી નેહરો ખોદી તેનાં પાણીને દરિયામાં ખાલી કરી દીધાં, એ રીતે નદીને સુકવી નાખીને પછી તેણે બૅબીલોન હાથ કર્યું હતું. પણ લેખોમાં જણાવ્યા મુજબ કુરૂશના સરદાર ગવબરૂવે (ગોબ્રાયસે) શ્હેરને ઘેરો ઘાલ્યા વિના એ પાયતખ્ત જીત્યું હતું–બલકે તે આપોઆપ તાબે થયું હતું. [૨] કુરૂશને બૅબીલોનિયન તખ્તીઓ અને લેખોમાં ' કુરશ "ને

---

[૧]જો આ મળતાં આવતાં નામો ઉપરથી કુરૂશ અને ઇસ્તુવેગૂ. એકજ કોમના સિદ્ધ થતા હોય ત્યારે તો આજના પારસીઓનુ બહુ પુરાણું મૂળ વતન મધ્ય એશિયા નહિ પણ મધ્ય યુરોપ સાબેત થાય, અને એ કોમ એશિયાની નહિ પણ યુરોપથી આવેલી ઠરે. ત્યુસ્પા કિમરી લોકોનો સરદાર હતો. હીરોડોટસ મુજબ આ કિમરી લોકો પ્રથમ રશિયા દેશની દક્ષિણે આવેલા ક્રીમિયાને નામે આજે ઓળખાતા દ્વિપકલ્પ ભણીથી એશિયામાં આવ્યા હતા. એમની ઉત્તરે અસલી સ્કીથ્યા દેશ આવેલો હતો, જ્યાંની સ્કીથ નામની બલવાન પ્રજાએ આ કીમરી લોકોને તેમના મુલ્કમાંથી નહસાડીને તેમની પૂઠ પકડવાથી તેઓ કોહેકાફ પર્વતને છેડે કાસ્પીઅન સમુદ્રને કાંઠે જઇ ત્યાંથી દર્બન્દની ખીણુને માર્ગે ઇરાનમાં દાખલ થયા હતા. હવે આ કીમરી લોકોથી તુરાની કોમના મનાય છે. તેમ જો હોય, અને પારસીઓનુ મૂળ વતન યુરોપમાં કીમરીનો મુલ્ક હોય, તો પારસીઓ આર્ય પ્રજાના ગણાય નહિ. પણ તેઓ તો આર્ય તોખમના છે, એવું બીસતુનવાળા પારસી પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસના મોટા યાદગાર લેખો ઉપરથી જણાય છે આમ હોવાથી પ્રો૦ સેસની અટકળ ભૂલભરેલી સિદ્ધ થાય છે. કીમરી લોકો સાથ પુરાતન પાર્સુઆ (પારસી) કોમને ન્યાતજાતની કશી સગાઇ હોવી નહિ જોઇયે. તે આગમજ કીમરી તુરાની નહિ પણ ઇરાની તોખમની પ્રજા હતી એમ સાબેત થવું જોઇયે

[૨]સેસ કહે છે કે હીરોડોટસે જણાવેલી ઘેરાની વાત દારાયસે બૅબીલોન હાથ કર્યું તે વેળાનો બનાવ હોવો જોઇયે, અને યુનાની લખનારાઓએ તે ખોટી રીતે કુરૂશને લાગુ પાડી હતી બીજાઓ જેઓ હીરોડોટસની તવારીખને સાચી ઠરાવવા માગે છે, તેમના જણાવ્યા પ્રમાણે કુરૂશે વગર લડાઇએ બૅબીલોન જીત્યું હતું, તેમ તેણે નદીનો માર્ગ પણ બંધ કીધો હોય. પણ આ છેલ્લી બિના બાબે ખુદ કુરૂશના પોતાના બૅબીલોનિયન ભાષામાં કોતરાવેલા લેખમાં પણ તેણે કશું જણાવ્યું નથી. નદીનો માર્ગ બંધ કરવાનું કામ કંઇ જેવી તેવી જેહમતનું નહિ હોય ત્યારે કુરૂશની તખ્તીમાં તે વાત જણાવવાની રહી કેમ જાય?

નામે ઓળખ્યો છે. તેણે મંદા અથવા મગમદા લોકોની કરેલી જીત બાબેનો લેખ બૅબીલોનના છેલ્લા પાદશાહ નબુનાહિદે પોતે કોરાવેલો મળી આવ્યો છે, તેમજ વળી બૅબીલોનની ફતેહ પોતે કીધી તે બાબેનો એક મોટો લેખ કુરૂશે પોતે કોતરાવેલો હાલ શોધી કાઢવામાં આવ્યો છે.

## કુરૂશના સંબંધમાં નવી રોશની.

અત્યાર સૂધી કુરૂશ અન્જનનો પાદશાહ કહેવાતો હતો. પણ મીડિયાના રાજ્યની સમાપ્તિ કર્યા પછી, તથા તે આગમજ પાર્સુઆ યાને પાર્સ (પર્શીસ) નું રાજ્ય જે પોતાના પિત્રાઇઓના સ્વાધીનમાં હતું તે પોતાના એખ્તિયારમાં આવ્યાથી તે હવે પાર્સ અથવા ઇરાનનો પાદશાહ ગણાવા લાગ્યો હતો. તેનો હખાઇમનીશ નેપાગાન તેનાં રાજ્યનો સ્થાપક હતો. હખાઇમનીશના બેટા ચીશ્પાઇશે અન્જનનો પ્રાંત જીતી પોતાના રાજ્ય સાથ જોડી દીધો હતો. ચીશ્પાઇશના બે બેટામાંથી એક કુરૂશ ૧ લો અન્જનનો અને બીજો આર્યરામન પાર્સનો હાકમ થયો. કુરૂશ ૧ લાનો બેટો કબુજિય ૧ લો, અને આ કબુજીયનો બેટો કુરૂશ ૨ જો અથવા મહાત્મા કુરૂશ હતો. આર્યરામન પછી પાર્સનું તખ્ત તેના બેટા આર્સામને મળ્યું. પણ આર્સામના બેટા વિશ્તાસ્પે એ રાજ્યની લગામ પોતે નહિ લેતાં કુરૂશ ૨ જાને યાને મહાત્મા કુરૂશને સ્વાધીન કરી દીધાથી હવે એ બલવાન પાદશાહ અન્જન અને પાર્સ એ બન્નેનો ધણી ગણાયો. આ પછી તેણે મંદા (તુરાની) અને મદા (ઇરાની) લોકોનાં રાજ્યો જીતી લીધાં, જેથી હવે તે ઇરાનના પાદશાહને નામે ઓળખાયો. આ એક નવી બિના બૅબીલોનિયન તખ્તીઓ ઉપરથી આપણા જાણવામાં આવી છે. અત્યારસૂધી એમજ મનાતું હતું કે કુરૂશનુ ખાનદાન પાર્સમાંજ અમલ ચલાવતુ હતું, પણ તખ્તીઓએ બતાવી આપ્યું છે કે એ ખાનદાનના બે ભાઇઓએ એક વાર રાજ્ય વહેંચી લીધું હતું, અને બે પહેડી સૂધી એમ અમલ વહેંચાઇ ગયા બાદ કુરૂશની હકુમત વેળા બન્ને રાજ્યો પાછાં જોડાઇ ગયાં હતાં. નીચલી વંશાવળી ઉપરથી આ બિના સારી રીતે સમજ પડશે.—

હખાઇમનીશ (પારસી પાદશાહતનો સ્થાપક)
|
ચીશ્પાઇશ (અન્જન ફતેહ કરનાર)

| (અન્જનના પાદશાહો) | (પાર્સના પાદશાહો) |
|---|---|
| કુરૂશ ૧લો | આર્યરામન |
| કબુજિય ૧લો | આર્સામ |
| કુરૂશ ૨ જો {મહાત્મા કુરૂશ, જેણે અન્જન અને પાર્સ જોડી ઇરાનનું ભેગું રાજ્ય બનાવ્યુ.} | વીશ્તાસ્પ (પોતાનું રાજ્ય કુરૂશ ૨ જાને સ્વાધીન કીધુ.) |
| કબુજિય ૨ જો (અન્જનની પહેડી ખતમ થઇ અને આખી પાદશાહતનો ધણી તેના પછી પાર્સની પહેડીવાળો શાહજાદો દારયવુશ વીશ્તાસ્પ થયો) ... ... ... ... ... | દારયવુશ. |

## બૅબીલોનની ફતેહ બાબે તખ્તીઓની શાહદત.

બૅબીલોનની ફતેહના સંબંધમાં બે અગત્યની તખ્તીઓ મળી આવી છે; એક ખુદ બૅબીલોનિયન લોકોની પોતાની તવારીખને લગતી; અને બીજી કુરૂશે બૅબીલોન જીત્યા પછી પોતે બૅબીલોનિયન જબાનમાં કોતરાવેલી. પ્હેલી તખ્તીમાં જણાવ્યા મુજબ નબુનાહિદ પાદશાહના અમલના ૧૭ માં વર્ષમાં એક તરફથી ઇરાની અખાત તરફના બૅબીલોનને તાબેના પ્રાંતમાં બલવો ઉઠયો અને બીજી તરફથી કુરૂશ બૅબીલોન ઉપર ચઢાઇ લઇ ગયો. તમ્મુજ (જુન) મહિનામા નિજલ્લત નદીના કાંઠા ઉપર અક્કડ ખાતે પ્હેલી લડાઇ થઇ, જેમાં અક્કડનું લશ્કર હાર્યું. ઉપલાજ મહિનાની ૧૪ મી તારીખે સિપ્પારા શ્હેર વગર લડાઇએ તાબે થયું, અને નબુનાહિદ નાઠો. તા૦ ૧૬ મીએ કુરૂશનો લશ્કરી સરદાર ગવબરૂવ અને લશ્કર વગર લડવે બૅબીલોનમાં દાખલ થયાં. પાછલથી નાઠેલો પાદશાહ નબૂનાહિદ બૅબીલોનમાંથી પકડાયો. માર્ખેસ્વન (અકટોબર) મહિનાની તા૦ ૩ જીએ કુરૂશ પોતે બૅબીલોનમાં દાખલ થયો. એ આગમજ દેશમાં ઉઠેલા ફેસાદ ટંટા તેણે દાબી દીધા હતા, અને સઘળે સમાધાની પાથરી નાખી હતી. કુરૂશે પાયતખ્તમાં અને ગવબરૂવે દેશમાં સુલેહ ફેલાવી. પાદશાહે આખાં રાજ્યમાં નવા હાકમોની નેમણુક કીધી, અને જે જે શ્હેરોના દેવતાઓની મૂર્ત્તિઓની માફી, પાદશાહ નબુનાહિદે ફેરબદલી કીધી હતી, તે સર્વને તેમના અસલ મંદિરોમાં લાવીને પાછી ગોઠવી. નિસન (માર્ચ) મહિનાની તા૦ ૩ જી સુધી નબુનાહિદની રાણીનાં મરણ માટેનો શોક પળાયા પછી તા૦ ૪ થીને દિને કુરૂશના બેટા કબૂજિયે રાણીને ભૂમિદા કરવાની ક્રિયા આગળ રહીને કરાવી, તથા નબૂ દેવતાનાં મંદિરમાં હમેશ કરતાં દશ ગણી વધારે ભેટ વિગેરે અર્પણ કીધું.

## કુરૂશની પોતાની તખ્તી.

આ બધાં કામથી કુરૂશે બૅબીલોનિયન લોકોને રાજી કીધા અને પોતાના પક્ષમાં લીધાં. તેણે પોતે કોતરાવેલા લેખમા જણાવ્યા મુજબ નબૂનાહિદ દેવતાઓ તરફ બહુજ બેદરકાર રહેવા લાગ્યો; ક્રિયાઓ માટેનો ખર્ચ તેણે માંડી વાળ્યો, જે રૈયતો પોતાને તાબે રહેતી તેનો તે નાશ કરવા લાગ્યો. તેઓની ફરિયાદ સાંભળીને દેવતાઓ ગુસ્સે થયા, અન્સન શ્હેરના રાજા કુરૂશને પોતાનું કામ આસાનીથી પાર ઉતારનાર ગણીને તેને બૅબીલોનની પાદશાહી માટે પસંદ કીધો અને તેનું નામ પ્રખ્યાત કીધું, તેજ પાદશાહ થશે એમ ભવિષ ભાખ્યું. કુર્દીસ્તાનની ભૂમિને અને મંદા કોમના સઘળા લોકને તેની કદમબોસી કરતાં બનાવ્યા કાળાં માથાંના (યાને બૅબીલોનિયન) લોકોને તેની કને તાબે કરાવ્યા કુરૂશ બૅબીલોન તરફ લશ્કર લઇ ગયો; મૅરોદખ દેવતા એક દોસ્ત અને સાથી દાખલ તેની બાજુમા રહ્યો તેનું બિસિયાર લશ્કર, જેની ગણત્રીજ ન હતી, તે સફ સમારી આગળ વધ્યુ લડાઇ લડયા વિના તે બૅબીલોનમાં દાખલ થયું; બૅબીલોનને તેણે નાશમાથી બચાવ્યું, નબુનાહિદ સતાઇ બેઠો હતો તેને કુરૂશના હાથમાં આપ્યો, બૅબીલોન, સુમર અને અક્કડ એ સઘળાં શ્હેરોના અમીર ઉમરાઓ અને વડા ધર્મગુરૂઓ કુરૂશ આગળ આવી તાબે થયા, તેની કદમબોસી કીધી, તેની પાદશાહી માટે ખુશી બતાવી. આ પછી કુરૂશ પોતાના સબંધમાં ઉપલાજ લેખમા આ રીતે જણાવે છે:—

"હું કુરૂશ છું, ખલકનો પાદશાહ, મોટો બળવાન પાદશાહ, બૅબીલોનનો, સુમર અને અક્કડનો, ચારે કેશ્વરનો પાદશાહ છુ અન્જન શ્હેરના મોટા પાદશાહ કબૂજિયનો પુત્ર છું. અન્જનના મોટા પાદશાહ કુરૂશનો નબીરો, અન્જનના મોટા પાદશાહ ચીશપાઇશનો મોટો નબીરો,

છું. અસલી પાદશાહી ખાનદાનનો છું, જેને અમ બેલ અને નબુ દેવતાઓ ચાહે છે. બૅબીલોનમાં હું સુલેહસંપજથી દાખલ થયો, ખુશાલીથી મેં પાદશાહોના મેહેલમાં મ્હારૂં તખ્ત સ્થાપ્યું. બૅબીલોનના બેટાઓએ મ્હારો અમલ કબુલ રાખ્યાથી મેં તેમના જાન, તેમનાં ઘરબાર, તેમનાં ખંડિયેરો પાછાં હવાલે કીધાં. તેમના બંધવાઓને મેં છોડી મૂકયા. જે સઘળા રાજાઓ ઉપલા સમુદ્ર (ઉરૂમિયા)થી નીચલા સમુદ્ર (ઇરાની અખાત)ની વચ્ચેના મુલકમાં રાજ્ય ચલાવે છે, તથા જે રહેવાગીઓ માહેલા ભાગોમાં વસે છે, તેમજ ગીર્યા દેશના રાજાઓ, તંબુઓમાં વસનારા લોકો, એ સઘળાંઓ કિંમતી હદિયા મ્હારે માટે બૅબીલોનમાં લાવ્યા ને મ્હારી કદમબોસી કીધી. કુર્દીસ્તાન-ની સરહદ સુધીનાં સઘળાં શહેરો, ટાઇગ્રીસ નદી ઉપરનાં શહેરો, જેઓ પુરાતન જમાનાનાં વસાયલાં છે, ત્યાંના દેવતાઓને તેમની યોગ્ય જગાઓમાં મેં પાછા સ્થાપ્યા; અને તેમને માટે એવી બેઠક બનાવી આપી કે જે લાંબી મુદત સુધી કાયમ રહેશે. સઘળાં લોકોને મેં ભેગાં કીધાં અને તેમનાં ઘરબાર તેમને હવાલે કીધાં;" ઇત્યાદિ.

કુરૂશનો આ લેખ બહુ લાંબો છે, પણ તેના ઉપલા સારાંશ ઉપરથી અનેક બાબતો સિદ્ધ થાય છે. પ્હેલું એ કે તે ઇરાનનો નહિ પણ અન્જનનો રાજા હતો. આ અન્જનને એક લેખમાં ઍલામ તરીકે જણાવેલું છે, અને કુરૂશના અમલ પછી ઍલામ કે ઍલામીઓ વિશે આપણુ કશું સાંભળતા નથી. તે ઉપરથી એમ લાગે છે કે કુરૂશ અન્જનનો એટલે કે ઍલામનોજ પાદશાહ હશે, અને પાછલથી તેની જોડેના આવેલું પાર્સ યાને ઇરાનનું રાજ્ય ઍલામ સાથ જોડાઇને એકત્ર થયું હશે. કુરૂશ પોતાની વંશાવળી આપતાં હખાઇમનીશનું નામ આપતો નથી, પણ ચીશપાઇશનું નામ આપીને અટકી જાય છે; પણ દારયવુશ વીસ્તાસ્પ પાદશાહે તેની પછી પોતાના બાપદાદાઓનાં નામો ગણાવતાં પ્હેલા પાદશાહ દાખલ હખાઇ-મનીશને ગણીને પોતાનાં ખાનદાનની ઉત્પત્તિ તેનાથીજ થયલી જણાવી છે.

## શું કુરૂશ મૂર્ત્તિપૂજક હતો?

કુરૂશના સંબંધમાં એક વાત અવશ્ય નોંધવાજોગ છે, તે એ કે પોતાના મજકુર લેખમાં તેણે બૅબીલોનિયન દેવતાઓ નબૂ, બૅલ, મૅરોદખ-વિગેરેને યાદ કરી તેમની મહેરબાની અને મદદ કબુલ રાખી છે, પોતાને તેમનો પરસ્તાર ગણ્યો છે, અને તેમની મૂર્ત્તિ-ઓને તેમનાં લાયક મંદિરોમાં પાછી ધામધુમથી અને મોટી ક્રિયાઓ કરીને ગોઠવવાડું જણાવ્યું છે. આ ઉપરથી આજના પારસીઓએ એમ નહિ સમજવું કે તે મૂર્ત્તિપૂજક હતો. બૅબીલોનનો છેલ્લો પાદશાહ નબૂનાહિદ હકદાર પાદશાહ નહિ હતો. તે તો રાજ્ય પચાવી બેઠો હતો. વળી તેણે દેવતાઓની મૂર્ત્તિઓની ઉથલપાથલ કરી નાખીને ધર્મગુરૂઓને ભારી ગુસ્સો આપ્યો હતો. તેણે બીજાં શહેરો ખાતેની મુર્ત્તિઓને બૅબીલોન પાયતખ્તમાં લાવીને ભેગી કીધી હતી. આથી લોકોનો એતેકાદ તેના ઉપરથી ઉડી ગયો હતો અને તેઓ તથા ધર્મગુરૂઓ અને કેટલાક અમીર ઉમરાઓ કોઇ એવા પાદશાહની વાટ જોતા હતા કે જે તેમના ધર્મની દુઃખાયલી લાગણીનું સમાધાન કરે. તેઓને તેવો પાદશાહ કુરૂશ જણાયો; તેઓ છુપી રીતે તેને મળી ગયા, અને બૅબીલોન ઉપર ચઢાઇ લાવવાનું તેને ઇજન કીધું. કુરૂશ માત્ર એકજ લડાઇ પછી બૅબીલોનનો ધણી થઇ બેઠો તેનું કારણ એજ કે બૅબીલોનિયન સરદારો અને ધર્મ-ગુરૂઓ, અમીરો અને લશ્કરો તેને મળી ગયાં હતાં. આમ હોવાથી કુરૂશ બૅબીલોનિયન દેવતાઓની

મદદ પોતાના લેખમાં કબૂલ રાખે અને તેમની મૂર્ત્તિઓને તેમનાં મંદિરોમાં પાછી ગોઠવી આપે, અને તે માટેની યોગ્ય ક્રિયા કરાવે, તે ઘટતુંજ હતું. આમાં તેનું રાજદ્વારી ડહાપણ હતું.

**કુરૂશનું ધર્મરાજ્ય.**

એજ રીતે યહુદી લોકોને બૅબીલોનિયન પાદશાહ નેબૂખદનજરે એ મરતબે પકડી આણીને કેદખાને નાખ્યા હતા, તેમનો ૭૦ વર્ષે કુરૂશે છૂટકારો કરી તેમનાં જેરૂસલમ વતનમાં પાછા જવાની પરવાનગી આપી, તથા વળી તેમનું પવિત્ર મંદિર બંધાની આપ્યું, તેમની લૂટી આણેલી કિંમતી વસ્તુઓ તે મંદિરમાં પાછી મૂકાવી, અને એ રીતે તેમને રાજી કીધા. જો કુરૂશ બૅબીલોનિયન દેવતાઓનો ખરેખરો પરસ્તાર હોત તો યહુદીઓ ઉપર તે મહેરબાન થાત નહિ મેસ કહે છે કે તે અનેક દેવતાઓને માનનાર હતો, તે તોહમત આ બને પ્રજાઓના એકેકથી જૂદા એતેકાદ છતાં તે બન્ને તરફ એકસરખો મેહરબાન હતો તે ઉપરથી ખોટું પડે છે. ખરી વાત એ જણાય છે કે કુરૂશ પોતાની દરેક પ્રજાને પોતપોતાનો ધર્મ પાળવા દેતો હતો. પોતે મજદયસ્ની હોવા છતાં તે ઝનુની ન હતો. તે દયાળુ અને મહેરબાન હતો. તેનું રાજ્ય ધર્મરાજ્ય હતું. ઍસીર્યાના પાદશાહ સૅનાકેરીબે બૅબીલોન જીતીને તારાજ કીધું હતું, પણ કુરૂશે તેવું કશુ કીધું નહિ. જેમ "બાઇબલ"માં કુરૂશને માટે પારસીઓએ મગરૂર થવા જેવા ઇશારા છે, તેમજ બૅબીલોનિયન લેખોમાં કુરૂશને ત્યાંના દેવતાઓનો પસંદ કીધેલો, અને સખી દિલનો, અને મોટાં મનનો વિગેરે કહી વખાણ્યો છે. એક તરફથી જેમ લેખોમાં મૅરોદખ કુરૂશને બૅબીલોન જીતવામા મદદ આપતો જણાય છે, તેમ બાઇબલમાં ઇસ્રાયલનો ખુદા જીહોવાહ ખોરેશ (કુરૂશ)ને તેનો જમણો હાથ પકડીને પ્રજાઓ અને રાજ્યો જીતવા લઇ જતો જણાય છે. ત્યાં જીહોવાહ કહે છે કે, "મેં ત્હારૂં નામ દઇને તને બોલાવ્યો છે. જોકે તું મને ઓળખતો નથી, તોપણ મેં તને ઉપનામ આપ્યું છે. હું ઇશ્વર છું, અને મ્હારા સિવાય બીજો કોઇ ખુદા નથી."[૧]

એમ કહેવામા આવે છે કે યહુદીઓને કુરૂશે નવાજ્યા તે ઉપકારના બદલામાં તેઓએ પારસીઓના મહિનાઓના નામો પોતાના કરી લીધા હતા, પણ ઉપલા ફકરાની છેલ્લી લીટી બતાવે છે કે યહુદીઓ કુરૂશના ધર્મના મજદને ખુદા તરીકે ગણવાની ના પાડતા હતા. તો તેઓ તે પાદશાહના મહિનાઓના નામો કદી લઇ શકે નહિ એ નામો વિશેનો ખોલાસો જૂદોજ છે પણ તે આ ઠેકાણે લાગુ પડી શકતો નથી

બૅબીલોનિયન લેખો અને તખ્તીઓની શોધ અને ઉકલાણથી પારસી તવારીખ ઉપર જે નવી રોશની હાલ પડી છે તેનો આ ટુક ઇતેખાબ છે "સ્ત્રીબોધ"ના જૂના વાચનારાંઓ જોશે કે ૫૦ વર્ષમાં એ વિશેના આપણા જ્ઞાનમા કેટલો તફાવત પડયો છે, કેટલો બધો વધારો થયો છે.

મુંબઇ. **પાહલનજી બરજોરજી દેશાઇ.**

૧. ડૉ૦ વૉલિસ બજ પોતાની Babylonian Life and History મા જણાવે છે, (સફે ૯૭) કે-"Cyrus, being himself a monotheist, was, no doubt, much attracted to the Jews with their one Almighty Jehovah, but for all that he was most tolerant to the other nations who believed in many gods."

# હિન્દુ વિધવાઓની કરૂણામય હાલત.

લેખક—બાઇ ધનકોરબાઇ માધવદાસ રૂગનાથદાસ.

---

ખુલાસો—પુનર્વિવાહના સાચા હિમાયતી સ્વર્ગવાસી શેઠ માધવદાસ રૂઘનાથદાસનાં હિમતવાન પત્ની મર્હુમ બાઇ ધનકોરબાઇનો આ લેખ ખેદ અને સંતોષની મિશ્ર લાગણી સાથે આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવે છે "સ્ત્રીબોધ"ના આનંદોત્સવના પ્રસંગે આ પુસ્તક પ્રકટ કરવાનો હેતુ મ્હારાં આ પરમપ્રિય મિત્રને સને ૧૯૦૬ ના નવેમ્બર માસમાં જણાવતાં, પોતે એક લેખ લખી મોકલવાની તેઓએ મને ઉદાર માગણી કીધી હતી. બાપડી અનાથ વિધવાઓની આ દયાળુ માતાના અંતરને વ્હાલો જે વિષય તેજ તેઓ હાથ ધરે એ સ્વાભાવિક હતું, અને દુઃખી વિધવાઓનાં કલ્યાણ કાજે જે સ્તુતીપાત્ર પ્રયાસ એમણે પોતાની જિંદગીભર કર્યો હતો તે તરફ જોતાં, તે ભાગ્યહીણ બાળાઓનાં દુઃખડાં જાહેર કરી તે મટાડવાને પ્રજાની દયા ઉશ્કેરવાને વધુ યોગ્ય લેખક બીજો કોઇ મળે નહિ, એમ સુજ્ઞ વાંચકો કબુલ કરશે "સ્ત્રીબોધ"ની જ્યુબિલીમાં ભાગ લેવા એ મારાં પ્રિય મિત્ર એટલાં ઉલટમંદ હતાં કે તેઓ થોડો વાર વધુ જીવવા પામ્યાં નહિ એ વિચારથી મને ભારે ખેદ થાય છે. મુંબઇ નગરીમાં એક વિધવા – આશ્રમ મક્કમ પાયા ઉપર રચાયલું જોવાની એમની પરમાર્થી જિંદગીની સૌથી વ્હાલી ઉમેદ ઇશ્વર વેહેલી પાર પાડો! તથાસ્તુ!—તંત્રી, "સ્ત્રીબોધ."

---

પ્રિય બ્હેનો!

હિંદી સ્ત્રીઓની હાલત સુધારવાને તથા હિંદી ઘરસંસાર સુધારવાના હેતુથી આ "સ્ત્રીબોધ" માસિક પત્ર કેટલાક દેશહિતેચ્છુ પુરૂષોએ પ્રકટ કીધું છે. તેના જાણીતા લેખક મર્હુમ મી૦ કાબરાજીએ પોતાની રસીલી કલમથી "સ્ત્રીબોધ" ને શણગારવામાં તથા દેશી સ્ત્રીઓની હાલત દર્શાવવામાં કંઇજ કચાશ રાખી નહોતી. "સ્ત્રીબોધ"ની સુંદર વાર્તાઓદ્વારા, નિબંધો મારફતે અને વિધવિધ વિષયદ્વારાએ હિંદી સ્ત્રીઓની હિમાયત કરવામાં મી૦ કાબરાજીએ પોતાની કલમને આસાયશ આપી નથી એ લખાણોની છાપ મ્હારા હૃદયપર એવી પડી છે કે તે જિંદગી સુધી જાય તેમ નથી. ખરી રીતે જોતાં ગુજરાતી ભાષામાં "સ્ત્રીબોધ" એ હિંદી સ્ત્રીઓનું મજબૂત શસ્ત્ર છે અને એ શસ્ત્રના જન્મને આજે અરધો સૈકો પૂર્ણ થઇ ગયો છે. એ અરધા સૈકામાં હિંદી સ્ત્રીઓની હાલત ઘણે દરજ્જે સુધરી છે, સુધરતી જાય છે અને સુધારાના ઊંચાં શિખરપર ચઢવાની આશા રખાય છે. મી૦ કાબરાજી મ્હારા પરમહિતેચ્છુ હતા, અને તેમના સમાગમમાં અમારૂં કુટુંબ સારી રીતે આવેલું હોવાથી એ શૂરવીર યોદ્ધાના પરાક્રમોની મને અસર થઇ છે. એવા મહાત્મા પુરૂષના હાથથી સંસ્કાર પામેલાં "સ્ત્રીબોધ"ની જ્યુબિલીના પરમાનંદની યાદગારીમાં મ્હારી નબળી કલમથી હિંદુ વિધવાઓની હાલત સંબંધી કંઇક ઝાંખું ચિત્ર વાંચનારી બ્હેનપણીઓ માટે રજુ કરવાની મેં આ તક લીધી છે.



The late Mrs MADHAVDAS RUGHNATHDAS

A brave and prominent leader of the widow remarriage movement among Gujarati Hindus

સ્વર્ગવાસી બાઇ ધનકોર માધવદાસ રૂગનાથદાસ
ગુજરાતી હિંદુઓમાં પુનર્વિવાહની પહેલ કરનાર હિંમતવાન સુધારક

બ્હેનો ! અમારી હિંદુ વિધવાઓની કરૂણાભરેલી હાલત જોઇને તમને દયા આવ્યા વગર રહેશે નહિ. તમે તો કોમળ હૃદયની બ્હેનીઓ છો, પણ ગમે એવા વજ્ર છાતીના પુરૂષોનાં હૃદય પિગળાવે એવી હિંદુ વિધવાઓની હાલત છે; અને એ હાલતનું ચિત્ર કલ્પિત કહાણી કિસ્સાને ભૂલાવે એવું કરૂણારસિક છે. બીજી કોમની મારી બ્હેનોને કદાચ તે ચિત્ર અતિશયોક્તિ ભરેલું લાગશે, પણ તેમાં કંઇજ અતિશયોક્તિ નથી એમ હું મ્હારા અનુભવથી કહું છું. મેં વિધવાવસ્થાનું સંકટ વેઠયું છે. મ્હારે માથે જુલ્મી શેઠીઆઓએ જુલ્મના ઝાડ ઉગાડયાં છે, અને હું હિંમતથી કહું છું કે જો હિંદુ વિધવાઓને આવી રિબાતી હાલતમાં જીવાડવા કરતાં પોતાના પતિની પાછળ રાજીખુશીથી અથવા બળાત્કારથી પણ સતી કરવાની રજા આપવામાં આવે તો વધારે સારૂં, કે રિબાઇ રિબાઇને મરવા કરતાં બાપડી વિધવા બળી મરીને એકદમ છૂટકો પામે.

એક પરાધીન, સંસારથી વિરક્ત થયેલી, હિણાયલી, ગુલામડી કરતાં પણ વધારે દાસત્વપણું ભોગવતી હિંદુ વિધવાને જીવવું એ નહિ બની શકે એવું છે. હજારો, લાખો સંકટ સહન કરવાને માટેજ ફક્ત જીવવું તેના કરતાં પતિ સાથે બળી મરવું વધારે પસંદ કરવા જોગ છે. જેને વિત્યું હોય તે જ આ વેદના જાણે.

હિંદુઓમાં અરસપરસ ચાહીને લગ્નની ગાંઠથી જોડાવાની રીત નથી. લગ્ન એટલે આખી જિંદગી સૂધી સ્ત્રી-પુરૂષને બાંધનારી વજ્ર સરખી સાંકળ. એ સાંકળના બંધનથી છોડવનાર ફક્ત મોતજ છે. મોત વગર સ્ત્રી પુરૂષથી છૂટાં પડાતું નથી. છૂટાં પડવાની હિંદુ શાસ્ત્રમાં મનાઇ છે, અને તે મનાઇ સમજી શકાયછે. પ્રેમની પરિક્ષા કરીને પરસ્પરના સ્વભાવને જાણીને જે જોડું બંધાય છે, તે જિંદગી સૂધી સુખી ને સંતોષી રહે છે. પણ હિન્દુઓમાં તેમ નથી. તેમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની હાલત વધારે પરતંત્ર છે. એક હિન્દવાણી, પછી તે પરણવા લાયક હોય કે નિર્દોષ રમત રમવાને લાયક હોય, તે છતાં તેની મરજી વિરૂદ્ધ, તેનો મત જાણવાની દરકાર વગર તેને બાળવયમાં લગ્નની ગાંઠથી બાંધી લેવામાં આવે છે. અમારાં હિન્દુ માબાપો લગ્નનો લ્હાવો લેવાની હોંશ ધરાવે છે, અને એ હોંશમાં લાકડે માંકડુ વળગાડી દીધું અને ઢીંગલા ઢીંગલીને હાથે મિંઢળ બાંધી દીધાં, માથે છત્રીશ ભમરીઓનો મોડ, હાથમાં રામણ દિવડો લીધો ને જમાઇને પોંખીને માંડવામાં પધરાવી પોતાની ગાય સરખી દીકરીનો હાથ પકડાવી દીધો એટલે જાણે આ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થયું. તે વખતે સ્ત્રીઓ ગાય છે કે,—

"વીડરીઓ ગઢ જીત્યાંરે, આનંદ ભલાં."

એક કિલ્લો જીતવાના આનંદ કરતાં વધારે આવાં બાળલગ્નના આનંદથી હિન્દુ માબાપો હરખાય છે. પછી કન્યાનું શું થશે ? વર કેવો નિવડશે ? અરસપરસ બનશે કે નહિ ? એક-બીજાના સ્વભાવ મળતા આવશે કે હોળી સળગી ઉઠશે ?—તેની દરકાર અમારાં માબાપોને હોતી નથી. આવાં ઘોડિયામાં પોઢતાં ઢીંગલા ઢીંગલીના લગ્ન (!) થાય છે, અને તેમાંના થોડાંકજ નભી શકે છે; કારણકે બાળલગ્નને લીધેજ હિન્દુ વિધવાઓ વિશેષ થાય છે. ઓરી, અછબડા, ગોવરૂં, વરાધ વિગેરે બાળરોગથી બાળવરરાજાનો બાળવયમાં ક્ષય થાય છે. ફૂલને કરમાતાં કેટલીવાર ? આવાં ફૂલ કરમાયાં પછી બાળકન્યા વિધવા બને છે એટલે

તેની વિપત્તિની શરૂઆત થાય છે. બાપડી ન્હાની ન્હાની બાળકીઓ સાથે ઢીંગલા ઢીંગલીની રમત રમતી બાળા વિધવાપણું પામે છે. રાંડે છે એટલે આ સંસારના તમામ સુખનો નાશ થાય છે. નથી તેનાથી વસ્ત્રાલંકારો પહેરાતાં, નથી ઉત્તમ પ્રકારનું ભોજન લેવાતું, નથી માથે સુંદર વાળ રખાતા, નથી હાથમાં ચુડલો રખાતો, નથી સારાં વસ્ત્ર ઓઢાતાં, નથી નાતજાતમાં જમવા જવાતું કે નથી વિવાહ સરખા માંગલિક પ્રસંગમાં ભાગ લેવાતો. તેને જોઇને લોકો કમકમે છે. તેના સુકન કોઇ જોતું નથી. સહવારમાં ઉઠીને તેનું મોઢું કોઇ જોતું નથી, ને ભોગ જોગે તેના ભણી જોવાય છે તો જોનાર પોતાનું મ્હોં ફેરવી દઇને તેને અપમાન આપે છે, તેને ધિક્કારે છે. એકલી અટુલી, આ જગતરૂપી અરણ્યમાં રૂદન કરવાને, સંસાર તાપ વેઠવાને માટેજ તે જીવતી રહે છે. જીવતી રહે છે પણ લોકો તો તેને મરેલીજ જાણે છે. તે મરે છે એટલે તેનાં સગાંવહાલાં રાજી થાય કે હાસ્ય! તે છૂટી અને આપણે પણ તેનાથી છૂટયાં!

પોતાની બાળકન્યાને પરણાવીને લગ્નનો લ્હાવો લઇને માંબાપો હસતાં હતાં તેજ માબાપો તે કન્યા રંડાયા પછી તેને જોઇને મોઢું કુમળાવે છે ને રડે છે. બાળકી બિચારી કંઇજ સમજતી નથી; પોતાનાં માબાપને રડતાં જોઇને તે પણ રડે છે ને ગભરાય છે. રડવાનો ભેદ અજ્ઞાન વયની વિધવા સમજી શકતી નથી, જાણી શકતી નથી. તે બાવરી બને છે ને પોતાનાં સગાં વ્હાલાંઓને શોકાતુર જોઇને પોતે પણ શોકાતુર રહે છે. આવી હાલત જાણે અધુરી હોય તેમ તે બાળકીને પકડીને તેના વજ્રછાતીના માબાપ તેના સુન્દર વાળ કાપી નાખે છે, અસ્ત્રાવડે માથે મુંડન કરાવે છે. એક કન્યાના માથાનો કુદરતી શણગાર માથાના કાળા કેશ કાપી નાંખવામાં આવે, અબલાના હાથનું એવાતણ–ચુડલો–ભાંગી નાંખીને અડવા હાથ કરવામાં આવે, તેનાં સુંદર ભૂષણો ઉતારી લેવામાં આવે, તેના અંગ ઉપરથી ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો લૂંટી લેવામાં આવે, એ કેવો ત્રાસ! એ કેવું ઘાતકીપણું! દયાહીણુ માબાપને, ધર્મનું રક્ષણ કરવાનો દાવો ધરાવનારા ધર્મશાસ્ત્રીઓને અને પટેલીઆઓને કંઇજ નહિ લાગતું હોય વારૂ? સ્ત્રીનાં સ્વાભાવિક સૌંદર્યનો તેના પતિની સાથે બલાત્કારથી નાશ કરવામાં આવે એ હડહડતો, નહિ સહન થાય એવો જુલમ છે; અને એવો જુલમ અટકાવવાની કોઇ માનો પૂત મહેનત કરતો નથી એ ઓછી અફસોસની વાત નથી.

"કુમળા" નામની બાળવિધવાનો વેષ ઉતારવાની કરૂણાભરેલી કથા કવિ ભવાનીશંકર નરસિંહરામે પ્રકટ કીધી છે તે "કમળા"ના બોલોમાંજ હું નીચે ટપકાવું છું, તે મ્હારી વ્હાલી બ્હેનપણીઓ વાંચીને રડયા વગર રહેશે નહિ.

" કમળાનો વેષ ઉતારતી વેળાનો દેખાવ નજરે જોયો જાય એવો નહોતો. તેના માતપિતાના મનમાં આથી સહન ન થાય એટલો સંતાપ થવા લાગ્યો. વાળંદે જ્યારે કમળાના સુન્દર ગુચ્છાવાળા કેશની લટી કાતરવતી કાપવા માંડી, ત્યારે સઘળાંના નેત્રમાંથી ચોધાર આંસુ વહેવા માંડ્યાં. કમળાના આખા અંગમાં ટાઢની કમકમાટી આવી ને ન થાય એટલો કલ્પાંત કરતી કથવા લાગી 'અરે! ક્રુર દીલના વાળંદ! મારા સુન્દર વાળ ઉતરતાં તને કાંઇ પણ કરૂણા આવતી નથી? દયાથી તારા હાથ શું નથી ધ્રુજતા? આજ સુધી હું સધવા હતી કે વિધવા તે કોઇ જાણતું નહોતું, તે સઘળાંને જણાશે કે આજથી હું ખરેખર વિધવા થઇછું. અરે! કઠણ કાળજાના નિર્દય વાળંદ! તારા હાથે મારા સરખી હજારો વિધવાના સુંદર વાળ કપાતા હશે?"

" પોતાના વાળની એકાદ બે લટ ભોંયપરથી હાથમાં લેઇ, કમળાએ રડતી આંખે વિલાપ કરવા માંડયોઃ—

" 'અરે ! મારા શિરના નિર્ભાગી પણ સુંદર વાળ ! તમારી આ શી દશા ? તમે આજ સુધી મારા શિરપર રહીને મને શોભા આપી, મેં તમને જાતજાતના સુગંધીમય તેલ, ફુલેલથી નિતરા રાખ્યા, તે આજે ગંગા નદીના ઉંડાં પાણીમાં નાખવાને માટેજ કે ? મે શું ત્યારે તમારી મિથ્યા માવજત કરી હતી ? હવે તમારા વગર મારૂં રોડ મોડ માથું કેવું ખરાબ દિસશે ?"

" વાળ ઉતાર્યા ને કમળાના હાથનો દંતચૂડો એક પત્થરપર ભાંગીને, તેના કટકા ગંગા નદીના પતાળે પહોંચેલાં પાણીમાં નાખ્યા. આવો દેખાવ પદમાવતી તથા વિવેકસાગરની આંખે જોઇ શકાયો નહિ. તેમને મુર્છા આવ્યા સરખું થયું. કમળા પોતાના ચકચક થતા ચુડાના કડકાઓ તરફ છેલ્લી નજર કરીને રડવા લાગી:

" રે ! રે ! ચુડા તેં મુજ હાથ આવી,
" અભાગણીની ગતી જોઇ આવી;
" હવે પડયો હાથથી કેમ હેઠો,
" બુડી નદીના નિરમાં તું બેઠો !

" અરે ! વિધાતા ! મે તારૂં શું બગાડયું હતું કે મારી આ ભવમાં આવી દશા કરી ! અરે ! મારા ચકચકતા ચૂડા, તને મેં મારા હાથથી આજ સુધી વિલો મૂકયો નથી, તે આ ગંગા નદીના આસમાની પાણીમાં તારે સદાનો વાસ કરવો પડશે ! આ કેવો વિજોગ ! "

પ્રિય બ્હેનો ! હિન્દુ વિધવાની દશા એક પાંજરાપોળમા પડેલી ગરીબડી ગાય કરતાં પણ વધારે પરમસંકટ ભરેલી હોય છે. હિન્દુ શાસ્ત્રકારોએ હિન્દુ વિધવાને માથે એવું સંકટ વરસાવ્યું છે કે તે વાચીને આપણું હૃદય રોયા વગર રહે નહિ એક વિધવાએ પર પુરૂષનું મોઢું જોવું નહિ. આંખો મીચીને અંધારા ઓરડામા બેસી રહેવુ પોતાના પુત્ર, ભાઇ અથવા પિતાની સાથે પણ એકાંતમા વાત કરવી નહિ. ભોંય ઉપર સુવુ. એકવાર લૂખુ પાખુ રસકસ વગરનું સાદું ભોજન ઝાડના પાદડાંના પાત્રમા ખાવુ, ધાતુપાત્રમાં ભોજન લેવાય નહિ. ચાંદ્રાયણ એટલે ત્રણ દિવસના અપવાસ કરવા અપવાસમાં જીભ ઉપર અન્ન લેવાય નહિ, ફરાળ કરાય નહિ કે પાણી પણ પીવાય નહિ એકાદશી, અમાસ, આઠમ ને એવા અનેક વ્રતો કરીને શરીર સૂકાવી દેવુ. જાહેર મેળાવડામા, તહેવારોમા કે મેળામા જવુ નહિ. આ કેવો સખ્ત જાપતો ! સાઇબીરિયાના રશિયન કેદીને પણ આવુ સંકટ નહિ હોય. આવું સંકટ સહન કરવા છતાં વિધવા ભણી કોઇ માનની નજરથી જોતુ નથી

વ્હાલી ભગિનિઓ ! એક વિધવાની ખરી કહાણી તમારી આગલ કહીને તમારી દયા હિન્દુ વિધવાઓ ભણી ખેંચીશ. નીચલી કહાણી તમને કલ્પિત લાગશે, પણ અમો હિન્દુઓને મનથી ખરી છે.

## એક વિધવાના સંકટની ખરી વાર્ત્તા.

" માતપિતા ! તમને હું મ્હારાં સંકટની શી વાત કહું ? તમે આ શ્હેરમાં રામશંકર રાવલને તો ઓળખતાં હશો. તેમની હું એકની એક દીકરી છું. મ્હારૂં નામ ગોદાવરી છે.

મ્હારાં માબાપે પત્થરા એટલા દેવ કરી પૂજ્યા ત્યારે મ્હારો જન્મ થયો. તે વેળા મ્હારા પિતાને શ્હેરમાં પાંચ રૂપિયાનો સારો વ્યવહાર તથા આબરૂ હતી. હું સાત વર્ષની ન થઇ તેટલામાં તો મને મ્હારા પિતાએ પરણાવીને સંસારની જાળમાં નાખવાનો વિચાર કીધો. અમારૂં ઘર મૂળથી કૂળવાન છે તેથી કોઇ કૂળવાન વર શોધીને મને પરણાવવાનું નક્કી કીધું. મ્હારાં માતપિતા તો ફકત કૂળપર મોહિ પડયાં હતાં. કૂળ વગર બીજું સમજતાંજ નહોતાં. બાડો, બોબડો, લુલો, પાંખળો, કે મરવા સૂતો હોય એટલી અવસ્થાનો હોય, અને ગમે એવો રોગીલો હોય તો ભલે, પણ તે કૂળવાનજ જોઇયે. આવી ઇચ્છાથી ધોલકામાં એક કૂળવાન વરની સાથે મ્હારાં માતપિતાએ મને પરણાવી દીધી. મ્હારાં માતપિતાએ જ્યારે તેને પાંચશો રૂપિયાની પૂરતની લાલચ આપી ત્યારેજ તેણે મ્હારી સાથે પરણવાનું સાટું કબૂલ કર્યું. અમારી નાતમાં કન્યાની ઘણી અછત છે. તે છતાં જો કૂળવાન વર શોધવો હોય તો પાંચશોથી સાતસો સુધીની વરની પેહરામણી આપવી જોઇયે. એટલી રકમ વગર કૂળવાન વર કન્યાનો હાથ ઝાલતો નથી. ! મ્હારા કૂળવાન પતિને સાઠમાં આસરેજ એકાદ બે વર્ષ ઓછાં હશે; મોઢામાં દાંત પણ નહોતા. આવા મરવાને ભોંય સુધે એવા પતિની સાથે મને પરણાવીને માતપિતા રાજી થયાં. મ્હારાં પગલાં કોણ જાણે મ્હારાં માતપિતાના ઘરમાં કેવાંએ નક્ષેત્રમાં થયાં હતાં કે, હું જન્મી ત્યારથી તેમનો પેસો ને આબરૂ ઓછી થતી ચાલી. હું પરણી ત્યારે ઘરસંસારમાં મુદ્દલ સમજતી નહોતી અમારી નાતમાં કન્યાને પરણ્યા પછી બે ચાર વર્ષે સાસરે મોકલે છે. ભોગજોગે મને પરણાવીને મ્હારા પિતાજી થોડા મહિનામાં મરણ પામ્યા; તેથી મ્હારાં માતાજી ઘરના સઘળા ઉચાટમાં પડયાં. એક મા સિવાય હવે મ્હારે કોઇ અંતરનું વ્હાલું સગું ન રહ્યું. મ્હારા પિતાના શોકથી રોઇ રોઇને મ્હારી વ્હાલી માડી આંધળી થઇ. હવે મ્હારાં દુઃખનો પાર ન રહ્યો. અમારી પાસે પાંચ રૂપિયાની મુડી પણ નહોતી, કે ગમે તેમ કરીને અમારા દહાડા પૂરા કરિયે. જયારે મ્હારી નવ વર્ષની ઉમર થઇ ત્યારે મ્હારી ગરીબ ને આંધળી માતાએ મને સાસરે મોકલવાની સામગ્રી તૈયાર કરવા માંડી. સાસરવાસો કરવાની તેની શક્તિ નહોતી, પણ પેટે પાટા બાધીને તેણે લુગડાંના બે ગાભા હોંશથી કર્યા નાડાછડી, કંકુ, અને બે કપડાની બચકડીઓ જે મળી તે કરીને કમુહુર્તા ઉતર્યા પછી સાસરે મોકલવાનો વિચાર કીધો. એટલામાં મ્હારાં નસીબ ફરી વળ્યાં, મ્હારાપર દૈવ કોપ્યો. એક સહવારમાં મ્હારા પતિનાં સ્વર્ગવાસનો અચાનક મેલો આવ્યો.મ્હારાં માતાજી વગર બીજા કોને મ્હારૂં લાગે કે દિલગીર થાય? તેનાથી જેટલુ કુટાયુ તેટલું કુટયું ને રડાયું એટલી રડી બીજો એ બાપડીનો, શો ઉપાય ચાલે? મ્હારી માના વિચાર તેના મનમા રહ્યા. મ્હારા કોડ મારા અંતરમા.ઉલા રહયા હજુ તો મ્હારા પિતાનો શોક ચાલતો હતો, મ્હારી માતા તેના પરિતાપથી મરવા પડી હતી. તેમા મ્હારી સળગતી હોળીનો સંતાપ તેના મનમા પેઠો. તે બિચારી આવા ન ખમાય એવા શોકથી ઝુરીઝુરીને આખર એકાદ બે અઠવાડિયામાં મરી ગઇ. ઇશ્વર તેનો વાસ સ્વર્ગમા કરજો !

"હવે મને દિલાસો દેનાર કે છાની રાખનાર કોઇજ નહોતું. એક પરમેશ્વર મ્હારો બેલી રહ્યો હતો મ્હારી માતાના મરણથી મને બેહદ સતાપ થયો. તેના મરણથી મારો નિભાવ કેમ થશે તેનો મોટો વિચાર હતો, એમાં વળી એનું કારજ કરવાનું આવી પડ્યુ. નાતીલાઓએ મ્હારી મિલ્કત ને ઘરબાર બધું એ રાઇ રાઇ જેટલું તપાસી જોયું, પણ ઘરમાંથી એકે ફુટી બદામ રોકડી નિકળી નહિ; ત્યારે તેઓએ ઘરબાર વેચીને અગ્યારમું કરવાની મને સૂચના કીધી."

મેં તેમને આજીજી સાથે જણાવ્યું કે, 'ભાઇઓ! મ્હારી પાસે રાતી બદામ નથી, આ એક રહેવાનું ઝુંપડુંજ છે; તે વેચીને કારજ કરૂં તો આશ્રય વગર પછી કયાં રહું?' નાતીલાઓ એકસંપ થઇને આવ્યા હતા તેથી મ્હારૂં કહ્યું ન માન્યું, ને ઉલટા તાણાં મારીને કહેવા લાગ્યા કે 'છોકરી! તું તે કંઇ સમજે છે કે નહિ વારૂં? અગ્યારમું કર્યા વગર કેમ ચાલે? કોઇનું અગ્યારમું રહ્યું છે કે ત્હારી માનું રહે?' એવું આડું અવળું સમજાવી–શરમાવી–ગભરાવીને ઘર ઉપર રૂપ્યા લેવડાવી તેમાંથી કારજ કરવું ઠરાવ્યું. અગ્યારમાં દિવસે નિર્દય નાતીલાઓ એક રાતનું વાળું કરી મને ભીખારી બનાવીને ચાલી ગયા.

"મ્હારૂં હવે સગુંવ્હાલું કોણ થાય? મ્હારી બાર તેર વર્ષની ઉમરે આવું સંકટ પડવાથી હું અત્યંત મુંઝાવા લાગી. મ્હારે રહેવાને ઘર ને ખાવાને અન્ન ન રહ્યું. આવા વખતમાં મને ખરી મદદ કોણ કરે? ગરીબ મ્હારી માવડીના મરણથી મને પોતાની છાતીમાં ચાંપીને પ્યારથી કોણ ધીરજ આપે? સાસરામાં ભમરો ભુંસાયો ને પીયરમાં પીંપળો ઉડયો. ત્યારે હવે મ્હારે જાવું કયાં? મને અભાગણીને મોત કેમ ન આવ્યું?

"દિવસે દિવસે હું બાળ્યાવસ્થાનો તબક્કો છોડીને યુવાનપણામાં આવતી ગઇ. મને સંસાર વૈભવના સુખ ને લ્હાવા લેવાની સ્વાભાવિક ઇચ્છા થવા લાગી. કોઇ સ્ત્રીઓ ગાય કે નવાં નવાં વસ્ત્રાલંકારો પહેરે એ જોઇને મને અદેખાઇ ઉપજવા લાગી. પોતાના સ્વામી સાથે કોઇ સખીઓ વિધવિધ પ્રકારના સંસારસુખ ને વૈભવો ભોગવે એ જોઇને મને એવાં સુખ લેવાના કોડ થાય; પણ નસીબ રૂઠયું ત્યા મ્હારો શો ઇલાજ ચાલે?

"કેટલીક દુર્ગુણી બાળરાંડોએ મને પોતાના પાપી અખાડામાં લેવાના ઘણાએક પ્રયત્ન કીધા, પણ હું ડગી નહિ. મારી ઉંમર નાદાન હતી; પણ મ્હારાં માબાપ કોણ? મ્હારી નાત શી? એ સંભારીને મ્હારી લાજ જાળવવાની મ્હારા મનમાં બમણી કાળજી થઇ. મ્હારા કુળને હું કદી ડાઘ લાગવા દઇશ નહિ, એવું પણ લઇને હું આ સંસારનો અભાવો કરીને એક મઠમાં જોગણનો વેષ ધારણ કરીને જઇ રહી. આ મઠમાં મ્હારા સરખી સેંકડો બાળવિધવાઓ તથા સંસારથી કંટાળો પામેલી સધવાઓ પણ વૈરાગ્ય લેઇને વસતી હતી. મઠમાં હું દાખલ થઇ ત્યારે મ્હારી પાસેથી ધર્મગુરૂને તન, મન, ને ધન અર્પણ કરવાની પ્રતિજ્ઞા લેવામા આવી. મ્હારી પાસે ધન નામે ફુટી બદામ નહોતી. તેથી મેં વૈધવ્ય ધર્મ પાળી ઇશ્વરભક્તિમાં મ્હારો ભવ પૂરો કરવાનો નિશ્ચય કીધો.

"માથે મુંડો ને હાથમાં ચૂડો નહિ. એવી હાલતમા તો હુ હતીજ. પણ હવે ભગવાં પહેરી ખરી જોગણ બનીને હુ સ્થિર મન કરીને મઠમાં રહી. ત્યા એકાંત ઓરડીમાં રાત દિવસ ઇશ્વરનું ભજન કરવામા મ્હારો કાળ ગુજારવા લાગી. પણ અફસોસ! કે એટલી શાંતિ પણ થોડાજ દીવસ રહી આ મઠમા રહેનારી કેટલીક જોગણોની ચાલ મને બહુ શકભરી જણાઇ, અને ઇશ્વરને પોતાનું તન, મન અર્પણ કરવાનાં વ્રતનો તેઓ કેવો અર્થ કરતાં હતાં તે જોતાંજ હું અહિં આની ફસ્વા માટે અત્યંત પસ્તાવા લાગી.

"મને તે લોકોએ પ્રથમ તો ઘણા માનથી આવકાર દઇ પરમેશ્વરની ભક્તિ કરવામાં કંઇજ હરકત ન કરી, પરંતુ જેમ જેમ આ મઠમાં હું વધારે પલોટાઇ ગઇ તેમ તેમ મ્હારાં રૂપને લીધે ગુરૂના મનમાં અનેક તરંગ થવા લાગ્યા, જેથી પોતાના પાપી પંજામાં મને પકડવાને માટે નહિ ઘટે એવો ઉપદેશ દેવા માંડયો. મારી સાથની જોગણોએ મને ભોળવવામાં

બાકી ન રાખ્યું ને ઘણાં માથાં કુટયાં, પણ હું એકની બે ન થઇ. મ્હારૂં સ્વરૂપ મૂળથીજ અથાગ હતું, તો જોકે હું એ વેળા દુઃખથી મરવા પડી હતી. હું જ્યારે સ્હેલાઇથી ન સમજી ત્યારે મ્હારાપર જાસ્તી ગુજારવાને એમણે વિચાર કર્યો "ઘરની દુઃખણી વનમાં ગઇ, તો વનમાં લાગી આગ" એ વાતવાળું મ્હારે થયું. સારાં નસીબે તેમની ગોઠવણથી હુ ચેતી ગઇ તેથી મ્હારી આબરૂ ખોવા કરતાં આપઘાત કરી મરવાનો મેં ઠરાવ કીધો.

તેથી ગઇ રાતે અંધારાંની તક લેઇને અહિં હું ન્હાશી આવી હતી. તે વેળા નદી બાણોબાણ હતી. તેમાં પડીને મરવાનો મેં નિશ્ચય કીધો. મ્હારૂં મન ભરાઇ આવ્યું. મ્હારાં માતપિતાના વખતનું સુખ અને હમણાંનું અસહ્ય દુઃખ મ્હારી આંખે તરી આવ્યું, તેથી રડવાનું નહિ છતાં રડી જવાયું. મરવું કે ન મરવું એમ થવા લાગ્યું. આટલાં સંકટ છતાં પણ મ્હારે જીવ મરતાં ન આપે અરેરે જીવ ! આ ભવમાં તું આવું સંકટ ભોગવે છે, ને પછી આપઘાતથી સાત ભવ સૂધી ત્હારાથી આવું સંકટ કેમ વેઠાશે ? એવો વિચાર થવા માંડયો. તે છતાં મેં એવા સારા વિચાર તજીને એકવાર મરવાનો નિશ્ચય કીધો. જીવીને હવે મ્હારે શું કરવું ? વિધવાને આ સુખી વિશ્વ શા કામનું છે ? હે જીવ ! તું હવે મરતાં ડર ન રાખ ! નિમીત હશે તેમ થશે. એમ કહીને મે નદીના પૂરમાં ઝીપલાવી દીધું. પણ "રામ રાખે તો કોણ ચાખે ?" નસીબના જોરે પાણીનો એક મોજો એવા જોરથી આવ્યો કે મને નદી કિનારે કાઢી નાખવામાં આવી. નદીએ પણ વિધવાને ન સંઘરી ! મ્હારૂં માથું પત્થરની ભેખડ સાથે અથડાયાથી તેમાંથી લોહી નિકળવા માંડ્યું. એટલામાં મેં માણસના પગલાં સાંભળ્યાં ધાસ્તીની મારી હું ન્હાસવા લાગી, પણ માથાના જખ્મથી ને શરદીની અસરથી હું આગળ ચાલવાને અશક્ત થઇ પડી, તેથી એક ઝાડ નીચે છૂપાઇને ઉભી રહી. એટલામાં તમે ત્યાં આવી પ્હોંચ્યા. મે તમને એ વેળાએ ઓળખ્યા નહોતા. શરમથી ને દર્દથી મને આંખે તમ્મર આવી ને હું પડી ગઇ. ત્યાર પછી શું બન્યું તે તમે જાણો છો માતપિતા! મ્હારે માથે એવી "રામ કહાણી" વિતી છે. હવે મને જીવવા ગમતું નથી. વિધવાએ જીવીને શું કરવું? અરે ક્રુર મોજા ! તેં મને શા માટે નદીમાથી કાઢી દીધી? અરે દૈવ્યા મને અભાગણીને શા સારૂ જીવતી રાખી ? મને જીવતી રાખીને વધારે સંકટ આપવાની તારી ઇચ્છા છે ? ઇશ્વર! મને ઉપાડી લે. ત્હારો હું પાડ માનીશ. મ્હારે હવે આ સંસારમાં જીવીને શું કરવું ? વિધવાનો બેલી કોઇ નથી. એક તુંજ છે."

પ્રિય સખીઓ ! હિન્દુ વિધવાના સંકટનું ચિત્ર આના કરતાં બીજું કરૂણારસિક તમે જાણ્યું નહિ હોય. એવાં સંકટમાથી વિધવાઓને બચાવનાર કેવા પુણ્યશાલી હોય ! નાતજાતની દરકાર રાખ્યા વગર વિધવાઓનું કલ્યાણ કરનારા વિરલા હોય છે. મર્હુમ મ્હારા સ્વામી શેઠ માધવદાસ તેમાંના એક હતા. તેમને ખરી મદદ મર્હુમ મી૦ કરસનદાસ મુળજીની અને "સ્ત્રીબોધ"ના તંત્રી મર્હુમ મી૦ કેખુશરો કાબરાજીની હતી. તેમની મદદથીજ હું એક વિધવાની હાલતમાંથી સંસારનું સુખ પામવાને ભાગ્યશાળી બની હતી. આ જ્યુબિલી વખતે મી૦ કાબરાજી હોત તો કેવો આનંદ થાત ! પણ ખુશી છું કે તેમનાં સુપુત્રિ મિસ શીરીને "સ્ત્રીબોધ"નું તંત્રીપણું હાથમાં લીધું છે. તેમની ફતેહ ઇચ્છું છું. બ્હેનો ! લંબાણને માટે ક્ષમા ચાહું છું.

ધનકોર માધવદાસ રૂઘનાથદાસ.

મુંબઇ.

# નારી જગ સરદાર.

લેખક—મી૦ ચન્દુલાલ મણિલાલ દેશાઇ.

સબળ જગતમા મર્દ ભલે પણ નારી બસ સરદાર,
નરજીવનની ગૌરવતાનો નારી હાથ સિતાર
**જગજનની** અબળાની કોમળ અગુલી જગ આધાર,
સ્વર્ગ ભણી હસી ઝુલઝુલ ઉડતા જગનો પણ ઉધ્ધાર,
જગતનો નારી હાથ સિતાર સબળ—૦

અઘોર ભયવનમા અટવાતા અબળ વહે દુખભાર,
સિંહ પ્રજા હશે રવડી રડશે ભૂલશે જીવનમાન,
જગતનો નારી હાથ સિતાર સબળ—૦

ચન્દા તારા દીનમણી ’ને વળી સુરગગાના સ્નાન,
નારીહૈયુ એપર રમતા બને નર ઉન્નત પ્રાણ,
જગતનો નારી હાથ સિતાર સબળ—૦

સ્નેહ ટપકતે કનકને વાદળ ખેલે નભમા નાર,
નર અન્તરમા ક્ષિતિજ વિકસતા દિવ્ય થશે સસાર,
જગતનો નારી હાથ સિતાર સબળ—૦

પ્રેમળ અન્તર તેજ ઝળકતા જગ ઝળશે ઝલકાર,
વિશ્વલીલા મધુ પ્રભુમય ખીલતા રમશે સૂર લલકાર,
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

સુખકર સૌરભથી છલકાતા ગાતા મજુલ ગાન,
મધુરે અન્તર વાયુ ઝુમતા ઝુલશે નર વૈમાન,
જગતનો નારી હાથ સિતાર સબળ—૦

અબળા પગલે અમોલ છાનુ જગજીવન સરનાર,
નારી અન્તરની અન્દર સૌ જગજીવન સુખસાર,
જગતનો નારી હાથ સિતાર સબળ—૦

વસન્ત વિનોદી.

અમદાવાદ

# અસલી ઈરાની બાનુનો સમાજમાં દરજ્જો.

લેખક—શમ્સ-ઉલ-ઓલમા એર્વદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.
"જ્ઞાન પ્રસારક વિષયો," "શાહનામાની સુંદરીઓ," ઇત્યાદિના કર્ત્તા.

"સ્ત્રીબોધ" ચોપાનિયાની સોનેરી જ્યુબિલીના આ અવસર ઉપર તેના સ્મારક અંક માટે તેનાં બાનુ અધિપતિએ મને એક બાબત લખવાની એલતેમાસ કરી હતી. તેઓ, તેમના કુટુંબ અને તેમના માહવારી માટેના મ્હારાં માન અર્થે હું એ એલતેમાસને ફરમાશ સમજું છું, અને તે ફરમાશને માન આપી મ્હારી કલમ હાથ ધરૂં છું. એવી વખતે કેવી બાબત હાથ ધરવી તે કેટલીકવાર આપણને વિચારમાં નાખે છે. પણ આ લખાણ માટે મને બાબત અધિપતિ બાઇ તરફથીજ સુચવવામાં આવી છે, એટલે મ્હારૂં પ્રથમ કામ આસાન થયું છે. તે બાબત મથાળે મેલવા મુજબ આપવામાં આવી છે. ખુદ આ બાબતે પણ મ્હારે માટે કામ સ્હેલું બનાવ્યું છે, કારણ આ બાબત લખવા માટે મ્હારે કંઇ ઘણું નવું કામ કરવાનું નથી, કંઇ નવા વિચારો વિચારવાના નથી, પણ એક વખત વિચારેલા અને રજુ કરેલા જૂના વિચારોને રચીને રજુ કરવાનું છે.

પ્હેલાં આપણે અવસ્તા પ્રમાણે તપાસિયે કે અસલી ઇરાની બાનુનો મંડળીમાં દરજ્જો શો હતો. કદાચ એમ કહેવામાં આવે કે આપણે પારસી તરીક, હાલના જમાનાની રૂઢીએ, કોઇ બાંધી લીધેલા વિચારોથી ઘસડાઇયે છિયે. તેથી આપણાં પુસ્તકો ઉપરથી યુરોપિયન વિદ્વાનોએ એ બાબે શા વિચારો બાંધ્યા છે તે આપણે પ્રથમ જોઇયે

ડૉ૦ ગાઇગર કહે છેઃ—[૧]

> "અવસ્તામાં બેહુ મર્દો અને ઓરતો હંમેશ એકસરખો હક ભોગવતાં દેખાય છે. તેઓની એકમેકની અગત્યમાં કંઇ ફરક નથી. પરેહજગાર મર્દો અને ઓરતોને વારે ઘડીએ સાથે યાદ કરવામાં આવે છે."

ડૉ૦ હાઉગ "પારસી લૉ કમિશન"ને નીચલું મત લખી જણાવે છેઃ—[૨]

> "અસલી વખતમાં ઓરત જાતનો દરજ્જો હાલના કરતાં વધારે ચઢતો હતો. ધર્મ સંબધી મંડળીના એક અગત્યના ભાગ તરીકે તેઓને હમેશ ગણવામાં આવી છે. મર્દના જેવીજ તેઓની ધર્મક્રિયાઓ છે. મરણ પામેલી સ્ત્રીઓનાં ફરોહરોને પુરૂષોનાં ફરોહરોની માફકજ યાદ કરવામાં આવ્યાં છે."

---

૧. "In the Avesta both sexes appear constantly as possessing *equal rights*, there is no difference as to their respective importance. Pious men and women are frequently named together." *Civilization of the Eastern Iranians.* Vol. I. (પૃ. ૬૪, દસ્તુર દારાબ પેશોતનનો તરજુમો)

૨ "The position of a female in ancient times was much *higher* than it is now-a-days. They are always mentioned as a necessary part of the religious community. They have the same religious rites as men; the spirits of deceased women are invoked as well as those of men."

ડૉ૦ વેસ્ત જણાવે છે કે:—[૧]

"એક માઝ્દયસ્નાન ઓરત પોતાના ધણી અથવા વાલીને પૂરતી તાબેદાર રહેવાને જોકે બંધાયલી હતી, તોપણ પૂર્વ તરફના બીજા કોઇબી ધર્મમાં ફરમાવ્યા કરતાં તે મંડળીમાં વધારે આબરૂભર્યો દરજ્જો ધરાવતી હતી"

સર જૉન માલકમ પોતાના તવારીખના પુસ્તકમાં અસલી ઇરાની બાનુ માટે કહે છે કે:—[૨]

"આપણને માનવાને દરેક કારણ છે કે ઇરાનના અસલી રહેવાસીઓની રીતભાતો, ઓરત જાત તરફની સભ્યતાની તબિયત, જે ક્યાનિયન વંશની શરૂઆતથી તે તેના છેડા સુધી તે મુલ્કમાં પ્રસાર પામી હતી, તેનાથી નરમાશ પામેલી અને કેટલેક દરજ્જે સુધરેલી થઇ હતી. ઓરત જાત તરફ તેઓ જે માન ધરાવતા હતા તે બેશક સુધારામાં તેઓએ જે વધારો કર્યો હતો તેનું મુખ્ય કારણ હતું. મોટા દિલનાં સાહસકર્મો અને તેમના લાયક બદલાનું કારણ પણ એજ હતું. એવું માલમ પડે છે કે અસલના વખતમાં ઇરાનમાં સ્ત્રી જાતિ મંડળીમાં એક માનવંતી જગ્યા ધરાવતી હતી; અને આપણે આ સેવટ ઉપર આવવું જોઇયે કે જરથોસ્તના ફરમાનથી ઓરત જાતને મર્દના જેટલોજ જે સરખો દરજ્જો આપવામાં આવ્યો છે તે એ સુધારક (જરથોસ્ત)ના વખતની આગમજ તેઓને મળેલો હતો."

---

૧ "Though bound to be strictly obedient to her husband or guardian, a Mazdayasnian woman occupied a more honourable position in the community than was sanctioned by any other oriental religion" (S. B E. Vol. V. પહેલવી ટેક્સ્ટ, વૉલ્યુમ ૧ લું, પૃ ૩૬૭ નોટ ૧)

૨ "There is every reason to believe that the manners of the ancient inhabitants of Persia were softened, and in some degree refined, by a spirit of chivalry which prevailed throughout that country from the commencement to the end of the Kaianian dynasty....The great respect in which the female sex was held, was, no doubt, the principal cause of the progress they had made in civilization Women were at once the cause of generous enterprize and its reward. It would appear that in former days they had an honourable place in society, and we must conclude that an equal rank with the males which is secured to them by the ordinances of Zoroaster belonged to them long before the time of that Reformer.–*Malcolm's History of Persia*, Vol. I. (ed. 1839, p p 552-53.) (પુસ્તક ૧ લું, પૃ. ૫૫૩).

ઇરાની સાહિત્યના એ પંડિતો પોતાના અભ્યાસના પરિણામ લેખે જે મત જાહેર કરે છે કે અસલી ઇરાની બાનુ મંડળીમાં ચઢતો દરજ્જો ભોગવતી હતી, તેને અવસ્તાથી કેવી રીતે ટેકો મળે છે તે આપણે જોઇએ.

ડૉ૦ હાઉગ એ વિચારના ટેકામાં ઉપર જણાવવા મુજબ ત્રણ દલીલો રજુ કરે છે. એ ત્રણ દલીલોને અવસ્તા કેવી રીતે ટેકો આપે છે તે આપણે જોઇએ.

(૧) ધર્મ સંબંધી મંડળના એક અગતના ભાગ તરીકે સ્ત્રીઓને અવસ્તા જમાનામાં ગણવામાં આવતી, એવા ડૉ૦ હાઉગના વિચારને અવસ્તાના નીચલા દાખલાઓથી ટેકો મળે છે. સરોશ હાદોખ્ત (ફ. ૪ ને ૫) પ્રમાણે પોતાની ઉપર આવી પડેલી પીડાઓ જેમ એક મર્દ તેમ એક ઓરત પણ પવિત્ર ભણતરથી ટાળી શકે છે. ત્યાં કહે છે કે— "જે કોઇ પુરૂષ યા સ્ત્રી આ વચનના સખુન (એટલે અહુનવરની બંદગી) પૂરતી અશોઇવાળાં મન, વચન અને કરણીથી, પુશ્કળ પાણીમાં અથવા પુશ્કળ ધાસ્તીની વખતે...અથવા અશો નરોની અનજુમન સનમુખ.........ભણે, તો તેને તે દહાડે તે રાત્રે કોઇ પણ બુરો આદમી વિગેરે......ઇજા દે નહિ."

"યેંઘહે હાતામ" નામની નામિચી બંદગી પ્રમાણે અહુરમજ્દની આરાધના કરનાર ભલાં આદમીઓમાંથી નર તેમજ નારી એ બેહુને વખાણ્યાં છે.

અઇર્યમન નામના ફરેસ્તાને જેમ નર તેમજ નારીઓને માટે ખુશી ખુશાલી લાવવા આરાધવામાં આવે છે (વ૦ ૨૦–૧૧; ઇ. ૫૪–૧; આશીર્વાદ). જે માણસ રીમન થયલો હોય છે તેને જેમ અશો નર તેમ અશો નારીથી દૂર રાખવા કહેલું છે (વં૦ ૯, ફ. ૩૩ ૩૫). પેગમ્બર જરથોસ્ત અહુરમજ્દને માણસ જાતને પવિત્ર કરવા માટે સવાલ કરે છે ત્યારે અશો નર અને નારી બેહુ માટે સવાલ કરે છે કે "અશો નારીને હું કેમ પવિત્રાઇ આપું"? (વં૦ ૧૯ ફ. ૧૨; ૧૯ ફ. ૨૬; ૧૧ ફ. ૧,૨, ૧૦, ૧૩,) પેગમ્બર જરથોસ્ત શાહ ગુસ્તાસ્પ અને બીજાઓને માજ્દયસ્નાન કાયદા પ્રમાણે ચાલનાર નર અને નારી બેહુની સીફત માટે આગળ વધવા કહે છે (વીસ્તાસ્પ યશ્ત). પેગમ્બર જરથોસ્ત શાહ ગુસ્તાસ્પને દોઆ દેતાં જેમ તેની નર પ્રજાને, તેમજ તેની નારી પ્રજાને, એકસરખી દોઆ દે છે (આફ્રીને સ્પીતમાન જરથોસ્ત ફ. ૧.) જેમ પુરૂષને તેમજ સ્ત્રીને જેબી સારી બાબતો તે જાણતી હોય તે જાહેર કરવાને અને બીજાઓને શીખવવાને જણાવ્યું છે (ઇ. ૩૫—૬). ધર્મ સંબંધી મંડળનો સ્ત્રી પણ એક અગતનો ભાગ હતી, તેની ચોક્કસ સાબિતી વીસ્પરદ (ક. ૩, ફ ૩—૪) પરથી મળે છે ત્યાં ક્રિયા કરનાર જોતી ધર્મ સંબંધી ક્રિયામાં ભાગ લેનારા જૂદાં જૂદાં કામ કરનાર ધર્મગુરૂઓ, જેવા કે હાવનાન, આનરવહી, ફ્રબેરેતાર વિગેરેને ક્રિયામાં હાજર કરવાને અથવા ભાગ લેવા માટે બોલાવવાને કહે છે; ત્યાર પછી ખુદ ઘરની ઘરધણીઆણીને હાજર કરવા કહે છે, પછી કોઈ પણ ભલા વિચાર, વચન અને કામવાળી, ભણેલી અને ધણીને તાબેદાર સ્ત્રીને હાજર કરવા કહે છે.

અસ્પંદાદ, આવાં, દીન, અશીસંઘ જેવા ફરેસ્તાઓ પણ નારી વર્ગના છે, અને એવા નારી વર્ગના ફરેસ્તાઓ સાથે ભલી સ્ત્રીઓને સરખાવી વારે ઘડીએ યાદ કરવામાં આવી છે (ઇ. ૩૮ ફ. ૧. અઇર્યાસુંઘ્રેમ યેહ).

પ્હેલવી કીતાબો ઉપર આવતા શાયસ્ત લાશાયસ્ત (બા ૧૦-૩૫) કહે છે કે કાઇક સજોગો વચ્ચે ઓરતોમા એક ઓરત જોતી તરીકેની, એક ધર્મગુરૂ તરીકેની કેટલીક ક્રિયાઓ પણ કરી શકે દાખલા તરીકે તેણી દરૂન ઇજવાની ક્રિયા કરી શકે

નીરંગીસ્તાનમા આવેલા કેટલાક અવસ્તાના ફકરાઓ પ્રમાણે કોઇ પણ ઓરત જે કમઅકલ (કમ્તુ પ્રથ્વ) ન હોય તે બચ્ચાઓ માટે કેટલીક ધર્મગુરૂ તરીકેની ક્રિયાઓ કરી શકે વીરાફનામા (બા ૧૩, ફ ૬-૭) પ્રમાણે પણ ઇરાની બાનુઓ દરૂન ઇજવાની અને એવી બીજી ધર્મ સબધી ક્રિયાઓ કરી શકતી

( ૨ ) ડૉ૦ હાઉગ કહે છે કે "જેમ મર્દ માટે તેમ સ્ત્રીઓ માટે એકજ જાતની ક્રિયાઓ ફરમાવી છે" એના ટેકામા હાપ્તિખ્ત યસ્ત (ફ ૧૮) માથી એક દાખલો મળે છે, જ્યા જેમ એક અશો નરને તેમજ એક અશો નારીને એકજ ચીજ, "ઝરેમયેહે રઓગન" મરણ બાદ તૃપ્તિ માટે દેખાડવામા આવતુ જણાવ્યુ છે વળી મરણ બાદ સરોશની સ્તુમનથી જે ક્રિયાઓ મર્દ માટે ફરમાવી છે તેજ ઓરત માટે છે જે પવિત્ર કામો અશો નરોને ખુશી કરે છે તેજ પવિત્ર કામો અશો નારીઓને પણ ખુશી કરે છે (વ ૯-૪૨)

( ૩ ) ડૉ૦ હાઉગ જે કહે છે કે "મરણ પામેલી સ્ત્રીઓના ફરોહરોને પુરૂષોના ફરોહરોની પેઠેજ યાદ કરવામા આવ્યા છે," તેને નીચલા દાખલાઓ ઉપરથી ટેકો મળે છે ફ્રવરદીન યસ્તમા જેમ ઇરાન, તુરાન, સાઇરીમ સાઇની અને દાહીના મુલ્કોના અશો નરોના ફરોહરોને તેમ એ મુલ્કોની અશો સ્ત્રીઓના ફરોહરોને પણ યાદ કર્યા છે (ફ ૧૪૪) એજ યસ્તમા કેટલીક નામાકિત સ્ત્રીઓને નામાકિત પુરૂષો સાથે નામ બનામ યાદ કરી છે (ફ ૧૪૦) એ સ્ત્રીઓમા જેમ કેટલીક પરણેલી બાઇઓ છે તેમ કેટલીક કુમારીકાઓ પણ છે એજ પ્રમાણે ભલી સ્ત્રીઓ, પછી તેઓ પરણેલી હોય કે કુમારી હોય, ખુદ ઇરાન દેશમા ગુજરી ગઇ હોય કે દુનિયાના કોઇ પણ ભાગમા ગુજરી ગઇ હોય તેઓના અશો ફરોહરોને ઇજશ્નેમા આરાધ્યા છે (હા ૨૩-૩) તમામ ભલા હેરબદો અને શાગેર્દોના ફરોહરો સાથે ભલી સ્ત્રીઓના ફરોહરોને યાદ કર્યા છે (હા ૨૬-૭-૮) વીસ્પરદ (ક ૧૬-૨) મા પણ અશો પુરૂષો ભેગા અશો સ્ત્રીઓના ફરોહરોને યાદ કર્યા છે અઇવીસુથ્રમ ઘેહમા પણ ભલી સદ્ગુણી સ્ત્રીઓને ખાસ યાદ કરી છે (ફ ૯) ભલા કાયદાઓને માન આપનાર નર તેમજ નારીઓના સ્વાનને યાદ કર્યા છે (હા ૩૯-૨)

આપણે એ પ્રમાણે ત્રણ પ્રકારની દલીલોના ટેકાના દાખલાઓ તપાસ્યા, કે જે દેખાડે છે કે અવસ્તા જમાનાની સ્ત્રીઓ મડળીમા ચઢતો દરજ્જો ભોગવતી હતી

વળી સાધારણ રીતે પણ ઓરત જાત માટે ઘણો સારો વિચાર બાધવામા આવતો તેની એક સાબિતી આશીર્વાદની ક્રિયાના ભણતર ઉપરથી માલમ પડે છે તેણીના સદ્ગુણો માટે ચઢતો વિચાર હોવાથી અને તેણી જો કુમાર્ગે જાય તો તે કોઇ કુકર્મી મર્દની ફુસલવણી થીજ જાય એવો ખ્યાલ રાખી એક ઇરાની જોડાને આશીર્વાદની ક્રિયા કરનાર મોબેદ જે શીખામણ દેતો તેમા પરણતા મર્દનેજ શીખામણ દેતો કે " અજ જને કસા પરહીઝ્તાર બાશ," એટલે "બીજાઓની સ્ત્રીથી દૂર રહેજે" એવા પ્રકારની શીખામણ સ્ત્રીને દેવામા નહિ આવતી, "કે પારકા મર્દથી તુ દૂર રહેજે" એ દેખાડે છે કે ઓરત જાત માટે, તેણીના સદ્ગુણો માટે, તે વખતે ચઢતા પ્રકારનો વિચાર હતો

પાદશાહ ગુસ્તાસ્પ અને તેની નજદીકનાં અવસ્તાના જમાના પછી પછવાડેના હખામનિયન વંશના જમાના ઉપર નજર ફેંકિયે છિયે તો હીરોડોટસ ઉપરથી દીસે છે, કે તેના જમાનાના ઇરાનીઓ સ્ત્રીનો દરજ્જો જાળવવામાં પોતાના અવસ્તા જમાનાના બાપદાદાઓથી પછાત પડયા હતા. તે જમાનાની સ્ત્રીઓની હાલત તેઓની અવસ્તા જમાનાની મા મમાઇઓ કરતાં ઘણી ઉતરતી હતી. અવસ્તા જમાનાનાં એક ઇરાની કુટુંબનું ચિત્ર આપણને ઘણું સંતોષકારક દીસે છે, પણ તેટલું પાછલા ઇરાની જમાનાનું દીસતું નથી.

પ્રથમ તો અવસ્તા જમાનાનું ચિત્ર દેખાડે છે કે તે જમાનામાં મર્દો એકજ બાયડી કરતા હતા. અવસ્તાના પોતાના અભ્યાસ ઉપરથી પ્રોફેસર સ્પીગલ એ બાબે પોતાના વિચાર દર્શાવે છે કેઃ—

"As far as my knowledge goes, there is no instance of polygamy in the religious literature of the Parsees. It is said that Zoroaster had three wives, but he had them successively. I share with you the conviction that the majority of the Parsees were at all times monogamists, although perhaps indulgences have been granted to kings and other individuals of high stations."

"જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી પારસીઓનાં ધર્મ સંબંધી સાહિત્યમાં એકથી વધુ બાયડી કરવાનો કોઇ પણ દાખલો નથી કહે છે કે જરથોસ્તની ત્રણ બાયડીઓ હતી, પણ તે તેણે એકના મરણ પછી બીજી, એમ કરી હતી. તમારા ખાતરીભર્યા વિચાર સાથે હું એક મળતો થાઉં છું કે સઘળા જમાનામાં પારસીઓનો મોટો ભાગ એકજ બાયડી કરનારો હતો, જોકે પાદશાહને અને બીજા મોટા માણસોને કદાચ છૂટ મુકવામાં આવી હોય."

પ્રોફેસર હાર્લે પણ એમજ કહે છે, કે "એકથી વધુ બાયડી કરવાનો રીવાજ કબૂલ રાખેલો દીસતો નથી."[1]

પણ પછવાડેના જમાનામાં અવસ્તા જમાનાનું ઉપલું સંતોષકારક ચિત્ર થોડું ફેરવાઇ ગયું હતું.

પાછલથી ઇરાની મર્દોમાં જેમ મોજશોખ અને એશઆરામ વધ્યાં હતાં, તેમ કેટલાક બુરા હવસો પણ વધ્યા હતા. દોલતના વધારા સાથે તેઓમાંથી અસલી સાદાઇ ગુમ થતી ગઇ. અસલી સાદા જમાનામાં એક કુટુંબ ઘણા અતલગના ગાંઠથી જોડાઇ રહેતું હતું. કુટુંબનાં પુરૂષ, સ્ત્રી અને બચ્ચાંઓ સાથે ભેગાં મળી કુટુંબની જમીનની ખેતી કરતાં હતાં, સાથે પોતાનાં ગાય ગોસ્પંદોની માવજત કરતાં, તેઓનું દૂધ દોહતાં અને દહી માખણ બનાવતાં હતાં. કુટુંબની સ્ત્રી (નમાન-પથની) પોતાના કુટુંબની રાણી જેવી હતી, અને તેણી પોતાના ધણીની સગતમાં રાત દહાડો રહી તેનો પ્યાર અને ચાહ મેળવી તેની ઉપર પોતાનો વગ ધરાવતી. હવે પાછલા જમાનામાં જોકે મોટે ભાગે એક કુટુંબ સાથે રહી ખેતી કરતું અને દહી માખણ બનાવતુ, તોપણ તેઓમાં હવે બીજા ધંધાઓ વધારે પેવશ થતા ગયા,

[1] "La polygamie ne semble pas y avoir été admise" (*Le Zend Avesta, Introduction*, p. CLXXI.)

જે કુટુંબનાં મર્દ તથા ઓરતને છૂટા પાડતા ગયા. એનું મુખ્ય કારણ લશ્કરી નોકરી હતી. અવસ્તા જમાનામાં પણ એક ઇરાની મર્દ પોતાનાં શ્હેરની લશ્કરી નોકરી બજાવતો, પણ તેને બચાવની હાલત (Defensive) ઉપરજ રહેવાનું હતું; તેથી તે પોતાના ગામમાં અને શ્હેરમાંજ રહેતો, અને પોતાનાં કુટુંબના બચાવની ફર્જ તેને તેઓ તરફ હમેશ પ્યારભર્યો રાખતી. પણ હવે તો તેને દેશની નોકરીમાં અવારનવાર બહારના મુલ્કો તરફ જવું પડતું, જેથી તે પોતાનાં કુટુંબથી વારેઘડીએ છૂટો પડતો અને તેથી તેની મોહબતની સાંકળ વારેઘડીએ તૂટતી. પરિણામે જાયુકની નજદીકી અને પ્યારથી ઓરત તેની ઉપર જે સત્તા ભોગવતી તે હવે દૂર થતી ગઇ.

વળી જેમ એક ઇરાની મર્દ પારકા મુલ્કોની ફત્તેહ બાદ તવંગર થતો ગયો, તેમ તેના શોખો વધતા ગયા. તે મોજશોખોમાં પડયો, વધારે એશઆરામો ભોગવવા લાગ્યો અને સાથે તેના બુરા હવસો વધતા ગયા તેના ઘરની રાણી તરીકે તે જે એક બાયડી પરણી લાવતો તેને બદલે હવે વધારે બાયડી કરવા લાગ્યો, તેથી તેની સ્ત્રી હવે ન્માન-પંથની (ઘરધણીઆણી)નો માનભર્યો દરજ્જો અને હાલત ખોતી ગઇ. જ્યાં એકથી વધુ ઘરની રાણીઓ થઇ ત્યાં સઘળી ઉતરતી હાલતે ઉતરી પડી, અને કોઇપણ ખરી ઘરધણીઆણી તરીકે અમલ ચલાવવા પામી નહિ. થોડીક વાર એક બાયડી એ સત્તા ચલાવતી, તો બીજીવાર બીજી પોતાના ખાવીંદ ઉપર વગ ચલાવી પોતે ઘરધણીઆણી થતી. એમ હોવાથી કોઇ ખરી ઘરધણીઆણી તરીકે ગણાતી નહિ.

વળી અવસ્તા જમાનાની તેઓની મા મમાઇઓ પોતાના ખાવીંદો સાથે ઘટતા મહલાજા સાથે બહાર ફરતી અને તેઓની ભાગીયણ તરીકે રહેતી તે હવે બંધ થયું, અને આસ્તે આસ્તે જનાનખાનું પોતાનું પગલું ભરતું ગયું. જે આખું હતું તે ભાગી ગયું. ખાલેસ મોહબત હવે તૂટી ગઇ હીરો આખો હોય ત્યાં સૂધી કિંમત ધરાવે છે. લાગ્યા પછી તેના ટુકડા ગમે એટલા આખા કરો પણ તેની કિંમત ઘટે, એ પ્રમાણે હવે બન્યું. નહિ મર્દ પોતાની સ્ત્રી સાથે ખાલેશ પ્યાર રાખી શકયો, કે નહિ ઓરત એવી હાલત વચ્ચે પોતાનો આગલો દરજ્જો જાળવી શકી. વળી મર્દ ઘણી બાયડીઓ કરી સંતોષ પામ્યો નહિ, પણ સાથે બીજી સ્ત્રીઓ રાખવા લાગ્યો એ પ્રમાણે ત્યારે સ્ત્રીનો દરજ્જો ઓછો થતો ગયો.

એમાં આપણ તે જમાનાની સ્ત્રીઓનો કશો વાંક જોતા નથી એવી ઉતરતી હાલત ઉપજાવવાનો સઘળો દોષ ઉપલી તપાસ ઉપરથી પુરૂષનોજ દીસે છે સ્ત્રીઓ તો પોતાના ખાવીંદને રાજી રાખવાની હરેક કોશેશ અને તજવીજ કરતી હોય એવું જણાય છે, પણ પેલો ખાવીંદ તેણીની કદર બુજતો નહિ પાદશાહ જર્કસીસનોજ દાખલો લયો તેની મોહરદારે તેને માટે એક "તરેહવાર રંગનો અને ઉમદા ઝભો પોતાને હાથે ભર્યો અને તેને બેટ આપ્યો." પણ પારકી સ્ત્રીની લપટતામા પડેલો આ પાદશાહ તે ઝભો બીજી એકી સ્ત્રીને આપી આવ્યો

હિરોડોટસનાં એક લખાણ ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે તે જમાનાની સ્ત્રીઓ પુરૂષોની મિજલસમા આમેજ થતી હતી. મેસિડોનના પાદશાહ એમીન્ટાસની દરબારમાં

જ્યારે • ઇરાની એલચીખાતું તાબેદારીની નિશાની તરીકે " ખાક અને આબ " લેવા ગયું, ત્યારે તે પાદશાહે તે એલચીખાતાંને એક જીઆફત આપી. તે જીઆફતમાં ખાણું ખાઇ શરાબ પી તૈયાર થઇ ઇરાનીઓએ પાદશાહને કહ્યું કે—" અએ મહેરબાન મેસિડોનિયન પાદશાહ ! અમો ઇરાનીઓ જ્યારે મોટું ખાણું કરિયે છિયે ત્યારે ખાણા ઉપર અમારી ધણીઆણીઓને અને અમારી રાખેલી ઓરતોને લાવિયે છિયે, અને તેઓને અમારી પાસે બેસાડિયે છિયે." ( V. ૧૮ )

એ ફકરા ઉપરથી કેટલાક લખનારાઓ ધારે છે કે ઇરાનીઓમાં ઓરતોએ મર્દોની મિજલસમાં આમેજ થવાનો રીવાજ હતો. પણ એ ભાવાર્થ ઉહાડવો કદાચ કોઇ દરૂરત ધારે નહિ. અવસ્તા જમાના કરતાં ઓરતોના દરજ્જાની બાબતમાં એ જમાનો પછાત હતો એવો આપણે લાંબી તપાસ ઉપરથી જે સાર કાઢયો છે, તે આ ફકરાથી ખોટો પડતો નથી. એ ફકરો તો સામું પરણેતર બાયડીઓની ઉતરી પડેલી હાલત દેખાડે છે, કારણ કે તેમાં ઇરાનીઓ જાહેર કરે છે કે તેઓની પરણેલી બાયડીઓ અને રાખેલી ઓરતો એકસરખો દરજ્જો ભોગવતી હતી. જે જમાનામાં એવી રીત આમેજ હોય, તે જમાનામાં સ્ત્રીજાતિનો દરજ્જો પૂરતો ચઢતો હતો એવું માનવુ વાજબી દીસતું નથી.

સ્ત્રીઓ મિજલસમાં હાજર થવાનો હક ભોગવતી હતી, તેની જો એ ફકરો કંઇ પણ સાબિતી હોય—કે જેમ આખી બાબત ઉપરથી માલમ પડતું નથી—તો તે સામે બીજી એવી ઘણી બાબતો મળે છે કે જે દર્શાવે છે કે કોઇક ઇરાની પાદશાહોના વખતમાં પૂર્વ તરફના પાદશાહોની માફક જનાનખાનાનો રીવાજ દાખલ થયો હતો, અને સ્ત્રીઓ મિજલસોમાં હાજર થતી નહિ હતી. તેની પ્હેલી સાબિતી એ હતી કે હીરોડોટસ કહે, છે કે " છોકરાઓને પાંચમાં વર્ષ સુધી તેઓના બાપની નજરે આવવા દેવામાં આવતા નહિ હતા, પણ એ ઉમર સુધી તેઓ પોતાની જિંદગી ઓરતોની સગતમાંજ ગુજારતા હતા" (I. ૧૩૬). એ ઉપરથી દીસે છે કે સ્ત્રીઓ જનાનખાનાઓમાંજ રહેતી હતી. જો તેઓ બહાર મિજલસમાં આવતી હોય તો તેઓની સાથે તેઓનાં બચ્ચાંઓ પણ બાપની નજરે પડયા વગર રહે નહિ.

વળી ઓરતો જનાનખાનામાંજ પોતાનો વખત ગુજારતી હતી, તે પાદશાહ દારાયસના તબીબ દેમોસીદિયસના દાખલા ઉપરથી માલમ પડે છે. એ તબીબે જ્યારે પાદશાહ દારાયસનો શીકારમાં લચકાયલો પગ સારો કીધો, ત્યારે પાદશાહે ખોજાઓની સાથે તેને પોતાની બાયડીઓની મુલાકાતે મોકલ્યો ખોજાઓ તેને ત્યાં લઇ ગયા અને તેઓએ તેને બેટ આપી. એ ઉપરથી માલમ પડે છે કે સ્ત્રીઓ જૂદી જનાનખાનાઓમાં રહેતી. જો તેઓ જાહેરમાં હાજર રહેતી હોત તો પાદશાહ જાહેરમાંજ તેઓની મુલાકાત કરાવત.

સ્ત્રીઓના દરજ્જાની એ તપાસની મેવટે આપણે કહેવુ જોઇયે, કે પાછલા જમાનાનું ઉપલું ચિત્ર ઘણું ખરૂં પાદશાહ અને ઉમરાઓનાં ઘરની સ્ત્રીઓનું છે. પણ વચલે વર્ગની અને આમ લોકોની સ્ત્રીઓના દરજ્જાનું ચિત્ર એટલું શિહા નહિ હોવું જોઇયે. પાદશાહો અને તવંગરો પોતાની દોલતની ખુમારીમાં સઘળાં વ્યસનો સાથે ઘણી ઓરતોનાં વ્યસનમાં પડવાથી તેઓની પરણેતર ઓરતોનો દરજ્જો અવસ્તાના જમાના કરતાં બહુ કમ થઇ ગયો

હોય તે ખરૂં. પણ ઉતરતા વર્ગોમા ઘરધણી અને ઘરધણીઆણી વચ્ચેનો સંબંધ વધારે ગાઢો હોવો જોઇયે, કારણ કે તેઓ રાત દહાડો પોતાના ઘરસંસારી કામથી વધારે પ્યારભર્યા સંબધમાં અને વ્યવ્હારમાં આવતાં.

ઉપલી ટુક તપાસ ઉપરથી કહી શકાય કે આપણા હાલના પારસીઓના કેળવાયલા સંસારમાં સ્ત્રી જે માનભર્યો અને પુરૂષ સાથે સરખો દરજ્જો ભોગવતી થઇ છે, તેને ખુદ આપણી અસલી તવારીખ અને આપણા ધર્મસંબધી સાહિત્યનો ટેકો છે, અને તેટલા માટે એ બાબતમાં છેલ્લાં પચાસ વર્ષમાં જે કઇ સુધારો વધારો થયો છે તે બરહક છે. બલકે હવે પછી આપણો ઘરસંસાર અવસ્તા જમાનાના સંસાર જેટલોજ ખાલેશ અને પવિત્ર થવા પામે એટલું ઇચ્છવાનું રહે છે.

**જીવનજી જમશેદજી મોદી.**

કોલાબા, મુબઇ.

# એક સંકટપ્રસંગ.

લેખક—મી૦ રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ., એલ. એલ. બી.

---

આજ ચાળીસ વર્ષ થઇ ગયાં. શેરસટ્ટાની ગાંડાઇથી ફુલેલો પરપોટો ફુટી ગયો હતો. મુંબઇમાં કેર વર્તી રહ્યો હતો. એક પછી એક "કંપની"ઓ ભાગી ગઈ હતી અને "શેર" ડુબી ગયા હતા. કંઇક તવંગર નિર્ધન થઇ ગયા હતા, કંઇક ગરીબ કોડી વગરના બની ગયા હતા. વેપાર ભાગી પડયો હતો મુંબઇ નગરી બેહાલ થઇ ગઇ હતી. તે સમયે એક અંધારી રાત્રે પાલવા બંદરે એક હોડી આવીને ઉભી હતી, અને કિનારે એક યુવક કોઇની વાટ જોતો હોય એમ ફેરા મારતો હતો. તેની મુખાકૃતિ ખિન્ન હતી. ઘણી વેળા ગઇ, મધરાત થઇ ગઇ, પણ કોઇ આવતું જણાતું નહોતું, તોપણ તે યુવકના પગલામાં અધીરાઇ માલમ પડતી નહોતી. આખરે દૂરથી આવતાં પગલાં સંભળાવા લાગ્યાં. અવાજ પાસે ને પાસે આવવા લાગ્યો કિનારા પાસે એક સુશોભિત પાલખી આવી પ્હોંચી અને તેમાથી અદ્‌ભૂત સૌંદર્યવાળી સ્ત્રી ઉતરી. અપાર લાવણ્યથી પણ જાણે સંતોષ ન થતો હોય તેમ તેણે અતીવ શોભાયમાન અનેક વસ્ત્ર પહેર્યાં હતાં અને બહુ જ મુલ્યવાન અલંકાર અંગેઅંગ ધારણ કર્યા હતા તે પાલખીમાથી ઉતરી તેવો જ યુવક તેની આગળ ધસી ગયો અને ઘુંટણીએ પડી બોલ્યો,

'દેવી! આમ છેક પરિત્યાગ કરવો ન ઘટે.'

સ્ત્રી ચમકી અને યુવક સામુ જોઇ ક્ષણભર વિચારમાં પડી ને બોલી.

'તું અત્યારે અહિં કયાંથી?'

'દેવી! મને ઘણા વખતથી ભય લાગેલો છે કે તમે આ નગરીને તજીને ચાલ્યાં જશો, અને સમુદ્રે જ તમારો માર્ગ હવે થયો છે, તેથી આ બંદરે આવી હું કેટલીક રાતોથી ઉજાગરા કરૂં છું.'

સ્ત્રી કંઈક હસી. તેના હાસ્યમાં આશ્ચર્ય અને બેદરકારી સમાયલાં હતાં

'આખી મુંબાઇ મારી અવગણના કરે છે, ત્યા કોઇને નહિ અને તને—તારા સરખા પુરૂપને —હુ અહિં રહુ એવી ઉત્કંઠા થઇ એ સમજાતુ નથી'

'દેવી! તમે ભૂલો છો. મુંબાઇ નગરી તમારી અવગણના નથી કરતી. તમારી પ્રાપ્તિ માટે અતિ ઉત્સુકતા થવાથી પણ તમને કયાં પ્રાપ્ત કરવાં તે ન સમજવાથી મુંબાઇ આજ તમારાથી દૂર થઇ ગઇ છે. પણ તે માટે આટલી બધી સજા ન ઘટે તમારૂં પ્રસન્ન વદન એક ક્ષણવાર દેખાડો તો મુંબાઇ નગરી પાછી તેજોમય થઇ જાય. એકવાર તમારા હસ્તનો સ્પર્શ થાય તો પછી મુંબાઇ ફરી ભ્રાન્તિમાં નહિ પડે, ફરી તમને ગુમાવશે નહિ. દેવી! ક્ષમા કરો. દેવી! કૃપાળુ થાઓ. દેવી! આ નગરીમાં નિવાસ કરો!'

'પણ તે મારા બીજા પ્રશ્નનો ઉત્તર ન દીધો. હું મુંબાઇમાં રહું કે મુંબાઇથી જાઉં તેની તેને શી ચિંતા?'

'મુંબાઇમાં લક્ષ્મી રહે કે ન રહે તેની સસાર સુધારાને ચિંતા જ નહિ? લક્ષ્મી ગુમાવી બેસવાથી સંસાર સુધરશે એવો મારો સિદ્ધાન્ત નથી. સંવૃદ્ધિ, ઉન્નતિ બધી દિશાઓમાં

સાથે જ થઇ શકે છે, એકદેશી થઇ શકતી નથી. જનસમાજના એક જ પક્ષને ઉન્નત કરવાના પ્રયાસ નિષ્ફળ જાય છે. પુરૂષાર્થ કરી લક્ષ્મી પ્રાપ્ત કરવી કે જનકલ્યાણના અનેક પ્રયત્ન થઇ શકે એમ હું પ્રથમથી પોષ કરતો આવ્યો છું.'

'તું મારી અવગણના નથી કરતો એ જાણી મારો ખેદ કંઇક હલકો થાય છે. પરંતુ મારો એક નિયમ છે કે જે મને મેળવવાનો કે મને સાચવી રાખવાનો માર્ગ ન જાણે તેની સમીપ હું રહેતી નથી. મારૂં દર્શન કરી શકે તેને જ હું ચતુર ગણું છું. બીજા સર્વને મૂર્ખ માનું છું. અને મૂર્ખોના નિવાસમા દયા ખાતર પણ હું રહેતી નથી. એ કદાચ ક્રૂરતા ભાસતી હશે, પણ એ મારો સ્વભાવ છે. એથી જ હું જગતને ઉદ્યોગવંત અને શ્રમપરાયણ કરૂં છું.'

'દેવી! જગતના વિકાસનું એ મહાન સૂત્ર છે. પરંતુ, તમારૂં બીજું પણ સ્વરૂપ છે, અને તેની આજ્ઞાનુસાર ઉદ્યોગ અને શ્રમ આ નગરીમાં ચાલુ જ છે.'

'મારાં તો અનેક સ્વરૂપ છે.'

'છે જ. અને તેમાંનું એક કીર્તિવંત સ્વરૂપ તે સરસ્વતીનું છે. જેઓ તમને સરસ્વતીથી જૂદાં ગણે છે-વિરોધી ગણે છે, તેઓ માત્ર ઉપાસક વર્ગની અપૂર્ણતા તરફ દ્રષ્ટિ કરે છે. તમારાં જૂદાં જૂદાં સ્વરૂપના ઉપાસકો તમારી એકાત્મતા સમજતા નથી. એથી જ સર્વ શકિતઓમાં રહેલી એની એ જ શ્રી લોક દૃષ્ટિથી ઢંકાઇ જાય છે.'

'સરસ્વતીની ભકિત પણ મુંબઇમાં યથેચ્છ જામી નથી. કોણ જાણે કયારે મુંબઇ સરસ્વતીનું ધામ થશે!'

'દેવી! એ ઠપકો પણ વાસ્તવિક છે. પરંતુ મારી એક પ્રાર્થના શ્રવણ કરો. તમને વિશેષ પ્રિય અને તમારૂં વિશેષ સન્માન કરનાર જે સ્ત્રીજાતિ, જે કદી તમને કલંકિત નથી કરતી, તેમાં શ્રીનો સરસ્વતી રૂપે વિકાસ કરવાનો મારો નમ્ર પ્રયાસ તમને સુવિદિત છે. કંઇક વર્ષોથી તે માટે હું મથું છું એમાં મે મન્દતા કરી નથી. તમે ચાલ્યાં જશો તો એ પ્રયાસનું શું થશે? બીજા કશા ખાતર નહિ, તો એટલા ખાતર મુંબાઇમાં સ્થિતિ કરો. અને સ્ત્રીજાતિ કદી કૃતઘ્ન થતી નથી. મુંબઇનો સ્ત્રીવર્ગ સરસ્વતીની ઉપાસના કરી શકશે તો કોઇ અદૃશ્ય બળથી તે મુંબાઇને તમારી પાસે લઇ આવશે. કૃતજ્ઞ સ્ત્રીજાતિની આશીષથી દેવતાઓ પ્રસન્ન થાય છે, તો તમે મુંબઇને એ પુણ્ય નહિ લેવા દો? સરસ્વતીની પ્રાપ્તિથી આશીર્વાદ દેતા સ્ત્રીવર્ગનુ મુંબાઇને દર્શન નહિ કરવા દો? તમારા પોષણ વિના એ સિદ્ધિ કેમ થશે? સ્ત્રી જનની આશાઓ શું, દેવી, તમારે હાથે જ-સ્ત્રીને હાથે જ શૂન્ય થશે?'

દેવી પાલખીમાં બેઠી અને મુંબઇના બજાર ભણી ચાલી ગઇ. હોડી કિનારા આગળથી ખાલી પાછી ગઇ, અને એકલા પડેલા યુવકના ચિત્તમાં એ દર્શન સ્વપ્નમય હતું કે વાસ્તવિક હતું તે વિશે જે વિમર્શન ચાલતું હતું તેને સહાયતા કરનાર સમુદ્રના ઘુઘવાટ સિવાય બીજું કોઇ રહ્યું નહિ.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

અમદાવાદ.

# ઊંચી કેળવણી લઈ સ્ત્રીઓ શું શું કરી શકે છે?

લેખક—મી૦ જહાંગીર માણેકજી પેન્તી, એલ. એમ. એન્ડ એસ.

કેળવણીથી દરેક પ્રજાની ચઢતી થાય છે, તેજ પ્રમાણે પારસીઓ અને આપણા દેશની સઘળી વર્ણોમાં છેલ્લાં પચાસ વર્ષોથી થતું આવ્યું છે. "સ્ત્રીબોધ" ચોપાનિયાંને પચાસ વર્ષ પૂરાં થયાં છે, અને તેની શરૂઆતની વેળાથીજ આપણા દેશમાં કેળવણી અને સુધારાની શરૂઆત થયલી ગણાય. હિંદુસ્થાનની માયાળુ સરકારે સાઠ વર્ષ ઉપર દેશીઓને ઇંગ્રેજી કેળવણી આપવાનો બંદોબસ્ત કર્યો, અને ત્યારપછી દશ પંદર વર્ષમાં કેળવણી લઇ બહાર પડેલા પ્હેલા થોડાક પારસી જવાનોએ મુંબઇમાં પારસી છોકરીઓ માટે કેળવણીની શરૂઆત કોમના મોટા ભાગની વિરૂદ્ધતા છતાં કીધી અને આગળ વધારી. તે જોતાં પારસીઓમાં પુરૂષની અને સ્ત્રીની કેળવણીની પ્હેલ લગભગ એકી વખતે થયલી કહેવાય. અલબત, આ શરૂઆતની કેળવણી સ્ત્રીઓ માટે ગુજરાતીનીજ હતી, અને તેમ કેટલાંક વર્ષ સૂધી રહી, અને ઇંગ્રેજી કેળવણી જે સ્ત્રીઓ માટે પણ આજે સાધારણ થઇ પડી છે, તેને થોડાંજ વર્ષ થયાં છે, તોપણ તેટલા અરસામાં આપણી કોમમાં ઘણા ફેરફાર થઇ ગયા છે. એ વાતમાં કંઇ નવાઇ જેવું નથી. દુનિયાના સઘળા ભાગોમાં તેમજ થયું છે.

આપણા દેશમાં ઇંગ્રેજી કેળવણી શરૂ થઇ તે અગાઉ યુરોપમાં જો કે પુરૂષો ઊંચી કેળવણી લેતા હતા, તોપણ સ્ત્રીઓને માટે લખવા વાંચવાની સાધારણ કેળવણી પૂરતી ગણાતી હતી. ત્યાં પણ સ્ત્રીઓએ ચઢતી કેળવણી લેવા માંડી તેને હજી ઘણાં વર્ષ થયાં નથી, અને પારસી સ્ત્રીઓમાં તો ચઢતી કેળવણી હજી શરૂઆતના તબક્કામાં છે.

સ્ત્રીઓને કેળવણી આપવી કે નહિ એ આજે સવાલ રહ્યોજ નથી પચાસ વર્ષપર "સ્ત્રીબોધ" શરૂ થયું ત્યાર પછી લગભગ ૩૦–૩૫ વર્ષ સુધી એ સવાલ વિશે પુષ્કલ તકરારો થઇ ચુકી, અને સ્ત્રીકેળવણીના વિરોધીઓના ટેકાથી જાહેર લખાણો અને ભાષણોથી તેને તોડી પાડનારા ધર્મચુસ્ત અને પહરેજગાર ધર્મના થંભો (!) ની હયાતી પણ હવે રહી નથી. તેઓ જો આજે જીવતા હોત, અને તેઓને ટેકો આપનારાઓમાંના જેઓ હયાત છે તેઓની સ્ત્રીઓ તેઓના વિચાર માફકજ આજે અભણ રહી ગઇ હોત, તો એ બિચારાઓને ખરેખર ભોંયમાં ભરાવા જેવું થાત.

પણ આજના જમાનાનો મહાભારત સવાલ તો સ્ત્રીઓને ઊંચી કેળવણી આપવા વિશેનો છે, અને એ સવાલમાં પણ ચુકવવાનું રહ્યું છે તે ચઢતી કેળવણી આપવી કે નહિ તે નથી, પણ તે કેવી રીતે અને કઇ બાબતોની આપવી તેટલુંજ છે.

સેંકડો વર્ષો સૂધી કેળવણી માત્ર મર્દોએજ લેવી એ ચાલથી જાણે લગભગ સાબેત થઇ ગયા જેવું હતું કે સ્ત્રીઓને કેળવણીની જરૂરજ નહોતી. એટલે પછી સ્ત્રીઓ કેળવણી લઇ શકે કે નહિ એ સવાલ ઉભો થયોજ નહોતો. થોડાક અપવાદો સિવાય તેઓને કેળવવામાં આવતીજ નહિ, અને તે અપવાદોમાં પણ લખવા વાંચવાની સાધારણ કેળવણીથી વધારે કંઇજ નહિ હતું.

પચાસ વર્ષની વાત લઇયે તો, આ "સ્ત્રીબોધ" સ્ત્રીઓને બોધ આપવા શરૂ કરવામાં આવ્યું, પણ તેના વાંચનારા ઘણાખરા પુરૂષો હતા! થોડાંજ ઘરોમાં સ્ત્રીઓ પોતે વાંચતી, અને ઘણીઓ તે વંચાવતી. આજે એ ઘણુંખરૂં સ્ત્રીઓથી લખાય છે, અને એની તંત્રી પણ સ્ત્રી છે. બીજાં અનેક ચોપાનિયાં અને પત્રોમાં સ્ત્રીઓ લખાણો કરે છે.

તો જ્યાં સુધી પુરૂષોએ સ્ત્રીઓને અભણ રહેવા દીધી ત્યાં સુધી તેઓને દેખાડી આપવાની તક મળી નહિ કે સ્ત્રીઓ પણ તેમની બરાબર કેળવણી લઇ શકે. હવે એ વાત સિદ્ધ થઇ ચુકી છે. ત્યારે જે સવાલ ઉભો થાય છે તે ઉપર કહ્યું તેમ પુરૂષોની બરાબરનીજ **"ઊંચી કેળવણી સ્ત્રીઓએ લેવી જોઇયે કે કેમ?"** તે છે.

યુરોપ અને અમેરિકામાં ચઢતી કેળવણી લેવાનો સવાલ સ્ત્રીઓએ પોતેજ ચુકવી દીધો છે. વર્ષો સુધી મર્દો સામે લડત ચલાવી, અરજીઓથી, લખાણોથી અને તકરારોથીજ નહિ પણ સઘળી વિરૂદ્ધતા છતાં, પુરૂષોની બરાબર કેળવણી લઇને તેઓનીજ માફક જૂદા જૂદા ધંધાઓમાં પડીને સ્ત્રીઓએ બતાવી આપ્યું છે કે મનબલ, વિચાર શકિત, અને કેળવણીના બાબમાં પુરૂષો સ્ત્રીઓ કરતાં ચઢતા હોવાના દાવાનો જમાનો વહી ગયો છે. શિક્ષકો, પ્રોફેસરો, ડૉક્ટરો, બૅરિસ્ટરો, ઇજનેરો, અધિપતિઓ, ખબરપત્રીઓ, કંપની અને ખાતાં ચલાવનારાઓ વિગેરે કામકાજ જે પુરૂષોએ એકહાથ કરી રાખ્યાં હતાં તે સઘળાં ખેત્રો અને ધંધાઓમાં દાખલ થઇને તેઓએ બતાવી આપ્યું છે કે પોતાની કેળવણીના જોરે પુરૂષોની માફકજ તેઓ સઘળાં કામો કરી શકે છે, અને ઘણાંક કામો તો પુરૂષો કરતાં વધારે નિયમિત રીતે કરી શકે છે.

ઇંગ્લંડ અને યુરોપના બીજા દેશોમાં સરકારે પણ પોતાની નોકરીમાં સ્ત્રીઓના હક સ્વીકાર્યા છે, જેથી પોસ્ટ અને તારનાં ખાતાંઓમાં સ્ત્રીઓ કારકુન, સિગ્નલર, અકાઉન્ટંટ વિગેરે સઘળા ન્હાના મોટા હોદ્દાઓપર સેંકડો અને હજારોની સંખ્યામાં કામે લાગી ગઇ છે, અને એ ખાતાંઓમાં મહિને પિસ્તાળીસથી પાંચસો રૂપિયાના પગાર મેળવે છે. વળી કસ્ટમ, બૉર્ડ ઑવ એગ્રિકલચર, ઇન્ડિયા ઑફિસ, ડીપાર્ટમેન્ટ ઑવ એગ્રિકલચર, ટેકનિકલ એડયુકેશન, બૉર્ડ ઑવ એડયુકેશન, લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ, એ સઘળાં ખાતાંઓમા સ્ત્રીઓ નોકરીએ છે. એ સિવાય લવાજમ વગર દેશના ભલાંમાં ભાગ લેનારી સ્ત્રીઓ સ્કૂલબૉર્ડો, બૉર્ડસ ઑવ ગારડિયન્સ, અને સખાવતી ખાતાંઓની ટ્રસ્ટીઓ અને સખાવતની વ્હેંચણી કરનારીઓ છે. કેટલીકોને સરકારે રૉયલ કમિશન્સ ઑવ ઇનકવાયરીસ પર નેમી માન આપ્યું છે. ન્યુ બૉર્ડ ઑવ એડયુકેશનમાં ત્રણ સ્ત્રીઓને, અને યુનિવર્સિટી ઑવ લન્ડનની સેનેટની સભાસદ તરીકે ત્રણ સ્ત્રીઓને નેમવામાં આવી છે. એ સઘળા ધંધાઓમાં અને હોદ્દાઓપર નેમાયલી સ્ત્રીઓ પોતાના કામમા કાલજી અને ઉમંગથી ભાગ લેતી જાય છે, અને આ રીતે સ્ત્રીજાતિ માટે ગુજરાન મેળવવાનાં, જ્ઞાન વધારવાનાં અને ઉપયોગી જિંદગી ગુજારીને દુનિયાને કામના થઇ પડવામા વધુ અને વધુ હીસ્સો મેળવવાનાં સાધન તેઓ થઇ પડી છે. શિક્ષણ આપવાના કામમા તો સિદ્ધ થતુ જાય છે કે પુરૂષો કરતાં સ્ત્રીઓ પોતાના નરમ સ્વભાવ અને કોમળતાથી વધારે લાયક છે. ઇંગ્લંડની બૉર્ડ ઑવ એડયુકેશનથી મંજુર થયલા શિક્ષકોમાં ૩૬૪૩૫ સર્ટિફિકેટેડ સ્ત્રી-શિક્ષક, અને ૨૩૪૩૯ મર્દ-શિક્ષકો, ત્યારે એસિસ્ટન્ટ શિક્ષકોમા ૨૨૬૭૧ સ્ત્રીઓ અને ૪૦૬૫ પુરૂષો છે, અને દર વર્ષે સ્ત્રીનું પ્રમાણ વધતું જાય છે.

ઇંગ્લંડ છોડી અમેરિકા તરફ નજર કરતાં ત્યાંની બ્યુરો ઑવ એડયુકેશનના રેજીસ્ટરમાં કિન્ડરગાર્ટનથી શરૂ કરતાં મોટી કૉલેજો અને યુનિવર્સિટી સૂધીના સઘળા દરજ્જાના શિક્ષકો અને પ્રોફેસરોમાં ૨૨૨૪૪૩ સ્ત્રીઓ અને ૧૩૧૭૫૦ પુરૂષો ૭ સાત વર્ષ ઉપરની ગણત્રીની વેળાએ હતા. અને ૧૮૭૦ ના વર્ષથી એ પ્રમાણ વધતુંજ ગયું છે. ૧૮૭૦ માં શિક્ષકોમાં સેંકડે ૫૮, ૧૮૮૯ માં ૬૬, અને ૧૮૯૮ માં ૬૮ સ્ત્રી હતી. કબૂલ કરવામાં આવે છે કે એકસરખી કેળવણી લીધેલાં સ્ત્રી પુરૂષોમાંથી સ્ત્રીઓ કેળવણી આપવાના કામમાં વધારે ધીરજ અને ખુદરતી લાયકાત ધરાવે છે તેઓ જે પોતે જાણે છે તે સમજાવવાની અને કુમળાં મનમાં ઉતારવાની વધુ ફ્નેહ ધરાવે છે.

સવાલ થશે કે એ સઘળું હવડાંજ કેમ માલમ પડયું ? કારણ કે તેઓને કેળવણી મેળવવા દેવા સામે અતિશય અણગમો હતો એ અણગમાની સામે થઇ કેટલીક હિંમતવાન જવાન અબલાઓએ ઊંચી કેળવણી મેળવી અને બીજાઓને રસ્તો કરી આપ્યો, અને પોતાની જાતિ માટે ખાસ મોટી સ્કૂલો અને કૉલેજો સ્થાપવાને કારણ આપ્યું. એ રીતે ૧૯૦૦ ના વર્ષ સૂધીમાં યુનિવર્સિટી ઑવ લન્ડન એકલીમાંથીજ ૫૧૮૫ સ્ત્રીઓ મેટ્રિકયુલેશન, ૧૩૮૩ ઇન્ટરમીડિયેટ એકઝામિનેશન ઇન આર્ટસ, ૮૬૧ બી એ., ૬૩ એમ. એ. માં પસાર થઇ હતી ફેકલ્ટી ઑવ સાયન્સમા ૨૬૬ જણીઓએ ઇનટરમીડિયેટની, ૧૪૫ એ બી. એસ–સી ની અને ૯ એ ડી એસ–સીની પરીક્ષાઓ પસાર કીધી હતી. વૈદામાં ૭૪ એમ બી. ની, ૨૧ એમ. ડી. ની, ૨૩ બૅચેલર ઑવ સર્જરીની પદ્દિ મેળવવામાં ફતેહ પામી હતી.

આ સઘળી વિગતો અને આંકડાઓ આપવાની મતલબ છે યુરોપ અને અમેરિકામાં સ્ત્રીઓ ઊંચી કેળવણી લઇ પુરૂષોએ પોતાનેજ માટે રાખેલા ધંધામાં પડવા લાગી, તે સઘળું છેલ્લાં પચાસ વર્ષના અરસામાં બનવા લાગ્યુ છે. એ પ્હેલાં સ્ત્રીઓને સાધારણ કામજોગી કેળવણી આપવામાં આવતી, અને તે પણ સઘળીઓને નહિ બનતું એમ કે ગરીબ વર્ગની સ્ત્રીઓ આયા, દાસીનું કામ કરીને, અથવા વેચાતું સીવીને, કપડાં ધોઇને કે કારખાનામાં તરેહવાર મજુરીએ લાગીને પોતાનું ગુજરાન કરતી. તેથી ચડતા વર્ગની સ્ત્રીઓમાંથી જેઓને પરણવાની તક નહિ મળતી તેઓને ઘણું ઘણુ તો ગવર્નેસ કે પ્રાથમિક કેળવણી આપનારી શિક્ષક કે નર્સ કે મોટે ઘેર કમ્પેનિયન અથવા કારભારણ તરીકે નોકરી કરવી પડતી.

વસ્તીની ગણત્રીથી જોતાં પૃથ્વીપર સઘળે ઠેકાણે મર્દ અને સ્ત્રીની સંખ્યા લગભગ ફરક વગરની હોય છે ઇગ્લંડનો દાખલો લઇયે તો ત્યાં પણ તેમજ હોવું જોઇયે પણ પુરૂષોનો એક ભાગ લશ્કરમા, દરિયાઇ કાફલામાં, વહાણોમાં નોકરી કરતો હોવાથી અને ધંધા અને નસીબની શોધમા પોતાના દેશમાંથી ચાલુ નિકળી જતો હોવાથી, સ્ત્રીઓના મોટા ભાગને પરણીને સંસારમા પડવાની તક મળતી નથી. તેમજ જે મર્દો દેશમાંજ રહે છે તેઓમાના એક મોટા ભાગને પરણેલી જિંદગી તરફ અભાવ વધતો ચાલવાથી સ્ત્રીઓને પોતાના ગુજરાન માટે પોતાપરજ આધાર રાખતી થવું પડયું, અને તેથી મર્દ માફક વિદ્યા અને ધંધાની ચડતી કેળવણી લઇ ધંધાઓમાં તેઓ પુરૂષની હરીફ થઇ પડી

• હિંદુસ્થાન ઉપર આવતાં અસલી જમાનાઓથી હિંદુઓના શાસ્ત્રમાં લખાયલું છે કે “ દિવસે અને રાત્રે નારીઓને રક્ષણ કરનારાઓના તાબામાં રાખવી જોઇયે, ” માટે તેઓને બાજુ રહેવા દઇ

પારસીઓની વાત કરિયે. સાઠ પાંસઠ વર્ષની મર્દોની કેળવણી અને પચાસ વર્ષની સ્ત્રી કેળવણીએ આપણામાં ઘણાક ફેરફારો કીધા છે. આપણે ઘણીક વાતોમાં સુધર્યાં છિયે, પણ હજી ઘણીકમાં આપણે સુધારા કરવાના છે. પશ્ચિમની ચઢતી કેળવણી આપણી સ્ત્રીઓમાં હજી તો શરૂ થઇ છે, અને તે આપણી સ્ત્રીઓને આપવી કે માત્ર સાધારણ કેળવણીપરજ તેઓએ શુક્રાના કરવા એ વિશે મતો વ્હેંચાઇ ગયલાં છે. આપણામાં છેલ્લાં વર્ષોમાં જે ફેરફારો થયા છે, તે ઇંગ્રેજી જિંદગીની સારી અને નરસી રસમો આંખ મીંચીને પકડવાથી થયા છે—પછી તે આપણી કેળવણી, હાલત, આવક, ગુંજાસ વિગેરેને માફક આવે કે નહિ. આપણા દેશમાં રહેતા ઇંગ્રેજોનો એક ભાગ પરદેશમાં આવીને જે રીતે અંકુશ વગરની એકલવાયી જિંદગી ગુજારે છે, તેની નકલ કરવાથી આપણા જુવાન પુરૂષોમાં પરણેલી જિંદગી તરફ અભાવ થતો ચાલ્યો છે, અને તેઓમાં કુંવારાપણું વધતું ચાલ્યું છે. એ પશ્ચિમની બદીની નકલ માત્ર છે, અને તે આપણી હાલત અને સંજોગને માફક ના આવે અને ચલાવી ના લેવાય એવી નકલ છે. યુરોપમાં પુરૂષોનો મોટો ભાગ ઉપર કહ્યું તેમ લશ્કર, કાફલા, વહાણોમાં નોકરી કરતો હોવાથી અને ધંધાની શોધમાં દૂરના પરદેશોમાં નિકળી જતો હોવાથી, અને તે પણ મુખ્ય કરીને પરણવા લાયક ઉંમરના પુરૂષોનો હોવાથી, તેઓમાં કુંવારાપણાનું કારણ મળી આવે છે. પણ એવો કશો સબબ પારસીઓમાં નહિ હોવા છતાં મોટી ઉંમરના, સંસારમાં પડવા લાયક પુરૂષો કુંવારી જિંદગી ગુજારે છે. તેથી યુરોપની સ્ત્રીઓને જે કારણે પરણવાના સંજોગ ઓછા થાય છે તે કારણ પારસી સ્ત્રીઓમાં ના હોવા છતાં મોટી ઉમ્મરની પારસી સ્ત્રીઓની મોટી સંખ્યા પરણ્યા વગર રહી ગઇ છે, અને વખત જતાં તેમાં વધારો થવાનો સંભવ રહે છે.

હજારો વર્ષના રિવાજ પ્રમાણે પુરૂષોપર આધાર રાખતી સ્ત્રીઓને ત્યારે પોતાનાં ગુજરાન માટે પોતાની ઉપરજ આધાર રાખવાનો વખત આવી લાગેલો જણાય છે, તો યુરોપની સ્ત્રીઓ માફક ઊંચી કેળવણી લેવાનું આપણી સ્ત્રીઓને ફર્જિયાત થઇ પડવું જોઇયે, અને સ્ત્રીઓને ચઢતી કેળવણી લેવા માટે તે એક ઘણો જરૂરનો સબબ થઇ પડવો જોઇયે.

પરણવા લાયક પુરૂષોનો મોટો ભાગ પોતાની કેળવણી, આવક અને શક્તિ છતાં એકલપેટી, અકુદરતી, અંકુશ વગરની જિંદગી કાઢે, તો જુવાન સ્ત્રીઓને પોતાના ગુજારા માટે અને નીતિરીતિથી રહેવા માટે ઊંચી કેળવણી જરૂરનીજ માત્ર છે. યુરોપની કેળવાયલી સ્ત્રીઓએ મર્દો સાથે હરીફાઇ કરીને ઘણાક ધંધામાંથી તેઓને બહાર હડસેલી મૂકયા છે, તેજ પ્રમાણે આપણા દેશમાં આપણી સ્ત્રીઓએ કરવાનો વખત આવી પુગેલો લાગે છે યુરોપમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે છે તે કારણ આપણામાં નહિ હોવા છતાં, પુરૂષોની આજના વખતની કઢેડી અસંસારી જિંદગી ગુજારવાની રીત આપણી સ્ત્રીઓ માટે એજ એક રસ્તો દેખાડે છે. જો તેમ નહિ થાય તો તેઓને માબાપનો આશરો ખોયા પછી હલકી મજુરી અને દળદરી ધંધો કરી હાલહવાલ થવુ પડે ત્યારે જે સ્ત્રીઓ ચઢતી કેળવણી લઇ ધંધાઓમાંથી પુરૂષોને હડસેલી કાઢે તો તેમાં પુરૂષોનો પોતાનોજ દોષ ગણવો પડશે. ઇંગલંડમાં જે ધંધાઓમા સ્ત્રીઓએ પુરૂષોને હરીફાઇથી બાજુ બેસાડયા છે તેને માટે કહેવાય છે કે તે કામો સ્ત્રીઓ વધુ સફાઇથી, ઠાવકાપણે, ઇમાનદારીથી અને સાલેસાઇથી ચલાવે છે.

ત્યારે, આપણા દેશને અને હાલતને નહિ માફક આવે એવી જિંદગી ગુજારવાની પુરૂષો-એ અખત્યાર કીધેલી અકુદરતી રીત સ્ત્રીઓને માટે ઊંચી કેળવણીની અગત્ય સાબીત કરે છે. પણ તે લેવાનાં સાધનો આમાં નથી. છોકરાઓ માટે સરકારે હાઇ સ્કૂલો સ્થાપી છે, પણ છોકરીઓ માટે તેવું કંઇ નથી. ઇંગ્લંડમાં સ્ત્રીઓને ચઢતી કેળવણી લેવા માટે અનેક મોટી નિશાળો અને કોલેજો ૨૫-૩૦ વર્ષ થયાં ઉભી થઇ છે, અને મધ્યમ ખર્ચે સ્ત્રીઓ જુદી જુદી ધંધાની કેળવણી મેળવે છે, અને એ રીતે એકલે આધારે પડે ત્યારે આબરૂભરેલી જિંદગી ગુજારવાને તૈયાર થાય છે.

પણ સ્ત્રીઓને ઊંચી કેળવણી આપવાનો એક બીજો સબબ ઓછો અગત્યનો નથી. આપણી સ્ત્રીઓને અજ્ઞાનપણામાંથી બહાર કાઢવાની પુરૂષોએ શરૂઆત કીધી ખરી, પણ ત્યારથી આપણી ચોક્કસ રીતભાતો, પહેરવેશ અને છૂટાપણામાં કેટલાક ફેરફારો સિવાય આપણા સંસારમાં વધુ સંગીન સુધારા ઝાઝા થયા નથી: અને જ્યાં સુધી સ્ત્રીઓ સંગીન કેળવણી લઇ ઘણી સમજુ અને ડાહી થઇ સંસારમાં ખરેખરા સુધારા કરવામાં પુરૂષોને મદદ કરીને રસ્તો બતાવે નહિ ત્યાં સુધી ખરા સુધારા થશે નહિ. યુરોપ અને અમેરિકામાં વધી પડેલું છાકટપણું અને બીજી બદીઓ અટકાવવામાં સ્ત્રીઓએ પોતે હિંમતથી આગેવાની લીધી ત્યારથીજ તે બદીઓ કંઇક અંકુશમાં આવી શકી છે. તેઓએ પીઠાંઓ અને દારૂનાં વેચાણોપર અને ઘણીક બદીના ધામોપર જાપતા નખાવ્યા, અને એ રીતે ઘણે નહિ તો થોડે દરજ્જે પોતાના પુરૂષોને સુધારવાની કોશેશમાં તેઓએ ફતેહ મેળવી.

આપણા જુવાન પુરૂષોમાં વધી પડેલા દારૂ, જુગાર, કસબ અને મોજશોખના ચડસ ઐયાસીપણું, હદબહારની છૂટ, ઉડાઉપણું, ઉમંગની ખામી, એ દુર્ગુણોમાંથી તેઓને ઉગારવાને તેઓના બાપ અશકત હોય એવું લાગે છે, તો જો તેઓની માતાઓએ સંગીન કેળવણી લીધી હોત તો તેઓ પોતાનાં બાલકોને એ સઘળા અવગુણોમાંથી બચાવી શકત એવો સાર કાઢયા વિના રહેવાતું નથી.

આપણા મર્દોએ ચઢતી કેળવણી લીધા છતાં તેઓ એકલે હાથે સંસારમાં ઝાઝા સંગીન સુધારા કરી શકયા નથી; તો જો સ્ત્રીઓ ઊંચી કેળવણી લિયે તો બંનેની ભેગી કોશેશ આપણો સંસાર આપણી હાલતને કેમ બંધબેસ્તો કરવો તે યોજવામાં ફતેહ મેળવે. જ્યાં-સુધી સ્ત્રીઓના આચાર વિચારમાં પુખ્ત કેળવણીથી સંગીન સુધારા થાય નહિ અને તેઓ પોતેજ સંસારમાં સુધારાઓ અમલમાં લાવે નહિ, ત્યાં સુધી પુરૂષોની કોશેશ માત્ર ઉપર ટપકાનીજ થઇ રહેશે.

પણ જો સ્ત્રીઓ ઊંચી કેળવણી લઇ મર્દોના ધંધામાં પડતી જાય તો મર્દો શું કરશે, એ પણ એક સવાલ ઉઠશે. જેમ બનતું આવ્યું છે તેમ જ્યારે પુરૂષો અને સ્ત્રીઓમાં કેળવણી એકસરખી રીતે સાધારણ થઇ જશે, ત્યારે જે ઊંચા ધંધાઓ અને કામો આજે પુરૂષો શરીરની રગડ વગર કરે છે તેમાંથી ખગી જઇ તે સ્ત્રીઓને સોંપવા પડશે, અને મહેનત ભરેલાં સખ્ત કામો પુરૂષોને ભાગે આવશે બંને જાતિનાં શરીરની કુદરતી રચના પ્રમાણે આ રીતે દુનિયા ચાલશે, ત્યારે માનવીનો સંસાર કુદરતી નિયમોને અનુસાર થશે.

જહાંગીર માણેકજી પેન્તી.

હૈદરાબાદ.

# ભક્તિ અને સેવા.

લેખક—મીં૦ શિવપ્રસાદ દલપતરામ પંડિત.

---

કલકત્તાની કયામાક સ્ત્રીટમાં એક સેવા આશ્રમ છે. કેટલીક યુરોપિયન બાનુઓએ આ આશ્રમની સ્થાપના કરી છે એવાં આશ્રમો હિંદુસ્થાનનાં બીજાં પણ ઘણાં શ્હેરોમાં છે. જે સ્ત્રી પુરૂષો હમેશાં બીમાર રહેતાં હોય છે, જેમનું આ દુનિયામાં કોઇ હોતું નથી, એવા લોકો આશ્રમમાં વાસ કરે છે. યુરોપિયન રમણીઓ તેમને રસ્તામાંથી ઉઠાવી લઇ આશ્રમમાં લાવીને રાખે છે.

જે લોકો થોડા દિવસ પ્હેલાં ફાટયાતૂટયાં, મેલાં, કપડાં પહેરીને ઘાસના બીછાનામાં સુતાં હતાં, તેઓ હવે એક તવગર આદમીના મહેલ જેવા રમણીય મકાનમાં વાસ કરે છે અને દૂધ જેવી સફેદ ચાદરો ઉપર શયન કરે છે. સ્નેહ અને કરૂણા યુરોપિયન સુંદરીઓનું સ્વરૂપ લઇને પ્રસન્ન મુખે તેમની સેવા, સુશ્રુષા, તથા માવજત કરે છે.

આ આશ્રમ જોતાં પ્હેલાં આ પુણ્ય સ્તોત્રનુ મૂળ જોવું જોઇયે. એવું કયું આકર્ષણ છે કે જે આ સ્નેહ સરિતાનો પ્રવાહ આટલે દૂર ખેંચી લાવે છે? આ સુંદરીઓને જોતાંજ જણાઇ આવે છે કે તેમનામાંની ઘણીઓએ યુરોપના ઉંચા કૂળમાં જન્મ ગ્રહણ કર્યો હશે, તો વિચારવાની વાત છે કે, આવા મોટા ખાનદાનની સ્ત્રીઓ કયા આકર્ષણથી ખેંચાઇ આટલે દૂર હિંદુસ્થાન આવી, તેના દરિદ્ર, કંગાળ નરનારીઓની સેવા કરે છે?

એ પ્રશ્નનો ઉત્તર શોધવાને માટે કેટલાક વિચારની જરૂર પડે છે. સેવિકાઓ અને રોગી જોયા પછી જ્યારે આપણને ઉપાસના—ગૃહમા લઇ જવામા આવે છે, જ્યારે આપણો તેમનાં અશ્રુથી ભીંજાયલાં નયન ભક્તિના દિવ્ય રશ્મિથી ઉજ્વળ થયેલા જોઇયે છિયે, ત્યારે ખબર પડે છે કે તેઓ ફક્ત સેવિકાજ નથી પણ ભક્તિમતી નારીઓ છે. વળી સાંભળિયે છિયે કે તેમને અર્થ સંબંધી કોઇ લાલચ હોતી નથી,—ઇશ્વર પ્રીતિનીજ તેમને અભિલાષા હોય છે. ઇશ્વરના આદેશને અનુસરીનેજ તેઓ આ વ્રત ધારણ કરે છે અને ઇશ્વરના ચરણમાં આત્મ સમર્પણ કરીનેજ આ કાર્ય ચલાવે છે. તેમનો વિશ્વાસ છે કે આ પરોપકારી કાર્યને માટે જે ધનની જરૂર હશે તે ઇશ્વર પોતેજ સગ્રહ કરી આપશે, માટે એ વિષયમા તેમને ફિકર કરવાની, કે મુંઝાવાની જરૂર નથી. પ્રાર્થના એજ તેમનો મૂળ મંત્ર છે પ્રાર્થનામાં તેમનો એટલો બધો વિશ્વાસ હોય છે કે, જો સરળ અને નીખાલસ દિલથી ઢોંગ વગર પ્રાર્થના કરિયે તો તે મારફત સકળ અભાવ દૂર થઇ જાય છે એમ તેમનુ માનવું છે. વાસ્તવિક રીતે તેમની શ્રદ્ધા વાજબી છે.

હવે આપણે સમજી શકિયે છિયે કે ઇશ્વરના આહ્‌વાહનથીજ તેઓ ઘર બહાર નિકળી છે. ઇશ્વરના પતિત્વને વરીને તેઓએ જિંદગી ભર કુમારી રહેવાનુ વ્રત ધારણ કર્યુ છે, અને ઇશ્વર પ્રેમના આકર્ષણથીજ તેઓ આ દૂર હિંદુસ્થાન દેશમાં આવીને દુઃખીઓની સેવા કરે છે.

સંસારમાં સ્વર્ગનું આદર્શ જેમણે જોયું છે તે બધા એકી અવાજે કહી ઉઠે છે કે ભક્તિ અને સેવા સ્ત્રીઓમાં કેવાં સુંદર લાગે છે તે આ યુરોપિયન રમણીઓને જોવાથી જણાઇ આવે છે.

ખરૂં કહિયે તો ભકતિ અને સેવા એ નારી માત્રનાં સૌન્દર્ય છે. વર્ષાકાળમાં જેવી રીતે પુષ્પ અને પત્ર વડે લીલી વેલડી સુશોભિત થઇ ઉઠે છે તેવીજ રીતે સ્ત્રીનું સુકુમાર હૃદય ભક્તિ અને સેવાથી સુંદર થઇ જાય છે. હિન્દુસ્થાનની નારીઓનું હૃદય જે આટલું સુંદર હોય છે તેનું કારણજ ભકિત અને સેવા છે બાલ્યકાળમાં તેઓ માતપિતાની ભક્તિ કરે છે, પોતાનાથી ન્હાના ભાઇ-બ્હેનોની સેવા, ખાદમત કરે છે, મોટાં થતાં સ્વામી અને સસરા સાસુની ભક્તિ કરે છે, તથા તેમની સેવા કરવી આરંભે છે. ટુંકામા, ભક્તિ અને સેવામાંજ તેઓ પોતાનું જીવન ગાળે છે.

પરંતુ અફસોસ એ છે કે ભારતવાસી સ્ત્રીઓની આ ભક્તિ તથા સેવા એક ન્હાના સરખા કુટુંબની સાંકડી હદમાં બંધ થઇ ગયેલી છે. ઉપર બતાવેલી યુરોપિયન સેવા-પરાયણ સ્ત્રીઓની ભક્તિ અને સેવાની માફક આની ઊંચા પ્રકારની ભક્તિ અને સેવામાં ગણના કરી શકાશે નહિ. બગીચાના મોટા સુંદર ગુલાબ સાથે એક ન્હાના જંગલી ફૂલની તુલના થઇ શકે નહિ તેમ આ બે જાતની ભક્તિ અને સેવાની પણ તુલના થઇ શકે એમ નથી. તેઓ માતપિતા, સ્વામી અને સાસુ સસરાને માટે જીવ તોડીને કામ કરે છે,-કર્તવ્યને ખાતર કહો કે શાસનના ભયથી કહો,-ગમે તેમ, પણ એ બધાંની ભક્તિ કરવામાં તત્પર થાય છે અને રાત દિવસ તેમની સેવા ચાકરી કરે છે એ વાત નિસંદેહ છે. પણ ઇશ્વરનું આહવાહન, ઇશ્વરના ચરણમાં પોતાનું જીવન તથા યૌવન સમર્પણ કરવું અને તેનાજ પ્રેમથી આકર્ષણ પામી દીન દુઃખીઓની સેવા કરવી એ ઓરજ સૌભાગ્યની વાત છે. એથી તો દુર્લભ નારીજન્મ સાર્થક થાય છે.

આવા ઊંચાં પ્રકારની ભક્તિ અને સેવાનાં અધિકારી થવાને સારી કેળવણીની જરૂર છે. ઇશ્વરકૃપાથી આ દેશમાં ધીમે ધીમે સ્ત્રીકેળવણી તરફ લોકોનું ધ્યાન ખેંચાયું છે. અનેક રમણીઓ સ્કૂલો તથા કૉલેજોમાં શિક્ષણ મેળવે છે. જે સ્ત્રીઓ નિશાલ તથા કૉલેજમાં જઇ નથી શકતી, તેમના ઘરમાં 'સ્ત્રીબોધ' અને 'સુંદરી સુબોધ' જેવાં પત્રો જ્ઞાન અને સદુપદેશનો પ્રકાશ નાંખે છે. ઘેર બેઠાં તેઓ અનેક પત્રો અને પુસ્તકો વાંચી શિક્ષણનો લાભ ઉઠાવે છે; તો આવે સમયે હિંદુસ્થાનની રમણીઓને ઊંચા પ્રકારની ભકિત અને સેવાની અધિકારી ગણિયે તો કંઇ ખોટું નથી.

આ સ્થળે સેવા શબ્દને તેના વ્યાપક અર્થમાં વાપરવા ધાર્યું છે. તે અર્થના એક માત્ર દૃષ્ટાન્ત રૂપે કહીશું કે સેવા એટલે ફક્ત રોગીઓનીજ સેવા કરવી તે નહિ. રોગીઓની માવજત, દરિદ્રિઓનું દુઃખ મોચન, સ્વદેશ અને જનસમાજ કલ્યાણને માટે તરેહતરેહના કામ તેને સેવા કહી શકાય. ભકિત શબ્દ અત્રે કેવળ ઇશ્વર ભક્તિને માટે વાપરયો છે.

આ જાતીય ઉત્થાનના દિવસો છે. હિંદુસ્થાનને જાગૃત કરવા ચારે તરફથી પોકાર ઉઠી રહ્યો છે. એવા સમયમાં આપણી કેળવાયલી બ્હેનો પાસેથી ઉપર જણાવેલી ઊંચા પ્રકારની ભક્તિ તથા સેવાની આશા રાખવી એ કંઇ અસંગત નથી.

ઘણાઓ કહે છે કે આવા પ્રકારની ભક્તિ તથા સેવા આ દેશની સ્ત્રીઓને માટે સ્વાભાવિક નથી, તેમનો એ આદર્શજ નથી. એ લોક પ્રમાણ રૂપે આ દેશના ઊંચા પ્રકારના સાહિત્યનો ઉલ્લેખ કરે છે. સાહિત્યની અંદર જાતિનો આદર્શ જણાઇ આવે છે. તો જોવાનું છે કે આ દેશના સાહિત્યમાં સ્ત્રીઓને માટે કયો આદર્શ બતાવવામાં આવ્યો છે. ઉપનિષદમાં બ્રહ્મવાદિની ગાર્ગી અને મૈત્રેયીના બ્રહ્મજ્ઞાનની કથા મળી આવે છે. પરંતુ ઉપર જણાવેલું પરમોત્કૃષ્ટ કાર્ય, દુ:ખીઓની વચમાં નારીજીવન સમર્પણ કરવાનું કોઇ આદર્શ મળી આવે છે?

બધા જાણે છે કે રામાયણ અને મહાભારતમાં સીતા અને સાવિત્રી આદિ પુણ્યશાલી સ્ત્રીઓનાં ચિત્ર ઉજ્વલ વર્ણમાં ચિતરાયલાં છે. એ બધાં અતુલનિય ચિત્રોની અનુપમ શોભા જોઇને હિંદુ લલના મુગ્ધ થાય છે અને ભક્તિ વિસ્મિત ચિત્તથી તેમના ચરિત્રનું અનુકરણ કરે છે. પરન્તુ આ બધાં ચિત્રો પતિભક્તિના ઉજ્વલ કનક વર્ણથી રંગાયલાં છે. પતિભક્તિથીજ આ બધી સાધ્વી સતીઓએ ઊંચું પદ અને અધિકાર પ્રાપ્ત કર્યો છે. પતિને માટે આત્મ ત્યાગ, અને સ્વાર્થ ત્યાગનાં દૃષ્ટાન્ત બતાવ્યાથી તેઓ માનવી હોવા છતાં પણ જગત્-પૂજ્ય દેવીઓ તરીકે ગણાઇ છે, અને યુગ યુગાન્તરથી અસંખ્ય નરનારીની ભક્ત પુષ્પાંજલી ગ્રહણ કરે છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે આ દેશની સ્ત્રીઓનો ભક્તિનો આદર્શ સ્વામિભક્તિ, અને સેવાનો આદર્શ સાસુસસરા અને અતિથિ અભ્યાગતનો સત્કાર છે. આ દેશની સ્ત્રીઓની હાલત પ્રમાણે તેમને માટે પતિ એજ પરમેશ્વર, તો પછી સ્વામી સિવાય રમણી બીજા કોની આરાધના કરે ? સ્ત્રીઓની સેવાની હદ પણ સ્વામીના ઘરની અંદરજ છે. ઘરની બહાર જવુંજ તેમને માટે કેટલેક ઠેકાણે તો નિષિદ્ધ છે.

જે લોકોનું આવું કહેવું છે તેઓ વળી પોતાની વાતની પુષ્ટિરૂપે આધુનિક સાહિત્યને પણ રજુ કરે છે. થોડાક માનવતા અપવાદો બાદ કરિયે તો હાલની નવલકથાઓ, કાવ્યો અને નાટકોમાં, જ્યાં જુઓ ત્યા સ્ત્રીઓની પતિભક્તિનુજ વૃતાન્ત વાચવામા આવે છે. પરણવું એ સ્વામીનું શુભ ચિતન કરવા માટેજ, તેમાજ નારીનુ નારીત્વ છે,—એ પ્રકારનાં ચિત્રો આધુનિક સાહિત્યમાં પણ લેખાયલા હોય છે પરન્તુ ઉપર બતાવેલી ભક્તિ અને સેવા પરાયણા નારીઓનાં ચિત્રો આ દેશના વર્તમાન સાહિત્યમા કયા છે? એટલા માટે કહેવુ પડશે કે યુરોપિયન સેવાપરાયણ સ્ત્રીઓની ભક્તિ અને સેવાના જેવી ભક્તિ અને સેવા આ દેશની સ્ત્રીઓનો આદર્શ નથી, અને એ તેમને માટે સભવિત પણ નથી.

આ બધી દલીલોમાં સત્ય નથી એમ તો નહિજ કહેવાય પણ તેની વિરૂદ્ધમાં પણ ઘણું કહી શકાય એમ છે. બૌદ્ધ સાહિત્ય તેમજ વૈષ્ણવ સાહિત્યમાં સ્ત્રીઓની ઊંચા પ્રકારની ભક્તિ તથા સેવાનું વર્ણન જોવામા આવે છે. મહારાજાધિરાજ અશોકના જીવન ચરિત્રમાં જોવામાં આવે છે કે તેમનો પુત્ર મહેન્દ્ર ભિક્ષુક વ્રત ધારણ કરીને સિંહલદ્વીપમાં ગયો. મહેન્દ્રના ધર્મોપદેશથી સતોષ પામીને સિંહલદેશના રાજા તિલા અને રાણી અનૂલાએ બૌદ્ધ

ધર્મ ગ્રહણ કર્યો. રાણી અનૂલા અને તેની સખીઓને બૌદ્ધ ધર્મનું શિક્ષણ આપવાને માટે ઉપદેશિકાની જરૂર પડી. એટલામાટે અશોકની પરમ ગુણવંતી અને બ્રહ્મચર્ય વ્રત ધારનારી કન્યા સઙ્ઘમિત્રા પાંચ સ્ત્રીઓને સાથે લઇ સિંહલદેશ ગઇ અને ધર્મપ્રચારનું વ્રત ધારણ કર્યું.

આ તો બૌદ્ધ સાહિત્યનો દાખલો. વૈષ્ણવ સાહિત્યમાં 'ભક્તમાળ' ગ્રન્થ ઘણો સુપ્રસિદ્ધ છે. તેમાં ભક્તિમતી સ્ત્રીઓનાં જે ચરિત્ર વર્ણન કરવામાં આવ્યાં છે તે જોઇ આશ્ચર્ય પામિયે છિયે. એક નવલકથાનો નાયક પોતાની નાયિકા ઉપર જેવી રીતે માયાજાળ પાથરી તેના મનને વ્યાકુળ કરે છે તેવીજ રીતે જગતના સ્વામી પરમેશ્વર પોતે આ નારીઓના હૃદયમાં પ્રેમની જાળ ફેલાવી મૂકે છે. એ રમણીઓ પોતાના રૂપનું ગર્વ, ભોગનો અભિલાષ, અને પતિ પૂત્રની માયાનો ત્યાગ કરી જગતપતિના ચરણમાં જીવન, યૌવન સમર્પણ કરે છે.

આ ન્હાનકડા લેખમાં વિસ્તારથી દાખલાઓ આપવા બની શકે એમ નથી. જયપૂરના રાજા માધવસિંહની રાણીની કથા પણ આવા ઊંચા પ્રકારની ભક્તિ અને સેવાનો દાખલો બતાવે છે. એ એક ઘણી સુંદર તથા પતિની માનિતી રાણી હતી. પોતાની એક દાસી મારફત એ કૃષ્ણ–ભક્તિથી એટલીબધી આકર્ષિત થઇ ગઇ કે તેણે પોતાના રત્ન અલંકારનો ત્યાગ કરી સાદાં વસ્ત્રો ધારણ કર્યા, ભોગ અને રાજસાહેબી તુચ્છ સમજી વૈષ્ણવોની રાત દિવસ સેવા કરવા લાગી ગઇ. રાજમન્ત્રી અને ખાસ રાજાએ તેને ઘણું એ સમજાવી, ઘણીએ રીતે તેને કસોટીએ ચઢાવી, પણ પોતાના ઠરાવ ઉપર દૃઢ રહી તેણે વૈષ્ણવોની સેવા અને કૃષ્ણની ભક્તિ ચાલુજ રાખી. 'રાણી' મૂકી 'દાસી' કહેવરાવુ પસંદ કર્યું. રાણીની શુદ્ધ ઇશ્વર ભક્તિ તથા નિસ્વાર્થ જનસેવાથી રાજા પણ એટલો અચમ્બો પામી ગયો, કે તે પણ પતિપત્ની ભાવ ભૂલી ગયો અને રાણીના પગ આગળ બેસીને તેની પાસે હરિભક્તિનું શિક્ષણ લેવા લાગ્યો.

પ્રાચીન સાહિત્યમાં સ્ત્રીઓની ભક્તિ સંબંધમાં આથી વધારે કેવાં ઉત્કૃષ્ટ ચિત્રની આશા રાખવી જોઇયે ? એક તેજસ્વી મહારાજા પોતાનીજ ધણીઆણીની અનુપમ ઇશ્વર ભક્તિથી મુગ્ધ થઇ તેના ચરણમાં મસ્તક મૂકે છે! કેવો અપૂર્વ દેખાવ!!

આ ઉપરાંત મીરાંબાઇનું દૃષ્ટાન્ત તો ઘેરે ઘેર જાણીતું છે. તેનો ફરીથી ઉલ્લેખ કરવાથી શો લાભ ?

પરન્તુ હું કહીશ કે કદાપિ બૌદ્ધ સાહિત્ય અથવા વૈષ્ણવ સાહિત્યમાં પણ નારી જીવનનો આવો ઉચ્ચતમ આદર્શ અંકાયલો નહિ હોય તો તેથી શું થયું ? વર્તમાન સમયમાં સ્ત્રીકેળવણીના પ્રચારની સાથે તેમના આદર્શમાં પણ ઘણો ફેરફાર થયો છે. પુરૂષો કેળવણી મેળવીને સમજવા લાગ્યા છે કે ખાવુ, પીવુ, સૂવું, લગ્ન કરવુ અને બાળબચ્ચાંનું પાલન કરવું એ તો દરેક આદમીનુ કર્તવ્ય છે, તેમાંથી હટવું એ ગુન્હા છે, તેને ઉત્તમ રીતે પૂર્ણ કરવું આવશ્યક છે, પણ એથી કંઇ આદમીનું ઊંચામાં ઊંચુ જીવન બનતું નથી. ઉન્નત જ્ઞાન, નિર્મળ ભક્તિ અને પરસેવા એજ મનુષ્યનું મહત્વ છે. આ ભાવનાએ સ્વદેશ સેવાનુંજ વ્રત ધારણ કરનારા નવી જાતના સન્યાસીઓ ઉતપન્ન કર્યા છે!

પુરૂષોની માફક ભારત રમણીઓ પણ સમજવા લાગી છે કે પ્રેમ, પતિસેવા, સંતાન પાલન અને ઘરકામ એતો દરેક સ્ત્રીની ફર્જ છે, એમાંથી હટવુ એ અપરાધ છે, પણ ફકત

એટલીજ ફર્જ અદા કરી બેસી રહેવુ એ નારી જીવનનો પરમોદ્દેશ નથી. તેઓ હવે સમજવા લાગી છે કે નારી જીવનને માટે આથી વધારે ઊંચા પ્રકારનું, આથી વધારે મહત્વવાળું કર્તવ્ય છે. જે સ્ત્રી ઉન્નત જ્ઞાન, નિર્મળ ભક્તિ અને જન-સેવાની અધિકારી બને છે, જે સ્ત્રી પોતાના હૃદયને જ્ઞાનથી ઉજ્વળ, ભક્તિથી સુંદર અને સેવાથી પવિત્ર કરી શકે છે, તેનોજ સ્ત્રીજન્મ સફળ થાય છે. એટલા માટે શરીરની શક્તિ, અંતરની ભક્તિ અને હાથ પગથી સેવા એ બધું પોતાના એક ન્હાના ઘરમાં, સ્વામી અને સંતાનોને માટેજ કામમાં લાવવાથી સુખ તો મળે છે, પરન્તુ મહત્વ મળતું નથી, ગૃહધર્મની રક્ષા થાય છે, પણ નિષ્કામ આધ્યાત્મિક ધર્મની રક્ષા થતી નથી.

આ કેવળ કલ્પના નથી. જે લોકો કેળવાયલી સ્ત્રીઓના મનોવિકારની, તેમની હિલચાલોની ખબર રાખે છે, તેઓ જાણે છે કે વર્તમાન સમયની કેળવાયલી સ્ત્રીઓ ફક્ત ઘરકામમાજ ગોંધાઇ રહેવુ પસંદ કરતી નથી પુરૂષોની સાથે મળીને તેઓ ઘરની બહાર વિશ્વના વિશાળ કર્મ-ક્ષેત્રમા દેશસેવા તેમજ જનસેવાને માટે કંઇક કરી બતાવી સ્ત્રી જન્મને સાર્થક કરવા ચાહે છે 'સ્વદેશી' હિલચાલ માટે તેમણે 'મહિલા સમિતિ' સ્થાપી છે. દુકાળના વખતમાં કેટલીક સ્ત્રીઓએ ફંડ એકઠાં કર્યા છે. કલબો તથા સભાઓ સ્થાપી તેઓ પોતાની અજ્ઞાન બ્હેનોને જ્ઞાન આપવા પ્રયત્ન કરે છે. પુનાના વિધવા-આશ્રમ માટે મિસિસ કાશીબાઇ દેવધર જેવી સન્નારીઓ ગામેગામ ફરીને પૈસા ઉઘરાવે છે આ બધું શુ બતાવે છે? દેશસેવા કરવાના નવીન ભાવનો ઉદય નહિ તો બીજું શુ? ઘણા વર્ષથી સંસારની સાંકડી હદમાં બંધાઇ રહેલા હોવાથી તેમના પગ દેશસેવાના વિશાળ ક્ષેત્રમા જતાં જરાક અચકાય છે ડર અને લોકલાજની સાંકળોથી તેઓ બંધાયલી છે એ સાંકળ તોડીને, જગતપિતાના પગ આગળ જનસેવા માટે આત્માનુ વિસર્જન કરે તો તેમની ઊંચી કેળવણીનુ સાર્થક થાય અને આપણો પછાત પડેલો દેશ કૃતાર્થ થાય!

કેવળ સ્ત્રીઓજ નહિ પરંતુ દેશહિતકારી પુરૂષો પણ આ વાતનુ સત્ય સમજવા લાગ્યા છે લેખ, ઉપદેશ અથવા કાર્યદ્વારા તેઓ સ્ત્રીઓને જાહેર હિલચાલોમાં સામેલ કરવા લાગ્યા છે. તેમની મારફતે દેશસેવા સાધવાના પ્રયોગ આદરવા લાગ્યા છે મી૦ મલબારી મુંબઇ *નગરીમાં 'સેવા સદન'ની મહાન્ યોજના માટે પ્રયાસ કરી રહ્યા છે, અને કેળવાયલા ગૃહસ્થોનો* તેમને ટેકો મળ્યો છે એ બધુ શુ બતાવી આપે છે, અને ઉપર કહેલો 'સેવા'નો ઊંચામાં ઊંચો આદર્શ નહિ તો બીજુ શુ? તેઓની ખાત્રી થતી જાય છે કે ભારતની ભવિષ્યની સંતતિને મકે બાજરીના રોટલા ઉપરજ સંતોષ પકડી બેસી રહેનારી નહિ પણ ભારતમાતાનો ઉદ્ધાર કરનારી બનાવવી હોય તો તેમણે તે પાઠ પોતાની માતાઓ પાસેથીજ, માતાઓને ઇશ્વર પ્રીતિને ખાતર દુ:ખી નર નારીઓની સેવામાં ગુંથાયલી જોઇનેજ, શીખવો જોઇયે ત્યારેજ દેશની ઉન્નતિનો માર્ગ સહેલો થશે

વૃક્ષના ફૂલ અને ફળનો જેવો ગાઢો સંબંધ છે તેવાજ ગાઢા સંબંધથી ભક્તિ અને સેવા નારી-હૃદયમાં વાસ કરે છે ભક્તિરૂપી ફૂલ ખીલતા સેવારૂપી ફળનો આરંભ થાય છે ઉપર યુરોપિયન સ્ત્રીઓના દૃષ્ટાન્તમા આપણે જોયુ કે ગંભીર ઇશ્વરભક્તિથી ઉત્પન્ન થયેલી શક્તિને લીધેજ તેઓ જનસેવાનો મોટો ભાર ઉઠાવી શકે છે भक्तिरेव धर्मः 'ભક્તિ એજ ધર્મ છે.'

એ ઉચ્ચ સિદ્ધાન્તનો સ્વીકાર કરી પ્રત્યેક રમણીએ જનસેવા કરવા તત્પર થવું જોઇયે. ત્યારેજ ઇશ્વર તેમની પીઠ ઠોકીને કેહેશે કે 'દીકરી, હું તારી સાથે છું. ભય કોનો છે? હું તને શક્તિ આપું છું. જા, નીડર બનીને જા, અને દેશબંધુઓનું કલ્યાણ કર!'

આવા ઊંચા પ્રકારની ઇશ્વર ભક્તિથી સજ્જ થઇ આપણી કેળવાયલી બ્હેનોએ યુરોપિયન મહિલાઓની માફક પરજનસેવા અને પરોપકારના કામોમાં પોતાના જીવનને લગાડવું જોઇયે છે. દેશ આ સમયે એટલી પડતી હાલતમાં આવી ગયલો છે, કે તેને સુધારવાને, તેને ઉન્નતિની ટોચે પાછો પ્હોંચાડવા માટે ચારે તરફથી પ્રયાસ કરવાનો છે. એ ભગીરથ કાર્યને ગણ્યાગાંઠ્યા પુરૂષો કેવી રીતે પ્હોંચી વળશે? પોતાનું સમસ્ત જીવન જનસેવામાં સમર્પણ કરનાર સ્ત્રી રત્નો.ની આ દેશમાં ઘણીજ જરૂર છે. શું એવી સ્ત્રીઓ મેળવવાનું કામ અસંભવિત છે?

પતિ તેમજ સંતાનના સુખથી બેનસીબ રહેલી હજારો બાળ-વિધવાઓ હિંદુઓમાં છે જેમને માટે ગૃહસંસારમાં કંઇ કામ રહ્યું નથી, જેમને પોતાને ઘરકામમાં કંઇ સ્વાદ રહયો નથી. શું તેમને ઊંચા પ્રકારની કેળવણી આપી ધર્મોપદેશદ્વારા ઇશ્વરભક્ત બનાવી, સ્વદેશ સેવા તથા દુ:ખીઓને સહાય કરવાના કામમાં, યુરોપિયન "દયાની બ્હેનો" (Sisters of Mercy) ની માફક ઉપયોગી ન બનાવી શકાય?

પારસી કોમમાં તો પોતાની ખુશીથી જીંદગીભર કુંવારી રહેવાનું પસંદ કરનારી કેળવાયલી બ્હેનો મળી આવે છે. શું તેઓ આવું સેવિકા વ્રત ધારણ ન કરી શકે? કંઇક અંશે એવું પરોપકારી કામ "પારસી સ્ત્રી મંડળે" ઉપાડી લીધું છે જ, તે જોઇ સંતોષ થાય છે.

**શીવપ્રસાદ દલપતરામ પંડિત.**

અમદાવાદ.

# સંસારસુધારા અને કન્યાકેળવણીને "સ્ત્રીબોધ"ની સેવા.

લેખક—મી૦ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા.

---

"સ્ત્રીબોધ" માહવારીના આનંદોત્સવના માંગળિક પ્રસંગે આપણને એક વાતની દિલગીરી ઉપજે છે તે એજ છે કે આ ચોપાનિયાંને બચપણથી મોટું કરી તેની હાલની સ્થિતિએ આણનાર, તેના વડે હિંદી સંસાર સુધારા અને કન્યા કેળવણીની અગત્યની બાબતો-પર ચર્ચા ચલાવી આપણા દેશની જૂદી જૂદી કોમોની નીતિ–રીતિ સુધારનાર મહાન નર, સ્વતંત્ર અધિપતિ, કાબેલ લેખક, ફડાકા મારી બોલી બતાવનાર નહિ પણ તન–મન–ધન અર્પણ કરી દાખલો આપનાર શૂરો સુધારક, દેશી સંગીતનો તારક, સ્ત્રીવર્ગનો સાચ્ચો મિત્ર અને દિલસોજ હિમાયતી, પોતાનાં આ પ્રિય માસિકનો મહત્વભર્યો પ્રસંગ જોવા આજ આપણ વચ્ચે નથી. પણ તેમના અમર કામોથી અને તેમના માનિતા માહવારીએ હાલ સૂધી બજાવેલી ઉમદા સેવાની યાદથી આપણાં જીગરમાં તેઓ સદા જીવતા રહેશે!

મર્હુમ મી૦ કાબરાજીના સબંધમાં હું સને ૧૮૭૦ થી આવ્યો હતો, અને તેમનાં મરણ પર્યંત હું તેમનો મોટો મિત્ર, તેમના લખાણોનો વખાણનાર અને સંસારા સુધારામાં તેમની લડતમાં ખરાં દિલથી ટેકો આપનાર થઇ રહ્યો હતો. તેઓ પાસે મેં સંસાર સુધારા માટે અનેક વિષયો લખાવ્યા હતા, જે વિગેરે તેઓ સાથના સબંધ વિશે "સ્મારક અંક"માં હું લખી ગયો છું.

એઓ પોતાનીજ કોમમાં સુધારા માટે લડત ચલાવતા એમ નહિ, પણ હિંદુસ્થાનની દરેક મુખ્ય કોમને સુધારવાની કોશેશ કરતા હતા. પોતાના માસિક પત્ર વડે તેઓ ઘર સંસારને ઉપયોગનાં, સ્ત્રી જાતીને માતા, બ્હેન યા પત્નીની ફર્જ લાયક રીતે અદા કરવામાં મદદ-ગાર થઇ પડે એવાં લખાણો કરી અબલાઓનાં મગજપર સારી છાપ પાડવા શકિતવાન થયા છે. આપણી અબલાઓના હાથમાં સારાં વાંચનો મૂકવા તેઓ કેટલા ખંતી હતા તો તેઓના "સ્ત્રીબોધ" માં આવતાં ઉમદા લખાણો દેખાડી આપે છે. હલકાં લખાણો, નીતિભ્રષ્ટ નવલકથાઓ, એશકી કવિતાઓ વિગેરેથી તેઓ પોતાનાં માહવારીને નિરાળું રાખતા હતા. તેઓની નામાંકિત વાર્તાઓ "ગુલી ગરીબ," "દુખિયારી બચુ," "દારા-શાનાં" અને "ભોળો ભરભરિયો" પારસી કુટુંબોમાંજ નહિ, પણ મોહોમેદન અને અમારાં, એટલે હિંદુ, કુટુંબોમાં પણ પ્રિય થઇ પડી છે. આ વાર્તાઓએ આપણી માતાઓને, બ્હેનોને, પત્નીઓને સંસારની ખરી બાજુ એવી તો મધુરતાથી શીખવી છે, સંસાર સુખી કરવા માટે એવી તો સોનેરી સૂચનાઓ કરી છે, કે તેથી જેટલો એ નાજુક પંચની-ઓને ફાયદો થયો છે, તેવો ફાયદો, તેટલો લાભ આપણા આગેવાન દેશબંધુ સુધારકોમાંના થોડાજ કરી શકયા હશે. તેમના લખાણોએ આ માસિક મારફતે આપણા કુટુંબોમાં જે અસર ઉપજાવી છે, તેવી અસર બીજા થોડાજ માર્ગે સુધારકો ઉપજાવી શકત "તલવાર કરતાં પણ લેખણ અધિક બલવાન છે," એ કહેતી તેમના માહવારીએ અચુક રીતે પૂરી પાડી આપી છે.

વળી પોતાના ચોપાનિયાંની મારફતે તેઓએ આપણી કેટલીક ચંચળ સ્ત્રીઓને લેખક તરીકેની તાલીમ આપી છે. આજ આપણા વચ્ચે જે ગણત્રીની પારસી અને હિંદુ બાનુ–લેખકો છે

તેમાની ઘણીકને મી૦ કાબરાજીએ ઉત્તેજન આપી, તેઓનાં લખાણો પ્રકટ કરી આપણી બાનુઓમાં એક નવી પ્હેલ કાઢી છે, નવો રસ આમેજ કર્યો છે, નવી હોંશ ઉશ્કેરી છે. આજે આપણ ઘણીક પારસી બાનુઓને સાહિત્ય-સાગરમાં ઝોકાવી તેના જોખમભર્યા મોજાઓ સાથ કુશળતાથી બાથ ભીડની જોઇયે છિયે. અમારી બે ત્રણ હિંદી બાલાઓ પણ થોડીક ફતેહ મેળવી ચુકી છે. મર્હુમ મી૦ કાબરાજી આપણી કન્યા કેળવણીમાં એક નવી, સંગીના પ્હેલ કાઢનાર તરીકે આ કારણને લીધે યાદગાર રહેશે. તેઓના હાથ હેઠળ લખાણની તાલીમ લેનાર એક બાનુ તો આપણા મર્હુમ માતુશ્રી વિક્ટોરિયા મહારાણીની જાણમાં પણ થોડાં વર્ષોની વાતપર આવ્યાં હતાં.

કન્યા કેળવણીમાંજ "સ્ત્રીબોધે" પોતાના કુશળ મંત્રી હેઠળ આવો આગેવાન ભાગ ભજવ્યો નથી, પણ સંસાર સુધારાને માટે પણ તે અનેક લડતો ચલાવતું રહ્યું છે. પચાસ વર્ષ ઉપરનો જમાનો કેવો હતો? ન્યાત-જાતના તફાવતો મોટો દોર કરી રહ્યા હતા. અબળાઓ મર્દના સરખી પંક્તિની ગણાતી નહિ. સ્ત્રીજીવન તે વેળા ઘરનું નોકર માફક વહીનું કરવામાં, બાળ-વયમા લગ્ન કરી સંસારની ઝુસરીમાં જોતરાઇ શરીર અને સુખનું નખ્ખોદ વાળવામાંજ સમાઇ ગયું હતું! તે વેળાના સુધારકોને સુધારા માટે લડત ચલાવવું સ્હેલ નહોતું. લોક લાગણી વિરૂદ્ધ હોવાથી તેઓને અગણિત મુશ્કેલીઓની સામે થવું પડતું હતું. ગરીબ બાળાઓપર પડતા જુલ્મો, બાળવયમાં લગ્નની ઝુસરી, વિધવાપણાનાં સંકટો વિશે જ્યારે આજનાં જવાન બાનુઓ વાચતાં યા સાંભળતાં હશે, ત્યારે પોતાની આગળી કમનસીબ બ્હેનો માટે તેઓ દયાથી દાઝયા વિના રહેતાં નહી હશે. અને તેવાંઓના દુઃખમાં સહાય થનારા ફરેસ્તાઇ નરો, સ્વર્ગવાસી કરસનદાસ મુળજી, સોરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, માધવદાસ રૂગનાથદાસ અને કેખુશરો કાબરાજી વિગેરે માટે તેઓ વખાણના ઉદ્ગારો કાઢયા વિના કવચિતજ રહેતાં હશે! આવા વખતમાં કાબરાજી બહાર પડ્યા અને અનેક મુશકેલીઓ વચ્ચે સંસાર સુધારા માટે લડત ચાલુ રાખી. પોતાની વાર્તાઓના પાત્રોના મોંહમાં શીખામણના શબ્દો મુકી, સંસારની કાળી બાજુઓનું ખરૂં અને દુઃખ ઉત્પન્ન કરનારૂં ચિત્ર બાનુઓ સન્મુખ અસરકારક ભાષામાં ધરયું, બાળ-લગ્નોની હાનિઓ, વિધવાઓનાં સંકટોના હૃદયભેદક બ્યાનો વાર્તામાં મઢી લઇ તે પ્રજા સન્મુખ રજુ કીધાં.

તેઓનાં લખાણોની ઘટતીજ અસર થઇ. આપણું લોક ધીરે ધીરે સુધરતું ગયું છે. હાલ આપણી બાનુઓ કેળવણીના ફાયદા સમજી ઊંચુ જ્ઞાન સંપાદન કરવા શીખી છે. તેઓ વૈદો, શિક્ષકો થાય છે, અને B. A. અને M. A. જેવી ઊંચી પદ્વિ પણ લેવા લાગી છે. ઇગ્રેજોના સારા અને લાયક સંસાર સુધારા, રીતભાતો ગ્રહણ કરી પોતાની કોમને શોભાવે છે.

"સ્ત્રીબોધ" માહવારીએ પોતાના મહાન તંત્રીના હાથ હેઠળ કન્યા કેળવણી અને સંસાર સુધારામાં આવો ભાગ બજાવ્યો છે. આ વિષય સમાપ્ત કરતાં આપણું ચહાવું છે કે આ માહવારી પોતાની જિંદગીની અર્ધી સદી જેવા શક્તિવાન થયું છે તેમ બીજી સદીભી એવીજ ફતેહ સાથ જોય, આપણી બ્હેનપણીઓનું જ્ઞાન અને વિચારો સુધારવા વધારવા શક્તિવાન થાય, અને તેની ગયવા વખતની ટોંક અને કીર્તિ જાળવી રાખવા ભાગ્યશાળી નીવડે. તથાસ્તુ!

દામોદર ગોરધનદાસ સુખડવાળા.

મુંબઇ.

# જોઈયે છે એક "કૉલેજ ઑફ મ્યુઝિક"!

લેખક—મિસ ભીખાઇજી ડી. પાલમકોટ.

"નિર્દય નણંદ" ઇત્યાદિના કર્ત્તા

---

છેલ્લા પચાસ વર્ષમા ગાયનકલા વિશે દેશીઓના અને મુખ્ય કરી પારસીઓના વિચારમા જેટલો મોટો તેટલોજ આવકારદાયક ફેરફાર થયો છે, અને એ સબંધમા "સ્ત્રીબોધ"ના સ્વર્ગવાસી તંત્રી મી૦ કેખુશરો કાબરાજીએ બજાવેલી બિનસ્વાર્થી સેવા સભાર્યા વિના ચાલતુ નથી

હવે પારસીઓ સગીતના ઘણા શોખીન થયા છે એ ખરૂ છે, પણ જેટલો શોખ તેઓને સગીત સાભળવાનો હોય છે તેટલો તેની ખિલવણી અને વધારા પાછળ શ્રમ લેવાનો હોતો નથી હાલના પ્રસગે યુરોપિયન સગીતનો પ્રસાર પારસીઓમા પ્રબળતાથી ફેલાયો છે, પણ તે માત્ર મોઢેના ગાયન અને પિયાનો વાજીંત્રપરજ આવીને અટકયો છે, અને કોઇ જવલેજ આગળીપર ગણાય એટલા 'વાયોલિન' શાસ્ત્રાનુસાર વગાડી શકે છે જૂદા જૂદા વાજીંત્રોની માહિતીથી તો પારસીઓ કેવળ અજ્ઞાન છે મોટે ભાગે ઘણાખરા પારસી બાનુઓની પસદગી પિયાનોના વાજીંત્રપર ઉતરી છે, અને તેના કેટલાક મુખ્ય કારણોમાનુ એક કારણ બીજા વાજીંત્રોના ગુરૂઓની ગેરહાજરીને છે, અને તેથીજ આપણે યુરોપિયન 'ઑરકેસ્ટ્રા'થી અભણ રહી ગયા છિયે એવો ખુલ્લો એકરાર કરતા શરમાવુ જોઇયે નહિ!

પશ્ચિમ તરફના સગીતશાસ્ત્રનુ ખેતર એટલા બોહલા વિસ્તારવાળુ અને એટલુ પ્રફુલ્લિત છે કે તેના ફુલરૂપ કયારાઓમા પ્રવેશ કરી સુગધી સોડમ લેવા પારસીઓ પોતાની સુસ્તી હજી પખોડી નાખતા નથી એ દિલગીરી ભર્યુ છે જે થોડો ઘણો પશ્ચિમ તરફના સગીતનો ફેલાવો પારસીઓમા થયો છે તે મુખ્ય કરીને **પારસી બાનુઓના** શોખ અને શ્રમને આભારી છે બિચારા માટીડાઓ તો સવારથી તે સાજ સૂધી ધધા-ધાપા અને ઉદ્યોગ-હુનરમા એટના રોકાયના, ને પેસો મેળવી તેને એકઠો કરી દ્રવ્યવાન થવાની હોસ-ઉલટમા એટના ઘુટાયલા રહે, અને વળી સાજ પડતા કલબો અને નાટકોમા દોડવાનુ તેમજ બીજી રમત-ગમતના આમત્રણો સ્વીકારવાનુ એવુ દબાણ રહે કે સગીત જેવા ખુદાઇ હુનરને ખિલવવા અને તેનો અભ્યાસ કરવાનો તો કયાથી અવકાશ મળે? પણ બાપડા ભાયડાઓ વિરૂદ્ધ વચણુ લેતી આ નાતરસ કલમ જ્યારે કાગળની પીઠ પર ઘસડાય છે, ત્યારે તેને થોડીજ ખબર છે કે હમણા મુબઇમા ચાર-પાચ પારસીઓએ પોતાની અનેક જજાળો અને રજ છતા ભવિષ્યના મોઝાર્ટ અને બીથોવન થવાનુ બીડુ ઝડપ્યુ છે! શાબાસ! શુરૂઆત ન્હાની પણ શુભ છે, અને એકુ બે દાયકામા આપણે કોઇ પારસી પેડરયુસ્કી કે પારસી કયુબેલિક જોઇશુ અને સાભળીશુ તો અજબ થઇશુ નહિ!

સાધારણ રીતે અને સામટા સંજોગો લક્ષમાં લેતાં એક સ્ત્રી-પિયાનિસ્ટ કરતાં એક પુરૂષ-પિયાનિસ્ટ વધુ ફત્તેહમંદ નિકળે. એક તો (જો તે શાસ્ત્રાનુસાર શીખે તો) તેનું ભેજું વજનમાં ભારી; અને બીજું તો તેની શારીરિક શકિત પ્રબળ!–એટલે તે પિયાનોને અને મ્યુઝિકને બંનેને પૂર્ણ ઇનસાફ આપી શકે. શોખને ખાતર આ શ્રેષ્ઠ હુંનર હાંસલ કરવે અને ધંધાને ખાતર સંગીતનો અભ્યાસ કરવો એ બે જૂદીજ બાબત છે. પ્હેલામાં એક આસામી આસાનીથી આગળ વધે છે, ત્યારે બીજામાં સામટા સંજોગો લક્ષમાં રાખીનો તેને સખ્ત વહીવું કરવું પડે છે।

પારસીઓ વર્ષો થયાં એક રાહ તરફ ઘસડાતા જાય છે અને તે એ કે ભવિષ્યમાં દ્રવ્ય મળે અને કુટુંબનું ગુજરાન થાય એવી કેળવણી છોકરાઓને આપવી. પણ તેઓને થોડીજ ખબર હોય છે કે સંગીત શાસ્ત્ર જાણનારો એક શખ્સ–જો તે શાસ્ત્રાનુંસાર શીખેલો હોય તો–મહિને પોતાની ચાલાકી અને બાહોશીથી રૂ. ૫૦૦) થી રૂ. ૭૦૦) મેળવી શકે. આપણા ઉધરતા યુવાન ગવૈયાઓની ઉલટ ને વલણને તોડી પાડનારા શબ્દો વારંવાર સાંભળીયે છીયેઃ "બેસ, બેસ! એમ ગાશે વગાડશે તેમાં શું ત્હારો શુકરવાર થવાનો છે, ને પૂરૂં શામાંથી કરવાનો છે? ચાલ, એ પછાડા છોડી દે ને શીખવાપર ધ્યાન આપ! એ ગાવાવગાડવાનો લખ લાગો તો પછી **બી. એ., એમ. એ.** થઇ રહ્યો!" પણ આવું બેસમજ બોલનારાઓને થોડીજ ખબર છે કે બાર વર્ષે (ઇંગ્રેજીની શુરૂઆતથી તે બી. એ. સૂધી) બી. એ. થયા પછી પચ્ચીસ પચાસ મળે, તે કરતાં બાર વર્ષે મ્યુઝિક શાસ્ત્રાનુસાર શીખ્યા પછી એક દીકરો સંગીતનો ઉમદા હુનર હાંસલ કરવા ઉપરાત બાર ગણું વધુ મેળવી શકે।

યુરોપના દરેક મુખ્ય શ્હેર અને ન્હાના પરગણામાં પણ અક્કેક સંગીતશાળા અને કૉલેજ હસ્તી ધરાવે છે, અને જર્મનીમાં તો ગાયન એક ફરજિયાત બાબત તરિકે શીખવવામાં આવે છે, ને ત્યાં પ્રત્યેક જણ મ્યુઝિકની પ્રશંસા કરવા કદી પછાત પડે નહિ. પૂર્વ તરફના લોકો કરતાં પશ્ચિમ તરફના લોકોની શીદાગીરી મ્યુઝિકપર બીજા બધા હુંનર કરતાં વિશેષ હોય છે. પશ્ચિમ તરફ સર્વે સંગીતના શોખીન, મ્યુઝિકની કદર બુઝનારાં, ગાયનની લહેજત ચાખનારાં, વગાડનારની વખાણ કરનારાં અને ગાનારની ગણના કરનારાં. ત્યાંની સંગીતશાળાઓ અને કૉલેજોમાંથી એકકી વખતે સેંકડો શિષ્યો જૂદી જૂદી શાખાઓ—જેવી કે પિયાનો, ઓર્ગન, વાયોલિન, ચેલો, હાર્પ, ફ્લુટ, મોંદના ગાયન, ઓરકેસ્ટ્રેશન વિગેરે—માં પરિક્ષાઓ આપી સર્ટિફ્કિટ અને ડિપ્લોમાં મેળવે છે. તેઓને ઉત્તેજન અને ઉલટ આપવા તેઓનાં માતપિતા અને સગાંવ્હાલાંઓ ઉપરાંત દોસ્તો તેમજ લોકોનો મોટો ટેકો હોય છે પશ્ચિમ તરફના આવા મામલા તરફ પૂર્વની પીઠ ફરેલી સુધરેલી આંખ્યોને દેખાય છે! આપણી તરફ ઘણે મોટે ભાગે "ડાન્સ મ્યુઝિક" અને "લાઇટ મ્યુઝિક" તરફ લોક લાગણી છે; ત્યારે પશ્ચિમ તરફ ઉસ્તાદી સંગીતનો ફેલાવો કરવાની ત્યાંની કૉલેજો કાળજીપૂર્વક કોશેશ કરે છે. ત્યાંના લોકોનો શોખ પણ તે તરફજ ઢળેલો હોય છે. મુંબઇમાં હાલ પ્રોફેસર સિકનઝી વિગેરેએ ઉસ્તાદી સંગીત તરફ કેટલાકોનો શોખ ફેરવ્યો છે; પણ તે ઘણી સાંકડી હદમાં. ઘણે મોટે ભાગે જેમ સંગીતશાળાઓ અને કૉલેજો કરી શકે તેમ ગણત્રીના આસામીઓ કરવા અશકત હોય છે. સદીઓની વાતપર પશ્ચિમ તરફનું મ્યુઝિક પણ બાળ્યાવસ્થામાં હતું; પણ જેમ જેમ જમાનો

સુધારા અને શાસ્ત્રમાં આગળ વધતો ગયો તેમ તેમ સંગીતમાં પણ એક પછી એક શ્રેષ્ઠ સુધારા થતા ગયા. આપણે પણ હજી બાળ્યાવસ્થામાં છિયે; પણ જો આગળ વધવાની અને આ ઊંચો હુંનર પશ્ચિમ તરફના લોકોની બરાબર શીખવાની કોશેશ કરિયે તો કોઇ પણ રીતે આપણે તેઓથી પછાત તો પડિયેજ નહિ !

ખુદાઈ ખ્યાલો આપનારો, મનના વિકારો વિખેરી નાખી મગજમાં ખુશ ખ્યાલો ઉત્પન્ન કરનારો, દિલનું દુઃખ દફે કરી સંકટ અને સતાપ સમયે શાંતિ સૂચવનારો આ ઉમદા હુંનર, ગમમાં ગીરફતાર અને જખ્મી થયલાં જીગરને રૂઝ લાવનારો આ રામબાણ મલમ (મ્યુઝિક) સંગીત વિદ્યાનાં સાગરમાં સફર કરતાં મેટલાણીઓને કેવી શાંત રાહાત આપે છે તે તો જેઓને તેનો અનુભવ મળ્યો હોય તેઓજ દર્શાવી શકે! તન–મનને તાજગી આપનારા આવા એક ઉમદા ઇશ્વરી હુંનર તરફ પારસીઓ કેવા દયાજનક હદ સૂધી પછાત, પરાક્રમી પારસીઓ કેવા બેદરકાર અને બેખબર, એક શ્રેષ્ઠ હુંનરની કેવી કંગાળ કદરસનાસી કરનારા, આ ખ્યાલજ સંગીતના એક પૂજારીને કમકમાત ઉપજાવવાને પૂરતો છે !

કયાં છે પારસીઓ માટે સંગીતશાળા અને કૉલેજ ઑવ મ્યુઝિક? પશ્ચિમ તરફ જુઓ! ત્યાંના લોકો સંગીતપર જાણે ઘેલા–દિવાના! સઘળાં કાર્યો છોડી મ્યુઝિક સાંભળવા પહુલે દોડશે! મ્યુઝિક જાણનારાઓની ગોયા પૂજા કરશે. રમત–ગમતના સર્વે મેળાવડાઓ કરતાં સંગીતના મેળાવડાને શ્રેષ્ઠ દરજ્જો અને ઉત્તેજન આપશે. આપણી તરફ તો તેથી ઉલટુંજ!

કોઇ પારસી સખીને પણ સખાવત કરતી વખતે એકું સંગીતશાળા સ્થાપવાનું સુઝશે નહિ? હું ઇચ્છું છું કે સંગીતનો કોઇ શોખીન શખ્સ પોતાની કોમ માટે એક કૉલેજ ઑવ મ્યુઝિક સ્થાપે, યુરોપથી મોટા ઉસ્તાદો બોલાવે, અને જૂદાં જૂદા વાજીંત્રોની તાલીમ પારસી છોકરાઓ અને છોકરીઓને પૂરી પાડે, તો એક બે દાયકામા પારસીઓ માટે ધંધાનું અને રોજીનું એક નવુંજ ખેતર ખિલી નિકળે, અને બેશક બીજા હુનરો કરતા મ્યુઝિકના મનોરંજક હુંનરમા તે કે તેણી વધુ ફાવી નિકળે! વળી કોમમા આવી એક નવીન જાતની કૉલેજ ઉભી કરવાની પહુલી કીર્તિ તેને ફાળે આવે, અને 'પારસી પ્રકાશ'મા તેનું નામ અમર રહી જાય હમણાજ એક દ્રવ્યવાન અમેરિકને મ્યુઝિકની કૉલેજ અમેરિકામા સ્થાપવા માટે **પંદર લાખ રૂપ્યા** કાઢી આપ્યા છે છે કોઇ સંગીતનો પારસી પૂજારી જે પશ્ચિમ તરફના સંગીતનો પ્રસાર પોતાની કોમમા કરવા પોતાની દોલતનો સદુપયોગ કરી નામના મેળવે? છે કોઇ સખાવતનો શાહ જે પોતાના પૈસાનો થોડો ભાગ આ ખુદાઇ હુનર ખિલવવા કાઢી આપે? પણ જો એક શ્રીમંતથી આવું એક ખાતું ઉભું થઇ ન શકે તો કા નહિ તેમાં બીજા દ્રવ્યવાનોની સામેલગીરી મેળવવી? જેમ પા સદીપર પારસીઓ એક પારસી જેનરલ હૉસ્પિટલ માટે શકમંદ હતા, પણ આજે મીઠ જાહાંગીર બમનજી પીટીટના ઉમંગ અને મેહેનતથી તે કામ પાર ઉતરવાની ખાતરી મળે છે, તેજ પ્રમાણે આજે એક પારસી કૉલેજ ઑફ મ્યુઝિકની સ્થાપના અને વ્યવસ્થા વાસ્તે સાંકડા વિચારના કેટલાક શખ્સો શકની નજરે જોય, કે કદાપિ એ બાબત હાલ તુરત હસી પણ કાઢે તો આપણે અચરત થઇશું નહિ. પણ વખત પોતાનું કાર્ય બરાબર બજાવીને બતાવશે કે પારસીઓ માટે એક સંગીતશાળા કે કૉલેજ ઑવ મ્યુઝિક કેટલી વિશેષ અગત્યતા ધરાવે છે. કોઇપણ બાબતની શુરૂઆત તરફ બ્હીમ અને શકની નજરે

જોવાનો ઇનસાનનો ખવાસ કુદરતી હોય છે. પણ જ્યારે તે ન્હાની પણ શુભ શુરૂઆત વ્યવહાર રૂપ પકડે છે ત્યારે આદમીના અંતઃકરણપર તેની એજમની અસરની છાપ પડે છે. ત્યારેજ તેનાં મિઠાં ફૈલનો સ્વાદ ચાખવા તે તત્પર અને તૈયાર થાય છે. ફક્ત શુરૂઆત કરવી જોઇયે, અને તેના રૂડાં પરિણામની ફતેહ તો ચોક્કસજ છે.

બીજા બધા હુંનર કરતાં ઘણે મોટે ભાગે પારસીઓની વલણ મ્યુઝિક તરફ વિશેષ હોય છે, અને પારસીઓને જો પોતાની હમકોમ તરફથી ઉત્તેજન અને આશ્રો મળે તો આવા એક નાદર હુંનરમાં નિપુણતા મેળવવા તેઓ કદી નિષ્ફળ નિવડે નહિ. સંગીતની કેળવણી પોતાનાં છોકરાંઓને આપવા માટે આજે પારસી પૈસો પરકોમના શિક્ષકો તરફ ઘસડાતો જતો જોઇયે છિયે. પરકોમનાઓને તેથી પોતાનાં ગુજરાન અને રોજીનું ઠીક સાધન મળે છે, તો કાં નહિ તેઓ પોતાનીજ કોમને આશ્રો અને ઉતેજન આપે ? કાં નહિ તેઓ પોતાની કોમ માટે આવું એક ખેતર ખેડવા નાણાં કાઢી એક મ્યુઝિકની કૉલેજ સ્થાપે અને તેમાંથી બહાર પડતાં ફતેહમંદ વિદ્યાર્થિઓને કોમ તરફથી રોજીનું સાધણ ખોળે ?

આજે ઘણે ઘર આપણી શારીનબાઇઓ અને સુનાબાઇઓને પિયાનો શિખવવા "મડમો" જાય છે—"મડમો" શું જાણે છે અને આપણી સુનાબાઇઓ શું શીખે છે તે તો સાહેબ જાણે ! ! પણ એક વડાઇ અને ફિસિયારી કે **"મડમ શિખવવા આવે છે !"** એ પિયાનો શીખવનારી "મડમો"નો મોટો ભાગ સંગીતનું કેટલું જ્ઞાન ધરાવે છે તે મ્યુઝિશિયનોથી અજાણ્યું નથી ! ! પણ એવી "મડમો" કરતાં વધુ શીખેલી પારસી બાનુઓ મ્યુઝિકનો બરાબર અભ્યાસ કરી બહાર પડે તો કાં નહિ તેઓ પણ સ્વતંત્રતાથી ગુજરાન કરે ને કોમનો પૈસો કોમનેજ ઉપયોગી અને મદદગાર થઇ પડે ? વળી પારસી લાચારી અને બેરોજગારી માટે જેઓ ધાટો પાડીને બાંગ મારે છે તેઓનાં ગળાંને પણ જરા રાહાત મળે, અને પારસી બેરોજગારીના શિહા સફાની થોડીક લીટીઓ એક નવો હુંનર–ઉદ્યોગ દાખલ થવાથી છેકી શકાય !

પારસી "કૉલેજ ઑવ મ્યુઝિક" સ્થાપવાને તે પાક પગવર એકજ દ્રવ્યવાન પારસીને નહિ પણ સઘળાં મધ્યમ સ્થિતિના શખ્સોને સામાન્ય સાધારણ બુદ્ધિ બક્ષે ! મ્હારી જિંદગી દરમ્યાન એવી "કૉલેજ ઑવ મ્યુઝિક" હસ્તીમા આવેલી જોઉ એ મ્હારી ઇચ્છા અને આશા, હોંસ અને ઉમેદ તે પરમકૃપાળુ પરમેશ્વર ફલીભુત કરે !

ભીખાઇજી લી. પાલમકોટ.

મુંબઇ.

# સ્ત્રીઓની યોગ્યતા.

લેખક—મી૦ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

"સંસાર સુધારો" ઇત્યાદિના કર્ત્તા.



જગતની રચના જોતાં સ્ત્રીઓની યોગ્યતા પુરૂષ કરતાં ઉતરતી જણાતી નથી; એમ છતાં તેઓને પુરૂષવર્ગના પ્રમાદથી હલકી માનવામાં આવે છે, એટલુંજ નહિ, પણ હાલના સમયમાં તો સ્ત્રીઓ પોતે પોતાને પુરૂષ કરતાં નબળી ગણે છે. એ વાત ખરી છે કે સ્ત્રીઓનું અંગબળ સામાન્ય રીતે પુરૂષોથી કંઇક ઓછું હોય છે, તેમ તેમનું બુદ્ધિબળ પણ કમી છે એમ ગણવામાં આવે છે. શરીરનું ઉણાપણું કેટલેક અંશે સ્વાભાવિક કારણોથી અને ઘણે અંશે કૃત્રિમ કારણોથી થાય છે.

સ્વાભાવિક કારણો મનુષ્યથી ભાગ્યેજ દૂર થઇ શકે છે, પરંતુ કૃત્રિમ કારણો તે ઘટાડી શકે છે. બાળલગ્નથી અને કજોડાંથી સ્વાભાવિક કારણોમાં વધારો થઇ સ્ત્રીઓ બળહીન થઇ જાય છે. આપણા દેશમાં સ્ત્રીઓની તનદરૂસ્તી પાછળ જન્મથીજ ધ્યાન આપવામાં આવતું નથી. મર્દોની માફક તાજો અને ગુણકારી ખોરાક, ખુલ્લી હવા, કસરત અને બીજાં શરીરને નિરોગી ને બળવાન કરવાનાં સાધનો જો સ્ત્રીઓને મળતાં હોય તો તેઓ હાલના જેવી નિર્માલ્ય ન રહે એ દેખીતું છે. સ્ત્રીને વૈતરણ જેવી ગણવામાં આવે, તેની પાસે હદથી જ્યાદા કામ લેવામાં આવે, તેમની હાડ છેડ થાય, તેમને સુખના અને આનંદના પ્રસંગોમાથી બાતલ કરવામાં આવે તો તેમની પ્રકૃતિ સારી ન રહે એ સ્પષ્ટ છે એથી ઉલટું, પૈસાદાર કુટુંબોમાં બૈરાં કંઇજ કામ ન કરતાં પગ ઉપર પગ ચઢાવી બેઠી રહે, ન પચે એવો ઊંચી જાતનો ખોરાક ખાય અને એશઆરામ જોઇયે તે કરતા વધારે ભોગવે તો તેથી પણ શરીરને હાનિ થાય

સ્ત્રીઓનું અંગબળ દિનપર દિન ઘટતુ જાય છે તેના કારણ ઉપર દર્શાવ્યાં છે. અસલના આર્યોમા પડદાપોષનો રિવાજ નહોતો, અને સ્ત્રીઓને ઘરમાં ગોંધી રાખવામાં આવતી નહિ. રાણીઓ પોતાના સ્વામી સાથે શિકારે જતી અને વખતે યુદ્ધમા પણ ભાગ લેતી, તેઓ અસ્ત્રશસ્ત્રનું કામ શીખતી, ઘોડે બેસવાની કળા જાણતી, અને અંગકસરતના ખેલોમાં સામેલ થતી. સ્ત્રીઓને ફરવા હરવાની છૂટ હોવાથી તેઓ દરબારમા ને રાજકાજમાં ભાગ લેતી તથા પંડિતોની સભામા સામેલ થઇ વાદવિવાદ કરતી, મોટી ઉંમરે તેઓ ઇચ્છાવર વરતી તેથી બાળલગ્ન અને કજોડાનુ દુઃખ તેમને સહન કરવું પડતું નહિ. તેઓ હરેક વાતમાં પરહેજી પાળતી અને શરીર કસાય એવાં કામ કરતી, તેથી તે આરોગ્યતા જાળવી શકતી.

બુદ્ધિબળમા સ્ત્રીઓને ઉતરતી માનવામા આવે છે, અને તેનુ શાસ્ત્રીય કારણ એવુ બતાવવામાં આવે છે, કે તેમનું મગજ પુરૂષોના મગજ કરતા હલકુ, વજનમાં ઓછું છે. આ કારણ કદાપિ ખરૂં માનિયે, તોપણ આજ સુધીના દાખલા જોતા સ્ત્રીઓએ ઘણીવાર કદી પુરૂષથી વધારે નહિ તો તેમના જેટલું બુદ્ધિબળ બતાવેલું છે. પંડિતોને વાદવિવાદમાં હરાવ્યાના અને અમુક

શાસ્ત્રમાં વિશેષ પંડિતાઇ બતાવ્યાના દાખલા જવા દઇયે, તોપણ હાલના સમયના પાશ્ચિમાત્ય દૃષ્ટાંતો આ વાત પુરવાર કરવાને બસ થશે. યુરોપ, અમેરિકામાં પુરૂષો જેટલાં સ્ત્રીઓને ભણવાનાં સાધન મળે છે, તેથી ત્યાં અનેક વિદ્યામાં પુરૂષના જેવી પ્રવિણતા મહિલાઓ મેળવી શકે છે. આજ સુધી મનાતા પુરૂષોના મર્દાની ધંધામાં તેઓ પગપેસારો કરવા લાગી છે. પાર્લામેન્ટમાં પ્રવેશ કરવાનું તેઓ મથન કરે છે.

બાહુબળની પેઠે બુદ્ધિબળને કેળવણીની જરૂર છે. સ્ત્રી કેળવણી પાછળ પારસી કોમમાં વધારે લક્ષ અપાય છે તેથી તેમનામાં ભણેલી સ્ત્રીઓની સંખ્યા વધારે છે, તથા તેમનામાં વિદુષી બાઇઓની સંખ્યા પણ વધારે છે. હિંદુઓમાં પણ કેટલીક મહાપાઠશાળાઓમાં કેળવણી લઇને પદ્વીધર થયલી છે. વિદ્યા કોઇના બાપની નથી; પુરૂષને કે સ્ત્રીને ખરા મનથી સેવન કરતાં સરસ્વતી પ્રસન્ન થાય છે. માબાપો પોતાની દીકરીઓને કેળવવામાં બહુ દુર્લક્ષ રાખે છે. ઘણાંકની સમજ ઉંધી હોય છે. તેઓ એમ સમજે છે કે સ્ત્રીઓને કયાં નોકરી કરાવવી છે કે તેમને ભણાવિયે ? કેટલાંકમાં એવો વ્હેમ છે કે ભણવાથી સ્ત્રીઓ વંઠે છે, અથવા તે પોતાના ધણીને અને સગાંવ્હાલાંને ગાંઠતી નથી. પરંતુ વિદ્યાભ્યાસ માત્ર નોકરી કરવાને માટે કે ઉદ્યમ રોજગારને માટે નથી, અને જ્ઞાન કુલક્ષણ વધારવા કરતાં સદ્ગુણ તરફ દોરે છે. સ્ત્રી-જાતિનું અજ્ઞાન જેમ તે જાતિને નુકસાનકારક છે તેમ તે પરિણામે પુરૂષજાતિને તથા આખા સંસારના બંધારણને હાનિકારક છે, કેમકે અજ્ઞાન માતાઓની બુદ્ધિનું નિર્બળપણું શરીરના નિર્બળપણાની માફક ઓધે ઉતરવાથી તેમનાં બચ્ચાં કમ અક્કલનાં અવતરે છે, તેમ તેવી માતાઓ તરફથી બચપણની અંદર તેમને જોઇતી કેળવણી મળતી પણ નથી.

સ્ત્રીઓ પોતાને અબળા (નિર્બળ) કહે છે અને બળહીન માને છે. પોતે કહેવત કહે છે કે "બાર બગલે એક બૈરાંનું જોર"! પોતે વિચાર કરે તો માલમ પડે કે તેઓ બાર બગલાંના બળ કરતાં વધારે બળ ધરાવે છે. પોતાને નબળી ગણવાથી તેઓ હરેક વાતમાં પરાધિનતા ભોગવે છે. અસુર સહવાર બાહેર કે અંધારે જવું હોય તો સાથે મર્દ જોઇયે, વીંછીકુંછી નિકળી આવે તો તે બ્બી મરે અને પુરૂષને મદદ માટે બોલાવે. હાથે કરીને આવાં કાર્યોમાં પરવશપણું બતાવવાથી તેઓ પોતાની યોગ્યતા ખોહે છે. તેઓ બળવાન સ્ત્રીઓના દાખલા નજરમાં રાખે, તેમનું અનુકરણ કરવા યત્ન કરે, અને બ્હીકણપણું કમી કરે તો તેઓને ઓછી આપત્તિ ભોગવવી પડે, અને નિરાધારપણું કમી થઇ શકે.

સ્ત્રીઓનાં કર્ત્તવ્ય અને જવાબદારી સંસારની અંદર પુરૂષ કરતાં અધિક છે. પુરૂષને વિશેષ કરીને કુટુંબના ભરણ પોષણ માટે પૈસા પ્રાપ્ત કરવાની ફર્જ છે, ત્યારે સ્ત્રીને તે પૈસાની સુવ્યવસ્થા કરીને કુટુંબને સુખ ચેનમાં રાખવાની ફર્જ છે. ઘરધણીઆણી તરીકે તેને ઘરનું ન્હાનું સરખું રાજ ચલાવવાનું છે. જો તે સારી આવડત ધરાવતી હોય તો એ રાજ્ય સારી રીતે ચલાવી શકે, અને પુરૂષનો પગપેસારો થવા ન. દેતાં તે સ્વતંત્રપણે ભોગવી શકે. ખરૂં જોતાં સ્ત્રી એ ગૃહ-રાજની પ્રધાન નથી પણ રાજકર્ત્તા છે; અને એ પદ જાળવી રાખવું એ તેના હાથમાં છે. પત્ની તરીકે પોતાના પતિ પ્રત્યેની ફર્જ જો તે બરાબર અદા કરી શકે તો બને પરસ્પર સુખ શાન્તિ ભોગવી શકે. માતા તરીકે સ્ત્રીનાં કર્ત્તવ્ય ઘણાં ગંભીર છે. બાળકોને સારી રીતે ઉછેરવાં, તેમના નાજુક શરીરની તનદરસ્તી જાળવવી, તેમને સારી કેળવણી આપવી, તેમને કામકાજનો અનુભવ આપવો, અને તેમને સુલક્ષણાં અને ધાર્મિક કરવાં એ કામ કેટલા મહત્ત્વનું છે!

પુરૂષો કરતાં સ્ત્રીઓ બહુ ભાગે નીતિ અને ધર્મનિષ્ટામાં ચઢે છે, એટલે તેમનું હૃદયબળ પુરૂષ કરતાં અધિકતા બતાવે છે. અંતઃકરણની લાગણીઓ જેવી સ્ત્રીઓમાં તીવ્ર હોય છે તેવી પુરૂષોમાં બહુધા નથી હોતી; પ્યાર, મમતા, અનુકંપા, દયા, પરોપકાર આદિ સદ્ગુણોમાં સ્ત્રીઓ ચઢે છે, અને ધર્મની નિષ્ટામાં પુરૂષોને પાછળ મૂકે છે. પોતાના તથા પુરૂષના આત્માની ઉન્નતિ કરવામાં સ્ત્રી અગ્રેસર છે. તે પોતાના હૃદયબળનો લાભ પોતાના પતિને આપે છે, અને તેની કઠોરતા, અતડાપણું, તામસ, નિર્દયતા વિગેરેને પોતાના સહવાસથી, દષ્ટાંતથી અને સમયાનુકુલ સદ્બોધથી કમી કરી શકે છે. સ્ત્રીઓએ સ્વાભાવિક હૃદયબળને ખીલવવું અને શીસિયારી, ઉડાઉપણું, અદેખાઇ, ચાડી ચુગલી વિગેરેથી દૂર રહેવું. એથી તેમની યોગ્યતામાં ને પ્રતિષ્ઠામાં વધારો થઇ તેઓ સંસારનાં સુખ વધારે ભોગવવાને અને પોતાની તથા પોતાનાની અધિક ઉન્નતિ કરવાને યોગ્યતા મેળવી શકશે.

**હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.**

લુણાવાડા.

# દંપતીનું સુખ કેમ સચવાઈ શકે ?

લેખક—મી૦ કરમઅલી રહીમઅલી નાનજીઆણી, બી. એ.
"નિબંધ કરમાળા", "નણંદ કે બ્હેન ?" ઇત્યાદિના કર્ત્તા.

———:○○:——

હું લગભગ ૫ા સદીથી "સ્ત્રીબોધ" ઉત્સાહપૂર્વક વાંચતો આવ્યો છું. કેટલાંક ગુજરાતી ચોપાનિયામાં વ્હેમભરેલી તથા નિર્માલ્ય વાર્તાઓ દ્રષ્ટિગોચર થાય છે, એવી આમાં દાખલ થયલી જોવામાં આવી નથી એમ જણાવતાં મને આનંદ ઉપજે છે. એ પત્રના પ્રસિદ્ધ તંત્રી, મ્હારા મિત્ર મી૦ કાબરાજી પરલોકવાસી થયા ત્યારે મ્હારા મનમાં એમ શંકા થઇ હતી કે એ માસિક હવે ઉતરતી પંક્તિમાં આવી જશે, પરંતુ આ ખ્યાલ થોડીજ મુદત સુધી ટકી શકયો, કેમકે હજી પણ એમાં આવતા લેખો પ્રથમના જેવાજ કાળજીથી પ્રકટ થાય છે. સ્ત્રી-બોધ બે પ્રકારનો છે:-

(૧) સ્ત્રી વર્ગના પોતાના હિત અર્થે આપવામાં આવતો બોધ,

(૨) સ્ત્રીએ પોતાના સંતાનને તેમનાં હિત અર્થે કેવી રીતની કેળવણી આપવી જોઇયે તે સબંધી શિક્ષણ.

સ્ત્રીએ પોતાના સ્વામીની જોડે કેવી રીતે વર્તવું એ બાબત સૌથી પ્હેલી અગત્ય ધરાવે છે. એશિયા ખંડમાં વિશેષ કરીને સ્ત્રીવર્ગને માટે બહુ નબળો વિચાર સ્થાપિત થઇ ગયલો જોવામાં આવે છે. "સ્ત્રીની મતિ પાનીએ," એ કેહવત એજ ખ્યાલમાથી જન્મ પામી છે. ફારસી તથા અરબી ભાષામાં પણ એને મળતાં કથનો પુષ્કળ જોવામા આવે છે. વળી ઇંગ્રેજીમાં પણ સ્ત્રી સબંધી નિંદાયુકત વચનો કોઇ કોઇ ઠેકાણે નજરે પડે છે;

"Frailty ! thy name is woman!"

એક કવિએ દેખીતી દયાની ઢબથી હાસ્યજનક નિંદા એવી રીતની કરી છે કે:-

"Men have many faults, poor women have but two;
There is nothing right they say, nothing right they do"

અર્થ:—પુરૂષોમાં અનેક દોષ જોવામા આવે છે. બિચારી સ્ત્રીઓમાં માત્ર બેજ દોષ છે. જે કંઇ તેઓ બોલે છે તે બધું ખોટું, ને જે કંઇ તેઓ કરે છે તે પણ બધું ખોટું.

વાઘ અને મનુષ્યના ચિત્રમા માણસે વાઘને પછાડેલો એવો દેખાવ અભિમાન દેખાડી જ્યારે બીજાએ પ્હેલાને બતાવ્યો, ત્યારે પ્હેલાએ કહ્યુ કે એ ચિત્રનો દોરનાર જો વાઘ હોત તો આથી ઉલટુંજ ચિત્ર તમારી નજરે પડત; આને મળતો જવાબ સ્ત્રીવર્ગ પુરૂષવર્ગને વાજબી રીતે આપી શકે. કેટલાક વિદ્વાનો એમ કહે છે કે, સ્ત્રી પુરૂષના હક સમાન છે, ને તેમણે એક બીજા પ્રતિ બરોબરીઆંની પેઠે વર્તવુ જોઇયે. બીજા કેટલાક વિદ્વાન કહે છે કે, સ્ત્રીની પદ્વી પુરૂષના કરતાં બહુ ઉતરતી છે, માટે તેમણે તો સદા પતિની તાબેદારી ઉઠાવવી જોઇયે. પ્હેલા પ્રકારના વિદ્વાનોનું કહેવું દેખીતી રીતે મુકાબલે

વધારે પસંદ કરવા યોગ્ય છે, પરંતુ તેનો અમલ કરવો એ જરા કઠણ જણાશે, કેમકે એક મ્યાનમાં બે તરવાર સમાઇ શકે નહિ.* બન્નેની ઉલટી દિશા સૂચક આજ્ઞાઓ હોય ત્યારે એ તો ઉઘાડુંજ છે કે તેનો અમલ થઇ શકે નહિ. જૂદા જૂદા ધર્મના પુસ્તકો વાંચતાં આપણને જણાય છે કે, સ્ત્રીએ પતિનો હુકમ માનવો, આવું કથન ઘણું કરી દરેકમાંથી નિકળશે. આ બાબત મહાન નાટકગુરૂ અને વિલક્ષણ બુદ્ધિના કવિ શેક્સપિયરનો અભિપ્રાય આપણું લક્ષ ખાસ રીતે ખેંચે છે—

" Such duty as the subject owes the prince,
Even such a woman oweth to her husband."

"રાજ્યકર્તા તરફ જેવી ફર્જ પ્રજાની છે, તેવીજ સ્ત્રીની પતિ ભણી છે."

ઘણાખરા વાંચનારાઓને યાદ હશે કે આપણા સ્વર્ગવાસી મહારાણી વિક્ટોરિયાને લગ્નને ટાકણે જ્યારે ધર્મગુરૂએ સૂચના કરી કે "લગ્ન સબંધી કોલમાં સ્ત્રી એમ કહે છે કે હું મ્હારા ધણીના હુકમ પ્રમાણે ચાલીશ. આપની ઇચ્છા હોય તો એ વચન સદંતર કાઢીજ નાખિયે અથવા તેમાં ફેરફાર કરિયે." ત્યારે આપણાં ભલાં રાણીજીએ ઉત્તર દીધો કે "નહિ, તેમ કરવાની કશી જરૂર નથી. હું મ્હારા પતિના કહેવા પ્રમાણે વર્તીશ."

વળી સ્ત્રીના શારીરિક બાંધા તરફ જોતા તેની રચના પુરૂષના કરતાં નબળી છે, એમ તો ચોખી રીતે જણાઇ આવે છે. પતિ તેના રક્ષક અને પાલક અર્થે સરજાયલો છે, તેથી સ્ત્રીની ફર્જ છે કે પતિ પ્રતિ પોતાની વર્ત્તણુકમાં બનતી નમ્રતા રાખે, અને સેવા બજાવવા તત્પર રહે. પતિએ એમ વિચારવું જોઇયે કે, મ્હારા સસાર સુખનો આધાર તથા રોજના ધધાનો શ્રમ ઉતારનાર તથા સદા આનદ આપનાર મારી પત્ની છે, માટે મ્હારી ફર્જ એ છે કે એને પૂરતું માન આપી, જોઇતી હાજતો પૂરી પાડી, સતોષ પમાડી, સદા રાજી રાખું. સદ્‌ગુણી સ્ત્રી પોતાના પતિને સન્માર્ગ બતાવવા બહુ મદદગાર થઇ પડે છે દાખલા શ્રમ લઇ શોધવા પડે તેમ નથી. કેટલાક યુરોપિયન અમલદારો હિંદુસ્થાનમાં પ્રથમ કુંવારા આવે છે ત્યારે કેવા અભિમાની, ક્રોધી, જક્કી, તથા તરંગી હોય છે, અને પરણ્યા પછી કેવા મિલનસાર, નમ્ર તથા વિનયવાળા બને છે, એ વાત ઘણાખરા વાચકના ધ્યાનમા હશે વળી સંકટ-સમયે ખરો દિલાસો પત્ની તરફથીજ મલી શકે છે કવિ ઑટવે સુદર ભાષામાં કહે છે કે.—

" Oh woman ! Lovely woman ! nature made thee
To temper man. We had been brutes without you

* એક વિનોદી સ્ત્રીએ પોતાની સખીને કહ્યુ કે મને બહુ આશ્ચર્ય લાગે છે કે એક અતિ ઉપયોગી અને મુદ્દાની બાબત વીશે અમે તદ્દન એકમત્ત છિયે, છતા મ્હારા પતિની જોડે વારંવાર કંકાસ કેમ થાય છે ? સખીએ પુછ્યુ. એવી મુદ્દાની બાબત શી છે ? પેલીએ ઉત્તર દીધો: "એવે પ્રસગે મ્હારો પતિ પોતાનો કક્કો ખરો કરાવવા હઠ લે છે, અને હું પણ એજ વિચારની હોવાથી એજ દિશાએ પ્રયત્ન કરૂ છુ. "સચી વોઢી જો મેને કહી" એવો અમારો બન્નેનો દૃઢ નિશ્ચય છે !"

'There's in you all that we believe of heaven :
Amazing brightness, purity and truth,
Eternal joy and everlasting love."

OTWAY, *Venice Preserved.* (Act I. Sc. I.)

"હે સ્ત્રી! રમણીય સ્ત્રી! કુદરતે તને પુરૂષની ઉગ્રતા શાંત કરવા સરજી છે; ત્હારા વિના અમે પશુ સમાન રહી ગયા હોત. ફરેસ્તાઓને સુંદર ચિતરવામાં આવે છે, તે ત્હારા જેવા દેખાય એટલા માટેજ. બેહસ્તની ખુબીઓ જે કંઇ અમે માનિયે છિયે, તે ત્હારામાં સમાયલી છે: આશ્ચર્યકારક પ્રકાશ, સ્વચ્છતા, અને સત્યતા, નિરંતર આનંદ અને સદા ટકી રહે એવા પ્યાર."

કવિ ગે કહે છે કે—

"If the heart of a man is depressed with cares,
The mist is dispelled when a woman appears."

"જ્યારે પુરૂષનું હૈયું ચિંતાઓથી ઉદાસીન બને છે ત્યારે સ્ત્રીના દર્શનથી એ ધુમસ દૂર થઇ જાય છે."

સ્ત્રીરૂપ સાધન વડે જ્યારે પુરૂષને આટલો બધો લાભ થાય છે, ત્યારે શું તેની એ ફર્જ નથી, કે પોતાની સ્ત્રી પ્રતિ માયા તથા ઉદારતાથી વર્તી તેના સુખ સમુદાયમાં જેમ બને તેમ વૃદ્ધિ કરવી? એજ રીતે શું પત્નીનું એ કર્તવ્ય નથી, કે વિનયપૂર્વક મધુર વચન વડે બનતા પ્રયાસથી પોતાના સુખના આધારરૂપ શિરોમણિ, રક્ષક તથા પોષક પતિને રાજી રાખી દુનિયાંદારીની જંજાલમાંથી એ ઘડી તેને મુક્ત કરી તેને જેટલો બને તેટલો આનંદ આપવો?

બીજી અગત્યની ફર્જ પોતાના બાલકો પ્રતિ કેવી રીતનું વર્તન રાખવું તે સંબંધી છે. તેમની બધી રીતની સગવડો સાચવવી, પરંતુ તેમને લાડ લડાવવા નહિં, કેમકે માત્ર અલ્પ સમય સુધી તેઓ ખુશ રહે છે, પણ જાથુકના તેઓ દુઃખી થાય છે. બળિયલ સ્વભાવ રાખવો નહિ. તેઓ કલાસર વર્તે એવી તેમને ટેવ પાડવી. ધમકી કે મારના ભયથી તેઓ જુઠું ન બોલે તે બાબત સંભાળ રાખવી. સત્યને સદા વળગી રહે, ને પરમેશ્વરનો ડર રાખે, એવો પ્રયત્ન સતત્ ચાલુ રાખવો. વડીલો તરફ અદબથી વર્તે તેવી તજવીજ રાખવી. તેમની બુદ્ધિ ખીલે, તથા તેમનાં જ્ઞાનમાં વધારો થાય તેવો પ્રયાસ કરવો. વખતો વખત સમશ્યાઓ, અસરકારક કહેવતો, બોધકારક દોહરાઓ ગમતની સાથે શીખવવાં.

ત્રીજી ફર્જ પોતાનાં સાસુ, સસરા, નણંદ, દેરાણી, જેઠાણી, ઇત્યાદિ પ્રતિ વર્તન સંબંધી છે. બહુજ ટુંકા રૂપમાં કહિયે તો વડીલો પ્રતિ માન તથા વિવેકથી વર્તવું, તથા બરોબરીઆં તેમજ પોતાનાં કરતાં ન્હાની વયનાં સગાંવ્હાલાં પ્રતિ પ્રેમથી વર્તવું. વાતચિતમાં કઠોર વચનનો ત્યાગ કરવો. છણકો તથા રોષ વિખ સમાન છે.

* * *

સંસાર સુખ ઉત્તમ રીતે ભોગવવા અર્થે દંપતીને સહનશીલતા અને ક્ષમા એ બે ગુણોની અતિ અગત્ય છે. ઝીણી ઝીણી અરૂચિકર બાબતો યાદ કરી કડવી લાગણી જાગૃત

પત્ની—આપ બહુ ઉદાર દિલના તેમજ માયાળુ છો, તેથીજ આવી રીતના વિચાર આપના મનમાં પ્રવેશ થવા પામ્યા છે. બીજા કેળવાયલા પતિઓ પણ પોતાની સ્ત્રીને, છેક ચાકરડી જેવી નહિ, તોપણ પોતાના કરતાં બહુ ઉતરતી પંકતિની ગણે છે.

પતિ—જો તેઓ પોતાની પ્રિયાને આમ હલકી ગણતા હોય તો તેઓ પોતાને હાથે પોતાનું સુખ ઓછું કરી નાખે છે.

પત્ની—આપના મુખારવિંદમાંથી નિસરતા પ્રત્યેક વાક્યમાંથી આપણા દયાળુ દિલની લબાઇ, પોહલાઇ પ્રદર્શિત થાય છે. પરતું, મ્હારે એમતો કેહવું જોઇયે કે સ્ત્રીએ પોતાના પતિની ગમે તેવી અઘરી પણ શક્ય આજ્ઞા આનંદ ભેર ઉઠાવી લેવી, એ તેનેજ ભૂષણ રૂપ છે, અને તેજ તેના સુખનું સાધન નીવડે છે. વળી પત્ની કેટલીક બાબતમાં પતિને આજ્ઞા કરે છે, પણ તેનુ તેને ભાન નથી. સ્ત્રી પતિને કહે છે કે આજે તો મને રેશમી સાડી જોઇયે, મને નાટક દેખાડવા તેડી જાઓ, ઇત્યાદિ. તેની ઇચ્છા પ્રમાણે ધણી વર્તે, ત્યારે શું એ દરેક કથન એક પ્રકારની આજ્ઞા નથી? છેજ, પરંતુ તે સ્પષ્ટ આકારમાં મૂકાયલી નથી, એટલોજ ફેર.

પતિ—ત્હારા વિચારોની શુદ્ધતાથી મને બહુ હર્ષ ઉત્પન્ન થાય છે. આપણામાં જે ચાર સુખ ગણાય છે, તેમાં કહેલું છે કે ચોથું સુખ જે સુંદર નાર, તેને બદલે બીજું સુખ જે સદ્‌ગુણી નાર એમ જોઇયે. પ્રાણપ્રિયા, આજની ત્હારી વાતચિતથી મ્હારી સુખસમૃદ્ધિમાં અકથનીય વધારો થયો છે.

* * *

નિર્મળ અંતઃકરણની ભણેલી સ્ત્રી પોતાના વિનય તથા ચાતુર્ય વડે સાસરિયાંમાં રહી કેવી સરળ રીતે વિઘ્ન દૂર કરી સુખસમુદ્રમાં તરી શકે છે, તેનું ચિત્ર આ નીચે જોવામાં આવશે.

" પિયુહાથ લીધા પછી, બે દહાડા પિયેર,
હેત હર્ષ ઉપજાવશે, એ રીતે સુખ લ્હેર. "

જનેતા—દીકરી કેમ છે?

પુત્રી—તમારી રૂડી શીખામણના પ્રતાપથી હું તો આનંદમાં દહાડા નિર્ગમું છું. તમે શુભ વાણી ઉચ્ચારી હતી તેજ પ્રમાણે હું સ્વર્ગસુખ અનુભવું છું. આ સાત દહાડા કેમ ચાલ્યા ગયા તેનું મને બરાબર ભાન પણ રહ્યું નથી. જાણે સાત કલાકજ હોય એમ ભાસે છે,

જનેતા—પણ ત્હારી સાસુ બહુ આકળા સ્વભાવની કેહવાય છે, માટે ત્હારી જોડે તે કેવી રીતે વર્તે છે તે જાણવા ઇચ્છું છું.

પુત્રી—તેઓ જરા તાના સ્વભાવનાં છે ખરાં, પણ તેની કૂંચી મેં ખોળી કાઢી છે. કઠોર વેણ કે તીવ્ર ઠપકો હું ધીરજ ધરી સહન કરી જાઉં છું, અને તે છેકજ વિનાકારણ હોય છે, ત્યારે મનમાં જરા રમુજ ઉપજે છે, પણ તે હું પ્રકાશમાં આણતી નથી. મિષ્ટતાથી વિનયપૂર્વક ઉત્તર દઉં છું, તેથી ગમે તેવું ભયાનક દેખાતું વાદળ વિખરાઇ જાય છે. હું હૃદયમાં એવી તેવી વાત ઉતારતીજ નથી. મ્હારી એક યુવાન પડોસણે કહ્યું છે કે "જેવાની સાથે તેવાં થઇયે. પાંચ સાત વખત છાતીમાં સામા વાગે તેવા જવાબ આપે તો ત્હારે

# "સ્ત્રીબોધ" શરૂઆતથી વાંચનારી એક બાઈનો અનુભવ.

લેખક—બાઇ જરબાઇ ધનજીભાઇ હો. વાડ્યા.

"સ્ત્રીબોધ"ની પ્હેલી વાંચનારીઓમાંની એક લેખે આજે એ ચોપાનિયાંની જુબિલીનો શુભ પ્રસંગ આવેલો જોઇ મને મોટો આનંદ થાય છે. ચોપાનિયાં તો ઘણાંએ નિકળે છે, જે પચાસના સો વર્ષ પણ જીવે છે, પણ તે પેમા પેદા કરવાના હેતુથી આરંભેલાં અને ચલાવેલાં હોય છે; એટલે જાહેર પ્રજાને તેમની જુબિલી કરવાની કશી ઉલટ આવતી નથી. પણ આ ચોપાનિયું તો સ્વતંત્ર દિલના, મજબૂત મનના, વિરલા સુધારાવાળાઓએ સ્ત્રીજાતિની મારફતે સુધારાનું ઝાડ મોટું કરવા માટે સ્થાપેલું અને ખરાં છીગર તથા ઉલટે ચલાવેલું ચોપાનિયું છે. વળી એ ચોપાનિયું નિકળ્યું તે વખતના આપણાં બૈરાં કેવાં હતાં ને આજનાં કેવાં છે તે જોવાની મને ઇશ્વરે તક આપી છે, તે માટે હું તો માનું છું કે એ ચોપાનિયાંનો જન્મ દિવસ આજ પચાસ વર્ષે આપણુને આનંદમય થઇ પડવોજ જોઇયે.

એવી રીતે કહેવાયલું છે કે અશો પેગમબર જરથોસ્તે પોતાનો ધર્મ ફેલાવવામાં સ્ત્રીઓની મદદ માંગી હતી, અને બાદશાહ વિસ્તાસ્પની રાણીને પ્હેલો પોતાનો ધર્મ શીખાડયો હતો. તેમ આપણા સુધારાના અગ્રેસરોએ કર્યું કે સંસાર સુધારો પોતાની વચ્ચે કાયમ કરવાને માટે તેઓએ સ્ત્રીઓને શીખવવાની જરૂર જોઇ. હવે તે વખત એવો હતો કે છોડીઓની નિશાળથી કેળવણીનો આરંભ કરતાં જે ઢીલ પડે તે ઢીલ ચાલી શકે એવું નહોતું. પુરૂષો પશ્ચિમની કેળવણી પામીને પોતાની રાહરસમોમાં ભેળાયલું વ્હેમનું, બુતપરસ્તીનું અને અપટાઇનું તત્ત્વ દૂર કરવા માગતા હતા, તે વખતે તેમને ઘરની ને કુટુંબની બાનુઓની મદદની જરૂર હતી. તે મદદ વિના ઘણાઓ ઘેરવેલા અને બહાર ડાહ્યા ગણાવાનાં અપમાનમાં આવતા હતા. એટલે જે જાહેરમાં ઉભા રહી જે ચાલોને વખોડતા અને જે સુધારા માંગતા તે ચાલોને પોતાનાજ ઘરમાં ચાલુ રાખવા પડતા, અને તે સુધારાઓનો આરંભ પોતાથી કરાતો નથી, એવું જોઇ તેઓએ પોતાની અર્ધાંગનાઓ તેમજ વડીલ માતાઓની ખાતરી કરવા સારૂ સ્ત્રીઓને માટેજ ખાસ ચોપડી ચોપાનિયાં લખવા માડયાં, જેઓમાંનુ એક 'સ્ત્રીબોધ' હતુ. તે વખતમાં ઘણાંજ થોડાં બૈરાં વાંચી જાણતાં હતાં, પણ "સ્ત્રીબોધ"માં લખાણો એવી રસીલી ઢબે આવતાં કે જેઓ વાંચતાં તેઓ બીજાને કહેવાની ઉલટમાં આવી જઇ સ્ત્રીઓનાં મંડળ સામે વાંચી સંભળાવતાં. તે વખતે ચાલતા વ્હેમો ઉપર અજવાળું પાડવા માટે ઘણી કુનેહથી તે વખતના લખનારાઓ વાર્તાઓ, વૃતાનો વિગેરે લખતા, જેથી ઘરડાં તેમજ જુવાનોને વાંચવામાં રસ પડતો, એટલુજ નહિ, પણ સર્વપર અસર થતી, અને ઘરડાંઓ જેઓ જુવાન દીકરા દીકરીના સમજાવવે પોતાની હઠ નહિ છોડતાં તેઓ "ચોપડીમાં જુઓ શું લખ્યું છે" એમ એકમેકની આગળ કહી પોતાની ચાલમાં સુધારો કરતાં તે વખતનાં લોક સહિયડ, ગોવરાં જેવા મંદવાડને ભુત ડાકણ સાથ સંબંધ ધરાવતો સમજી, દવા કે માવજતની

કાળજી રાખ્યા વગર ઓવારપોવાર, ધંતર મંતર અને ચીઠ્ઠીદોરાપર ભરૂમો રાખનાં હતાં. તેવાં તેવાં બૈરાંના વ્હેમો તોડનારી એવી તો ચાલાકીભરી વાતો આ "સ્ત્રીબોધ"માં આવતી કે તે વાંચતાં ઘરડાંઓની પણ ખાત્રી થતી કે તેઓ ધુતારાઓને હાથ વેચાતાં હતાં, અને લુચ્ચાઓને પોતાનો પૈસો ખવાડતાં, એટલે તેવાંઓ પણ પસ્તાઇને ઠેકાણે આવતાં અને વ્હેમો છોડતાં. અલબત આજે બી પારસીઓમાં વ્હેમીઓ છે, પણ તેવાંઓની સંખ્યા ઘણી જુજ છે, જ્યારે "સ્ત્રીબોધ"ના જન્મ વખતે તો ઘેરે ઘેરે બૈરાં વ્હેમ સિવાય બીજું જાણતાંજ નહોતાં

આજ પચાસ વર્ષની વાતપર પારસીઓમાં ડહાપણવાળાં બૈરાં નહોતાં એમ હું કહેતી નથી. કેટલાંક એવાં ચતુર ને એવાં ડહાપણવાળાં હતાં કે હજી તેમની હુશિયારી અને ભલા-ઇની તારીફ થાય છે તેમજ વળી સારાં સારાં ઘરોમાં સ્ત્રીઓને વાંચવા લખવા શીખવવાનો ચાલ હતો,-ગરીબ મહેનત મજુરીમાં પડેલાંજ તદન અભણ રહેતાં. પણ તે વખતે સારી વાર્તાઓ, નીતિભર્યા વૃતાંતો, એવું બૈરાંના વાંચવામાં આવતું નહિ, કેમકે તેવાંની હસ્તીજ આપણી તરફ નહોતી. શાહનામાં જેવી થોડીક ઇતિહાસને લગતી ચોપડીઓ ગુજરાતીમાં પારસીઓને બસ્તી ગણાતી, તેમજ કેટલીક કહાણી કિસ્સાની ચોપડીઓ હતી, પણ ઘણાંજ થોડાં તે વાંચવાની ઉલટ રાખતાં. બઇરાંઓમાં વાંચવાનો શોખ જે વધ્યો તે "સ્ત્રીબોધ"થી વધ્યો એ મ્હારી નજરે મેં જોયલું છે. બાબતો બધી સ્ત્રીઓને પસંદ આવે તેવી લખવામાં આવતી, એટલુંજ નહિ, પણ એબારત સઘળી તે વખતે જેવી અશુદ્ધ ગુજરાતી પારસી બૈરાં સમજી શકે તેવીજ વાપરવામા આવતી, જેથી થોડું વાંચવા શીખેલા પણ બહોળુ જ્ઞાન મેળવી શકતાં. "સદ્ગુ-ણી સ્ત્રીઓ," "લાયકીવાળી ઓરતો," વિગેરે વિષયો જો અધરી ભાષામા લખી પોતાની હુશિયારી દેખાડવા મર્હુમ મી૦ કાબરાજી મંડેલા હતે તો તેમ કરી શકતે, પણ ત્યારે "સ્ત્રીબોધ" થયું તેટલું લોકપ્રિય નહિ થતે હવે એ લીપી વખતને અનુસરી જે સુધારવામાં આવી છે તે તદન વાજબી છે, પણ તે વખતે તો વાચનારને લાયકનાંજ લખાણ કરવાનુ ડહાપણ એ મર્હુમ દેખાડતા હતા. વળી સંગીતનો અભ્યાસ નહિ કીધેલો એવાં બૈરાં ફક્ત ગાયનના શોખથી ગાવા શીખે એવા સ્હેલ રાગોમાં દર ચોપાનિયાને છેડે ગીતો મુકતા એઓએ ગાયનનો શોખ પારસીઓમાં વધાર્યો તે વખતે તો ઝીણા રાગે ગીત ગાવાં એ આબરૂહીન શરમ વગરનાં બૈરાંનું કામ ગણાતું, અને તેથી ઘણા મીઠા હલકવાળાં બૈરાં પણ પોતાના અવાજને નહિ ખીલવતાં, સામા બિગાડીને લગ્ન વખતનાં ને એવાં બીજા ગીતો ગાતાં. સારા મીઠા અવાજે ગાવાનુ તો હલકા વર્ગની નીચ સ્ત્રીઓનેજ માટે હતુ, અને પરિણામમા જે જવાનોને ગાયનના ખુદાઇ હુનરનો શોખ હોય તેઓ એવી દુર્ગુણી સ્ત્રીઓની સોબતમા પોતાનો શોખ પૂરો પાડતા. પણ તેની અસર સંસાર ઉપર માઠી થતી જવાનો બિગડી જતા, જવાન સ્ત્રીઓ દુઃખી થઇ પડતી. માટે સ્ત્રીકેળવણીની સાથે સાથ ગાયન સામેના ખોટા વ્હેમો તોડવાની મર્હુમ મી૦ કાબરાજીએ બાથ ભીડી, અને "સ્ત્રીબોધ" મારફતે તેમજ પોતાના કુટુંબના જાતિ દાખલાથી ઘણી ગીબત અને લોક-ચર્ચા તેમજ હમીનો જુલ્મ ખમીને પણ એ અવશ્યનો સુધારો તેઓએ પારસીઓમાં કીધો.

માટે હું, જેણે પચાસ વર્ષ અગાઉનો પારસી સંસાર જોયો છે, ને જે આજનો જોઉ છું, તે હિંમતથી કહી શકું છુ કે આપણો સુધારો ઝડપથી આગળ વધ્યો ને સ્ત્રીઓને જ્ઞાન

આપવાથી વધ્યો. "સ્ત્રીબોધ" ને બીજાં ચોપાનિયાં વંચાતાં થવા પછી છોકરીઓને નિશાળે મોકલી ભણાવવાની માતાઓની હોંસ વધી, ન્હાની છોકરીઓને પરણાવી આખો જન્મ અપટ જેવી રાખવાના પરિણામ તેઓ સમજતા શીખી, અને મોટી ઉમરે પરણેલી અથવા જન્મભર કુંવારી રહેલી બીજા દેશોની સદ્ગુણી સ્ત્રીઓના વૃતાંત વાંચી જવાન સ્ત્રીઓ પણ હિંમતવાળી થઇ અને લગ્નમાં ઝોપવાવવાની ઉતાવળ કરતી અટકી, જેનાં પરિણામમાં તેઓ લાંબો વખત વિદ્યાભ્યાસમાં ગાળતી થઇ. વળી સાસુ વહુના કજિયા જે ઘરેઘર સાધારણ હતા તે "સ્ત્રીબોધ" ના ફેલાવા સાથ ઘટતા ગયા. વડીલને માન આપવાની ફરજ વહુઓ સમજતી ગઇ, જુવાનોનાં મતને અનુસરી ચાલવાની જરૂર સાસુઓ જોતી ગઇ, એટલુંજ નહિ, પણ પુરૂષો સ્ત્રીઓ તરફ વધારે વિશ્વાસ અને માનની લાગણીથી જોવા લાગ્યા, ધણી ધણીઆણી વચ્ચે સંપ વધ્યો, અને પરિણામમાં ઉપલી કીસમના કજ્યા બંધ પડયા. ઘણાંકો આજે કહેવા નિકળશે કે "સ્ત્રીબોધ" જેવા ચોપાનિયાંની હસ્તી પણ અમે તો જાણતા નહિ હતા તોપણ અમે કેમ સુધર્યાં? પણ તેઓને ખબર નથી કે એક ફૂલની સુગંધ જેમ ચોમેર પથરાય છે, તેમ એક શુભ પગલાંની અસર, એક સારા કામની ખબર, ચોમેર ફેલાય છે, અને એક બાઇએ વાચીને જે સુધારો કર્યો તે બીજી સ્ત્રીઓએ તેણીના દાખલાથી કીધો, અને એ રીતે આપણાં લોકમાં સુધારાનો પ્રસાર થયો.

જે વખતે રોજના વર્તમાનપત્રો નહિ હતાં તે વખતે પારસી બાઇઓને દુનિયાદારીનો જે કઇ ખ્યાલ આવતો તે "સ્ત્રીબોધ" થી મળતો. ઇતિહાસ, ભૂગોળ જેવું જેઓ કંઇજ નહિ જાણતાં તેમને પણ દુનિયાના બીજા દેશોનુ જ્ઞાન "સ્ત્રીબોધ" મારફતે મળતું, કેમ કે એવા વિષયો ઘણીજ રસીલી જ્બાનમાં મર્હુમ મી૦ કાબરાજી અને બીજા ઉમંગી ગૃહસ્થો "સ્ત્રીબોધ" મા લખતા. કદી, કદી પણ તેઓએ સ્ત્રી જાતને શરમાવે, હિણપસ્તી લગાડે અને ખોટો દાખલો બેસાડે એવો વિષય "સ્ત્રીબોધ"માં દાખલ થવા દીધો નથી કે હાલાં વાર્તાઓનાં ટાહેલાં લીધાં નથી. અમુક વાર્તાથી બૈરાંપર કેવી અસર થશે તે વિચાર કરીનેજ મર્હુમ અધિપતિ બહારની આવેલી બાબતો પણ દાખલ કરતા. એક વખત એવો હતો કે "સ્ત્રીબોધ" સિવાય બીજું ચોપાનિયુંજ મ્હારા જોવામાં નહિ આવતુ હતું, પણ હવે તો બીજાં ઘણાં જોઉં છું. તે છતા "સ્ત્રીબોધ"નું એ એક લક્ષણ "સ્ત્રીબોધ"માંજ જળવાતુ મને લાગે છે, અને હું મ્હારાં જુવાન દીકરા દીકરીના હાથમાં તે તદન હિંમતથી આપતી હતી અને હવે તેમનાં કુમળાં બચ્ચાઓને વાંચવા દઉં છું. બીજાં ચોપાનિયાંઓપર હું એવો વિશ્વાસ રાખી શકતી નથી માટે "સ્ત્રીબોધ"નો આનંદનો પ્રસંગ આવેલો જોઇ તેની પ્હેલી વાચનારીઓમાની એક તરીકે હું મગ્ન થાઉં છું.

જરબાઇ ધનજીભાઇ વાડયા.

ખંબાલા હિલ, મુંબઇ

# લૉર્ડ લિસ્ટર અને તેનું મહાન કર્ત્તવ્ય.

## છેલ્લાં પચાસ વર્ષમાં તબીબી વિદ્યામાં થયલી મહાભારત શોધ.

લેખક—ડાકટર શિયાવક્ષ કે. ન. કાબરાજી, એલ એમ એન્ડ એસ.

"મેહરાની માયા"ના કર્ત્તા.

---

પચાસ વર્ષ પસાર! વાચનારી બહેનો! પચાસ વર્ષ સુધી આ પુગણું માહવારી પ્રજા સામે દેખાવ દેતુ રહ્યુ છે, જે દરમ્યાન કુલ પ્રજાને અને ખાસ કરી સ્ત્રીવર્ગને જ્ઞાન અને બોધ આપવાની સર્વોત્તમ નેમ પાર પડતી રહી છે. તો પચાસ વર્ષની મુદત સુધી મજબૂત કદમે કરેલી આ લાંબી મંજલ પછી હવે કંઇક પાછળ ફરી આપણે એક દીર્ઘ નજર કરી લેવી વાસ્તવિક છે.

એ પચાસ વર્ષનો અતર દેશની અને કોમની ઉન્નતિના ઘણાક મહત્ત્વના બનાવોનું સ્મરણ કરાવે છે. દેશની કે કોમની ચડતી માટે લડનારા, અજ્ઞાનપણાનો અધકાર દૂર કરી કેળવણીનો પ્રકાશ પાડનારા, રાજદ્વારી, સસારી અને ધાર્મિક સુધારાઓ કાજે અથાગ રંજ, ફિકર અને બિનસ્વાર્થી જેહમતોમાં જિંદગી અર્પણ કરનારા દેશભક્ત નરનારીઓની વિસરાઈ ગયલી યાદ આ પચાસ વર્ષનો અતર ફરી તાજી કરે છે તે મહાભારત બનાવો એકજ નહિ, પણ સઘળા દેશોની તવારીખમા, સઘળી પ્રજાઓના સુધારા અને વધારાને લગતા છે. તે ધર્મ ક સસારિક અગત્યતાનાજ નહિ, પણ કુદરતી વિદ્યાના અભ્યાસ, જ્ઞાન અને શોધખોળ બાબે વિદ્વાન આલમની અથાગ ખત અને કાળજી બાબે આપણને બોધ દેનારા છે, કારણ કે તેમાથી કુલ આદમજાતે પામેલા આશિષ અને સુખમા તે સઘળા ઉમગનુ શુભ ફલ નિપજેલુ સિદ્ધ થઇ ચુકયુ છે

તેમ આ વિષયમા છેલ્લા પચાસ વર્ષમા તબીબી વિદ્યામા થયલી એક ભારે મહત્ત્વની શોધ, અને તેમાથી કુલ માણસ જાતના દુખ-દર્દો ટાળી આયુષ્ય વધારનારા હાથ લાગેલા એક અમુલ્ય ઉપાયની સપૂર્ણ ફતેહ બાબે કઇક બોલીશુ

તબીબી વિદ્યાની આ શોધનુ તાત્પર્ય શરીરપર થયલા ગમે એવ નજીવા કે ગભીર પ્રકારના જખ્મો દેહના કશાપણ બિગાડ વિના ફતેહમદીથી રૂઝવવામા સમાયલુ છે એટલે કે, આ શોધ વાહડકાપ વિદ્યા ("સર્જરી")ના પ્રયોગો સાથ નિકટ સબધ ધરાવે છે તેનો ભાગ્યશાલી શોધક એક વિદ્વાન સર્જન જોસફ લિસ્ટર છે, જે હાલ લૉર્ડ લિસ્ટર તરીકે પોતાના દેશમા અને તમામ સુધરેલી પ્રજાઓમા જગાશકાર થઇ ચુકયો છે લૉર્ડ લિસ્ટરની આ શોધથી તબીબી વિદ્યાનો એક નવોજ સફો ખુલ્લો થયો છે; હજારો અને લાખો જીવોની ઘાત થતી બચી છે, બધી વહાડકાપ વિદ્યા એક નવાજ ધોરણ પર સ્થાના પામી છે, અને ગોયા પોતાની બેકિંમતી શોધથી દુખિયાઓના મેળવેલા આશિષના પ્રતાપે આ મહાન નર પોતે વૃદ્ધ વયે સારી સુખાકારીમા હજી જીવતો રહેવા પામ્યો છે

## જન્મ, બચપણ અને શરૂઆતની તબીબી કેળવણી.

જોસફ લિસ્ટરનો જન્મ તા૦ ૫ મી એપ્રિલ ૧૮૨૭ ને દીને થયો હતો. એનો પિતા મી૦ જોસફ જૅક્સન લિસ્ટર લંડનમાં દારૂનો એક વેપારી હતો, અને તેજ ધંધો તેના બાપદાદાનો પણ હતો. પણ આપણા દેશીઓ માફક મી૦ જે. જૅક્સન લિસ્ટર પોતાના ધંધામાં માત્ર કમાણી કુટી કાઢી પૈસો એકઠો કરવામાંજ મન રોકાયલું રાખવાનું પસંદ કરતો હતો નહિ. તે એક વેપારી હોવા ઉપરાંત વિદ્યાભ્યાસનો પણ શોખીન હતો, અને તે વેળાએ બનતાં સૂક્ષ્મદર્શક યંત્રો ("માઇક્રોસકોપ") માં વધુ તેજ ("પાવર") ના કાચ બનાવીને ગોઠવવાની કાબેલિયત માટે પ્રસિદ્ધ થયો હતો. હાલના વખતમાં બનતાં ચઢતાં તેજનાં "માઇક્રોસકોપ," અને તેમની મદદથી કુદરતી જ્ઞાનમાં થયલી અનેક અગત્યની શોધો, આ દારૂના વેપારીની વિદ્વાન મગજ–શક્તિને બહુ દરજ્જે આભારી છે.

જોસફ લિસ્ટરે ટૉટનહેમની નિશાળમાં પોતાની બાળપણની કેળવણી લીધા પછી લંડનની "યુનિવર્સિટી કૉલેજ"માં ચઢતો અભ્યાસ કરવા માંડ્યો, અને ૧૮૪૭ માં વિસ વર્ષની વયે બી. એ. ની પદવી મેળવવા પામ્યો ત્યારબાદ તેજ કૉલેજના તબીબી શિક્ષણના વિભાગમાં વૈદાંનો અભ્યાસ તેણે શરૂ કીધો, અને તેની સાથે જોડાયલી હૉસ્પિટલમાં સઘળું વ્યવહારૂ જ્ઞાન મેળવી પાંચ વર્ષમાં પસાર થઇ બહાર પડ્યો. તેની તે શરૂઆતની તાલીમ દરમ્યાન પણ શોધખોળ બાબે પોતાની કુદરતી વલણની કેટલીક સાબીતીઓ તે આપી ચુકયો હતો, કે જે વલણ પ્રથમ તો તેને પોતાના વેપારી-વિદ્વાન બાપથી વારસામાંજ મળી હતી, અને વૈદાની સનદ મેળવ્યા પછી તેણે સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી શરીરના કેટલાક અવયવોની બારીક રચનાપર અવલોકન કરી તે બાબે વિદ્વતાભર્યા નિબંધો પ્રસિદ્ધ કર્યા હતા.

લિસ્ટર જ્યારે ૧૮૫૨ મા બહાર પડયો ત્યારે લંડનની યુનિવર્સિટીની એમ. બી. અને 'રૉયલ કૉલેજ ઑવ સર્જ્યન્સ'ના ફૅલો (એફ. આર સી. એસ.)ની સનદો ધરાવતો હતો; પણ હજી આગળ અભ્યાસ કરી કુદરતી વિદ્યાનું વધુ જ્ઞાન સંપાદન કરવાની ઉત્કંઠા ઝાઝી હોવાથી પોતાના માનવંત ગુરૂ પ્રોફેસર શાર્પીની સલાહપર અમલ કરી ઍડિનબરો જઇ તે વેળાના એક ભારે વિખ્યાતી પામેલા સર્જ્યન પ્રોફેસર સાઇમ પાસે વધુ શિક્ષણ લેવાનો તેણે નિશ્ચય કરયો. સાઇમ ઍડિનબરોની પ્રસિદ્ધ હૉસ્પિટલ "રૉયલ ઇનફર્મરી" નો વડો સર્જ્યન હતો, અને તેના હાથ હેઠળ લિસ્ટરે બે વર્ષ સુધી કામ બજાવ્યા પછી ત્યાંજ તે એક સર્જ્યન નેમાયો. તેની પ્રથમ ધારણા તો માત્ર પાંચ ૭ અઠવાડિયાં સુધી સાઇમ પાસ શિક્ષણ લઇ લંડન પાછો ફરવાની હતી. પણ વખત જતા બંને વચ્ચે સ્નેહની ગાંઠ મજબૂત થતી ગઇ, અને સાઇમે તેને પોતાનો મદદનીશ બનાવ્યો, એટલુંજ નહિ, પણ પાછલથી તેની સાથ પોતાની દિકરીનું લગ્ન કરી આપી સગપણનો સંબંધ ઉમેર્યો

આ મુદત દરમ્યાન "Coagulation of blood" (એટલે શરીરમાથી લોહી બહાર પડતાં બંધાઇ જાય છે તે) કેમ થાય છે તે વિશે તેણે બારિક જુસ્તેજો ચલાવી હતી, અને આ બાબે સઘળી તરેહની વિગતો એકઠી કરવા તે કોઇ વાર કસાઇખાનાઓમાં, તો કોઇ વાર જાનવરોને લગતી હૉસ્પિટલોમાં, અને કોઇ વાર પોતાના રહેવાના મકાનમાં, કવાકોના કવાકો પોતાના

શિષ્યો સાથ ગાળી કાઢતો. ઍડિનબરોમાં ૭ વર્ષ કાઢયા પછી ૧૮૬૦ માં ગ્લાસ્ગોની "રૉયલ ઇનફર્મરી"માં સર્જરીના પ્રોફેસર તરીકે લિસ્ટરની નેમણુક થવાથી તે ત્યાં ઉપડી ગયો.

## પચાસ વર્ષપરની "સર્જરી"—તેની મુસીબત, નિરાશા, અને નિષ્ફલતા.

અહિં સુધી લિસ્ટરની કારકીર્દી વર્ણવ્યા પછી આપણે કંઇક થોભીશું, કારણકે ગ્લાસગોમાંજ લિસ્ટરની અથાગ મહેનત અને ઉમંગી અભ્યાસનું તે ફલ નિપજવાની શરૂઆત થાય છે, જેના પ્રતાપે તમામ પૃથ્વીપર તે પોતાનું નામ અમર કરી શકયો છે. પણ તેપર કંઇ વિવેચન કરવા પ્હેલાં તે વેળાની વઢાડકાપ વિદ્યાની સ્થિતિ, અને નાચાર બીમારોનું દુઃખ ટાળવામાં તેની ફતેહ યા નિષ્ફલતા બાબે અત્રે થોડુંક બોલવું જરૂરનું છે.

પચાસ વર્ષપરની "સર્જરી" તે વેળા સમૂળગી તેની બચગીમાં તો નહિજ હતી. તે જમાનામાં પણ શોધખોળો તો જારી હતીજ. વળી જ્યારે લિસ્ટરે પ્રથમ તબીબી કેળવણી લેવાનું શરૂ કીધું ત્યારે એક મહાભારત શોધ એ વિદ્યામાં મક્કમ પાયે અમલમાં આવી પણ ચુકી હતી, અને તે બાબેની પૂર જોશમાં ચાલેલી તકરારો અને જબરદસ્ત જુંબેશો હજીતો થોડીજ મુદતની શાંત થઇ હતી. તે અગત્યની શોધ ઇથર અને કલૉરોફૉર્મને લગતી હતી, અને "સર્જરીના"ના કેટલાક બિકટ પ્રયોગો વખતે આ પદાર્થોની મદદથી દર્દીને મળતી બેહોશી કેવી આશિષ સમાન હતી, તે તેમનો માનવત શોધક પ્રખ્યાત સર જેમ્સ સિમ્સન પોતાની મજબૂત લડતોથી સ્પષ્ટ પુરવાર કરી શકયો હતો. ૧૯૦૩ના વર્ષના "સ્ત્રીબોધ"ના બે અંકોમાં આ લખનારે આ શોધ અને તેના શોધકનો કેટલોક જાણવાજોગ હેવાલ પ્રકટ કર્યો છે; અને લિસ્ટરની શોધના સબંધમાં તે હેવાલ ફરી વાંચી સઘળી વિગતો મનમા તાજી કરવાની વાચનારને ભલામણ કરવામાં આવે છે. વઢાડકાપ વિદ્યાના બિકટ પ્રયોગો વેળા બીમારોની તાણતોડ અને ભયાનક ચીચારીઓ જ્યારે કલૉરોફૉર્મની મદદથી નાબુદ કરી શકાઇ, ત્યારે ખુદ તબીબોને પોતાને પણ બહુ દરજ્જે ધીરજ આવી, અને જેમ એક હાથપર તેના પરિણામમાં બીમારો પોતે વધુ સંખ્યામાં વઢાડકાપ કરાવવાની ખુશી જણાવવા લાગ્યા, તેમ બીજા હાથપર તબીબો પણ શાંત અને ઠરેલ મગજે નવા નવા પ્રયોગો અજમાવતાં પોતાના હુંનરમાં કેટલોક વધારો દેખાડી શકયા.

પણ કલૉરોફૉર્મની બેમૂલી મદદ છતાં, અને તબીબોએ કુશલતાથી વઢાડકાપના નવા પ્રયોગો પૂર્ણ કીધા છતાં, દર્દીઓને પાછા તનદરૂસ્તીની રાહપર લાવવામા એક ભારે મુશ્કેલી સદાની ઉભેલી જણાતી હતી. તે, શરીરપર થયલો કોઇ પણ જખ્મ, વઢાડકાપથી યા અકસ્માતથી—ગમે એવો ન્હાનો અને નજીવો, કે મોટો અને ગંભીર પ્રકારનો—હમેશ સુઝી આવી પાકપર ચઢવાને લગતી હતી (Inflammation and suppuration of wound). તેના પરિણામમાં જખ્મમાં આઘદે કોહવાટ યા સળો (sepsis and putrefaction) લાગી દર્દીની તબિયત ભારે જોખમમાં આવી પડતી હતી. એ મુશ્કેલીને લીધે માદગીનું બિછાણું બહુ વાર ઘણી મુદત સુધી લંબાતુ હતું, જે વેળા બાપડો બીમાર ભારે કષ્ટ પામી કંઇ કંઇ કહાણીએ મહિનાઓ પછી પાછો ટટાર થવા પામતો, યાતો મોતનો દુતજ કોઇ વેળા તેની

વેદનાઓમાંથી તેને છોડવતો. આ કુદરતી મુસીબતો સામે તે વખતના સર્જ્યનો બહુ સખ્ત બાથ ભીડતા, પણ જખ્મોની સારવારમાં તેઓની અનેક કાળજી અને તદબીર છતાં તેઓ તદન લાઇલાજ બનતા, અને તેમની સઘલી જેહેમતો વ્યર્થ જતી. આ મુશ્કેલીના પરિણામમાં અનેક ખરાબીઓ જન્મ પામી વારંવાર દર્દીને પ્રાણઘાતક નીવડતી હતી; જેમકે જખ્મમાં પરૂં ભરાઇ આવી તે લોહી સાથ ફરતાં આખાં શરીરમાં ઝેર ફરી વળતું, જેને "પાઇમ્યા" (pyaemia) કહે છે, અથવા તો જખ્મવાળો હાથ યા પગ સડી જઇ તેમાં કોહવાટ (gangrene) ઉત્પન્ન થતો, જે દર્દ તે વેળા મુખ્યત્વે હૉસ્પિટલોમાં જણાયલું હોવાથી "હૉસ્પિટલ ગ્રેંગીન" તરીકે ઓળખાતું હતું. કોઇવાર જખ્મમાં "ઍરીસીપેલાસ" ઉત્પન્ન થતો, અથવા કોઇવાર ધનુર્વા ("ટેટેનસ") લાગુ પડી જતો કોઇવાર વહાડકાપ કરેલા હાથ યા પગની ભિતરની એકાદ ધોરી નસ ફુટી જઇ તેમાંથી-લોહી વહેતું જતું*, જે નબળા પડેલા દર્દીને વધુ નબળો કરતું હતું. આવી કિસમની એક પછી એક દુઃખદાયક કહાણીઓમાંથી દર્દીને પસાર થવું પડતું, અને તબીબ બાપડો સઘળી જેહમત છતાં વારંવાર પોતાના બીમારોને મોતને શરણ થતાં જોઈ લાચાર અને પાર વિનાનો નિરાશ બનતો.

## ફ્રાન્સથી જણાતું પ્હેલું અજવાળું.

જ્યારે ગ્લાસ્ગોની હૉસ્પિટલમાં લિસ્ટરની પ્હેલી નેમણુક થઇ તે વેળા વહાડકાપ વિદ્યાની આવી આવી મુસીબતો તબીબોને હરાવતી હતી. લિસ્ટર તે મુશ્કેલીઓ વિશે બહુ વિચાર કરતો હતો, અને ઍડિનબરો છોડવાની કેટલીક મુદત આગમજ તે માટેના કોઇ અકસીર ઉપાયની શોધમાંજ હતો. અવ્વલથી તે એક અનુમાનપર આવી પ્હોચ્યો હતો, અને તે એ કે જખ્મો સુઝી આવી પાકપર ચઢવાનું એક કારણ બહારની હવાનું હતું, જેની સાથ જખ્મનો સમાગમ થતાં તેની અંદરનાં લોહી અને રસીમાં કોહવાટ નિપજતો હતો, જે પાછળથી સઘળી ખરાબીઓને જન્મ આપતો હતો. પણ હવામાં ખરાબ અસર ઉત્પન્ન કરનારૂં એવું શું તત્ત્વ છે, તે બાબે તે હજી કંઇક અંધારામાં હતો. તોપણ પોતાના તેમજ પારકા દેશોમાં કુદરતી વિદ્યાભ્યાસના વધારાથી જાહેરમાં આવતાં જ્ઞાન અને વધતી જતી શોધખોળો બાબે તે પોતાને સંપૂર્ણ રીતે માહીતગાર રાખતો હતો, અને જે અંધકારપર ભવિષ્યમાં અજવાળું પડવા બાબે તે હર પલે વકી રાખતો, તે અજવાળાંના કિરણો તેણે ફ્રાન્સ તરફથી નિકળતાં જોયાં.

આ અજવાળું પાડનાર શોધક તે મર્હુમ નામાંકિત ફ્રેંચ વિદ્વાન પાસ્ટર હતો, જેનું નામ હડખાયલાં કુતરાંના કરડવા સામે લેવાતા અકસીર ઇલાજની જગ-પ્રસિદ્ધ શોધના સંબંધમાં જાહેર પ્રજાની પિછાનમાં ઘણું કરીને આવતું રહયું છે. પણ તે શોધ તો તેની આખી જિંદગીભરના વિદ્યાભ્યાસનું સર્વથી છેલ્લું ફલ જણાય છે. જે શોધ માટે હાલ આપણે બોલિયે છિયે તે તો પચાસ વર્ષ જૂની છે. એટલે કે "સ્ત્રીબોધ"ની હસ્તીની શરૂઆતની સાથેજ તે અગત્યનું જ્ઞાન પણ હસ્તીમાં આવવા પામ્યું છે. પાસ્ટર પોતે તબીબ નહિ હતો; તે તો એક રસાયણી હતો અને તે વિદ્યાનો એક બાહોશ અને ભારે ઉમંગી

* (Secondary haemorrhage).

અભ્યાસી હતો. ફ્રેંચ સરકારનાં રસાયણી ખાતાંમાં તે વડો નેમાયો હતો. તે રસાયણી ખાતું લિલ શ્હેરમાં હતું, જે શ્હેર અને તેની આસપાસનો મુલ્ક ફ્રાન્સનો નામીચો દારૂ બનાવવાનું મુખ્ય મથક છે.

હવે દારૂની બનાવટમાં જે એક રસાયણી ક્રિયા જાણીતી છે તે "ફર્મેન્ટેશન"(Fermentation) ની યાને માહેની ગરમીના ઉભરાથી ચઢતાં શીણને લગતી છે. એ ક્રિયા કેમ ઉત્પન્ન થઇ શકે છે તે બાબે યુરોપના ઘણાક વિદ્વાનો અનેક જૂદાં જૂદાં અનુમાનપર આવ્યા હતા. પાસ્ટરની પ્હેલાં નામીચા જર્મન વિદ્વાનો લીબીગ અને હેમહોલ્ઝ તેપર કેટલુંક અવલોકન કરી ચુકયા હતા, પરંતુ કંઇ પણ ચોક્કસ સિદ્ધાન્ત રજુ ન કરતાં એટલાંજ સેવટપર આવ્યા હતા કે ચોક્કસ કુદરતી પ્રવાહી યા તત્ત્વોમાં, હવામાં સમાયલી ઑક્સીજન ગૅસના સમાગમથી, યા કંઇ પણ બિગડેલા યા કોહવાટ લાગેલા પદાથના સમાગમથી એવું એક પરિણામ ઉત્પન્ન થઇ શકે છે. પણ પાસ્ટરે પોતાની વિદ્વતા અને ખંતીલાં મગજના જોરે તેપર એક નવુંજ અજવાળું પાડી આપ્યું, કે "ફર્મેન્ટેશન"ની ક્રિયા હવાની ઑક્સીજન ગૅસ યા કોઇ પણ હવાના તત્ત્વોની અસરથી થની નથી, પણ હવામાં હંમેશ રહેતી બહુજ બારિક સૂક્ષ્મિક રજકણો યા જંતુઓની હાજરીને લીધે ઉત્પન્ન થાય છે. તે રજકણો નીર્જીવ નહિ પણ જીવદાર છે, અને તેમનીજ અસરથી કોઇ પણ કુદરતી પદાર્થમાં ઉપલી ક્રિયા બનતી જોવામાં આવે છે. આ સિદ્ધાન્તપરથી તે એક વધુ અનુમાનપર આવ્યો, કે વનસ્પતી તત્ત્વોમાં જેમ "ફર્મેન્ટેશન" થાય છે, તેમ જાનવરી તત્ત્વોમાં તેને મળતીજ એક ક્રિયા સળો અથવા કોહવાટ ઉત્પન્ન થવાની છે, અને તે પણ હવામાં સદા વરતાં ઉપલાંજ સૂક્ષ્મિક જંતુઓની અસરને લીધે બનવું જોઇયે.

પાસ્ટરનું ઉપલું અમૂલ્ય સિદ્ધાન્ત યુરોપના તમામ વિદ્વાન મંડળે કબૂલ રાખ્યું. પણ હવે આ શોધ વ્યવહાર રીતે માણસજાતના સુખ અને ફાયદા માટે ઉપયોગમાં કેમ લઇ શકાય, તે બાબે અનેક અટકળો ચાલવા લાગી. પાસ્ટર પોતે વૈદ નહોતો, યા તેનું આ સિદ્ધાન્ત તબીબી વિદ્યામાં કેવી અમૂલી મદદ કરી શકે તે બાબે તેને તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો! માટે તે તો આ શોધ પ્રસિદ્ધ કરી વિદ્વાન આલમની ખાતરી કરવા સિવાય વધુ કશું કરી શકયો નહિ.

## લિસ્ટરના અમર કામની પ્હેલી શરૂઆત.

હવે અહિંથી આપણે લિસ્ટરના જગ-પ્રસિદ્ધ કાર્યની પ્હેલી શરૂઆત થતી જોઇયે છિયે. શરીરપર થતા જખ્મોમા એજ પ્રમાણે નિપજતા સળો યા કોહવાટ ને લીધે ઉત્પન્ન થતી સઘળી ખરાબી અને પ્રાણુધાતના હેકાણુમાં શુ છે, અને હવામાં તે ખરાબી નિપજાવનારાં તત્ત્વો પણ કયાં છે, તે બાબેના ભેદનો પડદો હવે તેને તદન ખુલ્લો થઇ ગયલો લાગ્યો તે હવે એક ચોક્કસ સેવટપર આવ્યો હતો કે જખ્મોની સારવાર કાજે એકાદ એવો પદાર્થ હાથ લાગવો જોઇયે, કે જેના પ્રતાપે જખ્મો પાકપર ચઢી તેમાં કોહવાટ નિપજતો અટકાવી શકાય; તો દર્દીઓની મોટી ઘાત અને તબીબોની વર્ષોની નિરાશાનો નક્કી અંત આવી જાય. અને એવા પદાર્થ તરીકે કાર્બોલિક ઍસિડપર તેની પ્હેલી પસંદગી ઉતરી.

હવે લિસ્ટરની જાણમાં કેટલાક વખતથી આવ્યું હતું કે આયરલંડના કાર્લાઇલ શહેરની મ્યુનિસિપાલિટી ગટરોનાં પાણી શહેરની બહાર કાઢી વેરાન જમીનોમાં પથરાવી ખેતી માટે વપરાસમાં લેતી હતી, પણ તેની ગંદકીને લીધે તેપર ઉગતાં ઘાસ અને વનસ્પતીમાં હમેશ બદબો રહેતી હતી; તેમજ તે જગ્યાપર ચરતાં ગાયઢોરોનાં શરીરમાં જીવડા પાકી આવવાનો રોગ જણાયલો હતો. એ સઘળાંના ઇલાજને માટે તેવું ગંદકીનું પાણી જમીનમાં દાખલ કરવા પ્હેલાં તેની સાથ ચોક્કસ પ્રમાણમાં કારબૉલિક ઍસિડ ભેળવામાં આવતાં તે સઘળી બદબો મટાડી શકાઇ હતી, એટલુંજ નહિ, પણ તે જગ્યાપર ચરતાં ગાયઢોર પણ શરીરમાં જીવડા પાકવાના દર્દથી નિરાળાં રહી શક્યાં હતાં. માટેજ લિસ્ટરે કારબૉલિક ઍસિડને પોતાની અજમાયશ માટે પ્હેલાં પસંદ કીધી.

હવે પોતાના શરૂઆતના અખ્તરાઓ માટે શરીરની જે ઇજાપર પ્રથમ અજમાયશ કરવાનો તેણે નિશ્ચય કર્યો, તે ભાગેલાં હાડકાં સાથ તેજ જગ્યાપર થયલા ચામડીના જખ્મથી પીડાતા દર્દીઓ હતા. તબીબી વિદ્યામાં તે વેળા એટલું તો ખુલ્લું સિદ્ધ થઇ ચુક્યું હતું, કે જો હાથ યા પગનું કોઇ પણ હાડકું ભાગે તોપણ તેપરની ચામડી સલામત રહેવા પામે (જેને simple fracture કહે છે), તો પૂરતી આસાયશથીજ દર્દી પોતાના વખતે સાજો થવા પામતો હતો, અને તે જગ્યાપર કોહવાટ લાગવાની કશી ધાસ્તી રહેતી નહોતી; પણ જો હાડકું ભાગવા સાથ ચામડીમાં પણ જખ્મ થતો જેથી અંદરના ભાગોમાં હાડકાં સાથ બહારની હવા સંબંધમાં આવવા પામતી (જેને compound fracture કહે છે), તો જખ્મ તુરત પાકપર ચઢી કોહવાટ યા સળો નક્કી ઉપજતો, અને દર્દીનો જાન બચાવવા ઇજા પામેલા હાથ યા પગ કાપી નાખવા સિવાય સલામતીનો બીજો કશો રસ્તો તબીબોને સુઝતો નહોતો.

પણ લિસ્ટરે હવે પોતાની શોધની અજમાયશ માટે એવા જખ્મોની સારવારમા કારબૉલિક ઍસિડનો બેધડક ઉપયોગ શરૂ કીધો તેણે આ ઍસિડમાં બોળેલું લિંટ (ધાનું કપડું) જખ્મમાં છૂટથી દાખલ કરી ત્યાંજ તેને રહેવા દીધુ. જખ્મની ઉપર પણ તેવુંજ કપડું મેલી બહારની હવાના આવજાવ સામે તદન અટકાવ મેલ્યો; પછી ઇજા પામેલા હાથ યા પગને સંભાળથી કામળીઓમાં બાધી પૂરતી આસાયશ લેવા દીધી. એ સઘળી મહેનતનાં પરિણામમા જણાયું કે જખ્મ બિલકુલ પાકપર ચઢવા પામ્યો નહિ, તેમજ તેમાં sepsis જેવું કશુ નીપજ્યું નહિ, અને દેહના કશા બીગાડ વિના દર્દી પાછો તનદરૂસ્ત બની પોતાના હાથપગ અસલના જેવા અખંડ લઇને પોતાને ઘર પાછો ફરવા પામ્યો "કમ્પાઉંડ ફ્રૅક્ચર"વાળા દર્દીઓપર તેની પ્હેલી અજમાયશોની આવી મહાભારત ફતેહ પછી શરીરના ભીતરની ઉંડાઇઓમાથી નિકળતાં જબરા ધુમડાઓના ઇલાજ માટે પણ તેજ ઉપાય તેટલીજ ફતેહથી તેણે કામે લગાડયો, કે જેવા દર્દીઓની સારવારમા પણ તે વેળા "સેપ્સિસ" નક્કી નીપજતો હતો, અને દર્દીના જીવની સલામતી માટે ભારે ચિંતા રાખવામાં આવતી એ રીતે એક પછી એક સઘળા વાઢકાપના પ્રયોગોમાં લિસ્ટરના ઉપાયોની અચુક ફતેહ સિદ્ધ થતી ગઇ, અને આગળ જે વાઢકાપો પછી દર્દીના જીવની આશા મુકાતી હતી, ત્યા હવે તદન રહેવાઇથી, ધાસ્તીભર્યાં કશાં પણ ચિન્હો વિના સઘળા જખ્મો રૂઝાવાના, અને દર્દીઓ પાછા વ્હેલા તનદરૂસ્ત બનવાના સખ્યાબંધ દાખલાઓ નોંધાતા ગયા.

એ પ્રમાણે લિસ્ટરની શોધનો મૂળ હેતુ જખ્મોમાં નિપજતા "સેપ્સિસ" એટલે કોહવાટ અટકાવવાનો હોવાથી, અને તે માટે કારબૉલિક ઍસિડ જેવા પદાર્થો ઉપયોગમા આવતા હોવાથી, તે ધોરણપર રચાયલી વહાડકાપ વિદ્યા "ઍન્ટિસેપ્ટિક સર્જરી" (antiseptic surgery) ને નામે જાણીતી થઇ છે.

## સુધારા, વધારા અને વધુ ફતેહ.

ગ્લાસગોની હૉસ્પિટલમાં વહાડકાપ વિદ્યાના પ્રોફેસર તરીકે પોતાની કારકીર્દીમાં લિસ્ટરે ૧૮૬૩ ના સાલમાં "ઍન્ટિસૅપટીક સર્જરી" નું જે શુભ મડાણ કીધુ, ત્યારથી તબીબી વિદ્યામાં એક નવોજ સને શરૂ થયલો ગણાય છે. અલબત્તાં ત્યારપછી નજદીક વિસ વર્ષની મુદ્દત સુધી વહાડકાપ વિદ્યામાં તેના કાનુનો અમલમા મેલવાની રૂઢીમાં વખતે વખત નવા નવા ફેરફારો, સુધારા અને વધારા થતાજ ગયા. કારબૉલિક ઍસિડ ઉપરાંત કોહવાટ અટકાવનાગ અનેક બીજા પદાર્થો, ( "ઍન્ટિ સેપ્ટિકસ" ) જેવા કે પર્કલોરાઇડ ઑવ મર્ક્યુરી, આયોડોફૉર્મ, બોરેસિક ઍસિડ, યુકેલિપટસ તેલ, અને તે વર્ગનાં બીજાં તેલોને અજમાયશ મળતી ગઇ, દરેકને તેની "ઍન્ટિસેપ્ટિક" ખુબી પ્રમાણે લાયક જગ્યા મળી, કોઇક ઘણા, કોઇક થોડા ઉપયોગમાં લેવાયા, અને કોઇક પડતા મેલાયા. પણ અસલ શોધનું જે મૂળ તાત્પર્ય–જખ્મની સ્વચ્છતા માટે લેવી જોઇતી સભાળ–તે તો હમેશ સઘળા ફેરફારોના હુલ્લણમાં સચવાતુજ આવ્યું છે; કારણકે તેમાજ વહાડકાપ વિદ્યાના પ્રયોગોની તમામ ફતેહનો આધાર રહે છે.

ગ્લાસગોમા નવ વર્ષ રહ્યા બાદ લિસ્ટર બીજી વાર એડિનબરો આવ્યો, જ્યાની "રૉયલ ઇનફર્મરી"મા તેના આગલા માનવત ગુરૂ અને સસરા પ્રોફેસર સાઇમની જગ્યાપર સર્જરીના પ્રોફેસર દાખલ તેની નેમણૂક થઇ બુઝર્ગીને લીધે સાઇમે તે હોદ્દો છોડયો હતો. લિસ્ટર એડિનબરો આવ્યો તે વેળા સાઇમ હજી જીવતો હતો, પોતાના કાબેલ જમાઇની મહાભારત શોધ માટે તે ખચિત મગરૂર હતો, અને તેના ભાગે મહત્ત્વ અને ભવિષ્યની સપૂર્ણ ફતેહ માટે ખાતરીપૂર્વક હતો આઠ વર્ષ પછી લિસ્ટર એડિનબરો છોડી લડન આવ્યો, જ્યાની કિંગ્સ કૉલેજ હૉસ્પિટલમા તે સર્જરીનો પ્રોફેસર નેમાયો

આપણે ઉપર જણાવ્યુ તેમ જખ્મોમા કોહવાટ ઉપજવાનુ કારણ હવામા સમાયલાં બારિક સુક્ષ્મિક જતુઓનો જખ્મ સાથ સમાગમ થાય છે તે છે કેટલીક હદ સુધી તે પુરવાર થઇ ચુકયુ છે, પણ પાછલાં વર્ષોમા તે બાબે થયલી વધુ શોધખોળથી સાબીત થયું છે કે, હવામા રહેતા સઘળાજ જતુઓ તેવા હાનિકારક નથી, તેમજ જખ્મમા થતો કોહવાટ બહારની હવામાજ એકલો જન્મ પામતો નથી હવામાના જતુઓ ઉપરાંત ખુદ શરીરની ચામડીપર સદા વળગેળા જતુઓ વધુ હાનિકારક જણાયા છે, અને તેજ કારણસર વહાડકાપ શરૂ કર્યા આગમજ તેના સ્થાનપર દર્દીની શરીરની ચામડી અતિઘણી ચોકસાઇથી પહેલાં સ્વચ્છ કરવાની ખત રાખવી પડે છે, એટલુજ નહિ, પણ ખુદ સર્જ્યન અને તેના મદદનીશો તેમજ સઘળી હાજર રહેલી નર્સોએ પહેલા પોતાના હાથ બ્રશથી, સાબુ અને પાણીથી અને છેલ્લે કોઇપણ "ઍન્ટિસૅપ્ટિક લોશન"થી ખુબ ચોળી ચોળીને ધોવા પડે છે; અને તેમાં કેટલોક વખત ખાસ ગુજારવાની ફરજે તેઓને માથે નાખેલી છે, તે બાબેના ચોક્કસ કાયદાઓ

ઘડાયા છે, જે બહુ સખ્તાઇથી અમલમાં મેલવામાં આવે છે. તેમજ વહાડકાપના કોઇપણ પ્રયોગની બહુ વખત આગમજથી સઘળાં હથ્યારો, ઓજારો, વરાળ યા ગરમ પાણીમાં મેલી રાખી તદન સ્વચ્છ બનાવવામાં આવે છે, અને વહાડકાપ ચાલે ત્યાં સુધી કોઇપણ "ઍન્ટિ-સૅપ્ટિક" દવામાં બોળી રાખવામાં આવે છે.

## સંપૂર્ણ ફતેહ અને કીર્ત્તિની ટોચ.

"ઍન્ટિસૅપ્ટિક સર્જરી" ત્યારે આ વહી ગયલાં પચાસ વર્ષોમાં તબીબી વિદ્યાની મોટાંમાં મોટી શોધ થઇ છે તેના પ્રતાપે વહાડકાપ વિદ્યાનો તે આગલો જાલેમ શત્રુ કોહવાટ નાશ પામ્યો છે; સેંકડો અને હજારો દર્દીઓ પોનાપર વહાડકાપના બિકટ પ્રયોગો ચલાવવા દઇ પાછા તનદરૂસ્ત બની પોતાના આયુષ્ય લંબાવવા પામ્યા છે; ભવિષ્યમાં બીજા લાખો અને કરોડો તેજ પ્રમાણે લંબાવવાને શક્તિવાન થશે. લિસ્ટરની શોધ અગાઉની અને ત્યાર પછીની વહાડકાપ વિદ્યામાં આસ્માન જમીનનો તફાવત થઇ ગયો છે. શરીરના કોઇ પણ અવયવપર, ગમે એવાં ભિત્તરમાં કે ઊંડાણમાં, ઘણાંક બિકટ દર્દોના ઇલાજ માટે સર્જયનની છુરી હવે બેધડક અને બેફિકર દાખલ થઇ શકે છે; જેમ કરવાને આગલા જમાનામાં બાહોશમાં બાહોશ તબીબો બિલકુલ હારી ખાતા, બળકે તેવા પ્રયોગો બજાવવાની હામ ભીડવી તે માત્ર અજાણપણે ખૂન કરવાના આરોપમાં જવા સરખુંજ સમજતા હતા. લડાઇના મેદાનોમાં પણ એજ શોધના પ્રતાપે જખ્મી થતા હજારો સીપાહો ઝટ તનદરૂસ્તી ભોગવવા પામે છે—બળકે તેજ લડાઇમાં થોડીક મુદત બાદ પાછો ભાગ લઇ શકે છે. અને છેલ્લે એજ શોધના પ્રતાપે જણનારી માતાઓમાં સુવાવડની ઝેરી તાવથી નિપજતાં મરણોનાં આગલાં ભયાનક પ્રમાણમાં અતિ હેરત કરનારો ઘટાડો થવા પામ્યો છે.

આ મહાન શોધક હજી ૮૦ વર્ષની બૂજોર્ગ વયે જીવે છે. તે સ્વદેશમાંજ નહિ પણ આખાં યુરોપ અને અમેરિકામાં અસંખ્ય માન પામ્યો છે. બ્રિટિશ સરકારે તેને પ્હેલાં બૅરોનેટનો ખેતાબ બખશી પાછલથી ઉમરાવપદનું અસાધારણ માન આપી આદમજાત માટેની તેની જિંદગીભરની સેવાઓની પિછાન કીધી છે.

એક વેળા લંડનમાં એક મોટી જ્યાફત વખતે ભાષણ કરતાં માજી અમેરિકન એલચી મી૦ બેયર્ડે લિસ્ટરની સ્તુતિના જે નીચલા યાદગાર અને અસરકારક શબ્દો ઉચ્ચાર્યા હતા, તે સાથ તમામ સુધરેલી દુનિયા આજે એકમત છેઃ

"My Lord! It is not a profession, it is not a nation—it is Humanity itself, which with uncovered head salutes you!"

"નામવર સાહેબ! અત્રે ફક્ત એક ધંધાદારી મંડળજ નહિ, કે એક દેશની પ્રજાજ નહિ, પણ કુલ આદમજાત તમોને સર નમાવી સલામ કરે છે!"

સ્યાવક્ષ કે. ન. કાબરાજી.

કરાંચી.

# 'સ્ત્રીબોધ'નો કનકોત્સવ.

## સાહિત્ય સાગરના મથનમાંથી સ્ત્રીબોધે મેળવેલાં ચૌદ રત્નો.

(રચનાર-મી૦ ગો. ક. દેલવાડાકર.)

——:o:——

( સવૈયા-અથવા પીલુ લાવણીની ચાલ. )

અનુભવના યંત્ર પર ચડીને સાહિત્ય-સાગર જે ડોળ્યો,
વિવિધ રત્ન ને અખુટ ખજાનો 'સ્ત્રીબોધ' નામે છે ખોળ્યો;
પચાસ વર્ષ પૂરાં કરી આજે અનુભવને કાંટે તોળ્યો,
'ચૌદ-રત્ન' મેળવતાં ખાધા સમુદ્રની બહુ બહુ છોળ્યો.
જેની જે મર્યાદા, જેવું પાત્ર, તેવું તેણે લીધું,
કોઇ દાનવે વિષ, અને દેવે અમૃત પીધું;
અમે અમારે 'કલ્પ-વૃક્ષ' સંતોષ-તરૂ ફળ લઇ લીધું,
તેમાંથી હજી મન-વાન્છિત ફળ દઇશું શુભ-સાહિત્ય ભીધું.
મથન કર્યું જેણે મૂળ તે તો ગયા ડુબી સાહિત્ય—જળમાં,
તોપણ તેનું વાવેલું તરૂ રહી ગયું ભૂમિ તળમાં;
તેને જળ સીંચી ફળ નિપજાવી ગ્રાહકને દઇ થળમાં,
અમે અધિક સંતોષ ગ્રહીશું શુભ કારજના પૂન્ય-ફળમાં.
પચાસ વર્ષ સૂધી સેવા કરી વૃદ્ધ પંખીડે તન-મનથી,
તે સેવા જો તમે સ્વિકારી તો સાર્થક થયુ જગ-જનથી;
હજી કરીશું સારી સેવા શુભ-સાહિત્યે સુવચનથી,
**'સ્ત્રીબોધ' તણી જશ-જ્યુબિલી જયવંતી થાજો જનથી!**

ગો. ક. દેલવાડાકર.

મુંબઇ.

---

અર્થ:—અનુભવના વહાણ પર ચડતા સાહિત્યરૂપી દરિયો ડોળ્યો, અને તેમાંથી 'સ્ત્રીબોધ' નામે એક ખજાનો હાથ કીધો, તેમાથી ચૌદ રત્ન નિકળ્યા—જોકે તે મેળવતા દરિયાના ન્હાના મોટા ઉછાળા બહુ સેવવા પડયા. એ રત્નો 'સ્ત્રીબોધ' દ્વારા તેના વાંચકોને પ્હોંચી આપ્યાં. જેને જે લાયક હતું, જેને જે પસંદ હતુ, તે સૌ સૌએ શોધી લીધુ, અને અમને 'કલ્પ-વૃક્ષ' રૂપી સંતોષનુ ઝાડ મળ્યુ, કે જે ઝાડ અમોને સદાય ફળવંત થાય! જોકે સાહિત્ય સાગરનું ભજન કરનારા, (મર્હુમ કાબરાજી) આ પચાસ વર્ષની જ્યુબિલી જોવા રહી શકયા નથી, તોપણ તેનાં વાવેલાં ઝાડનાં ફળ હજી ચાલુ ને ચાલુ મળતા રહેશે, એવી કિર્તાર કને માગણી છે. આ 'સ્ત્રીબોધ' પચાસ વર્ષ સૂધી સાહિત્ય અને તેના ગ્રાહકોની સારી સેવા કરી હોય, એમ ગ્રાહકો માને, તો તેણે ને તેના સંપાદકે પોતાના કર્તવ્યનું સાર્થક કર્યું માની લીધું છે, એમ ગણાશે. હજી પણ 'સ્ત્રીબોધ' રૂપી 'વૃદ્ધ પંખીડું' આશા આપે છે, કે અગર જો વાચકો ચાહશે, તો તેને મનગમતાં સારાં સારાં ફળ તે આપવા સમર્થ થશે. **તથાસ્તુ!**

# સ્ત્રીકેળવણી વિશે સંવાદ.

લેખક—મી૦ વલ્લભદાસ પોપટભાઇ મહુવાકર.

———:○○:———

"સ્ત્રીબોધ" માસિક આજ પચાસ વર્ષથી સ્ત્રીઓની બુદ્ધિ વધે, સદ્દગુણ વધે અને એકંદરે તેમની મગજશકિતનો વિકાસ થાય, એવા વિષયો ધ્યાનમાં રાખી ઉપદેશ કરતું આવ્યું છે. પચાસ વર્ષનું બહોળું વાંચન અનેક વિષયો, વાર્તાઓ, કવિતાઓ વગેરે પૂરૂં પાડે છે. "સ્ત્રીબોધ"નું અપૂર્વ ખેંચાણ મહુંમ મી૦ *કાબરાજીની લખેલી કે અનુવાદ કરેલી નવલ-કથાઓ* હતી.

"સ્ત્રીબોધ"માં આવતા સાહિત્ય લેખ તપાસતાં મનુષ્યોમાં વિચારોની ઉથલપાથલ શી રીતે થઇ છે તે સવાલ ઉપર આપણું લક્ષ જાય છે. આપણે એ બાબત ઉપર કૉનઝરવેટિવ, રૅડિકલ અને લિબરલ એવી ત્રિપુટીની વર્ગણી પાડી સંવાદ કરીશું તો જૂદી જૂદી પ્રજાએ જૂદા જૂદા કાળમાં જૂદા જૂદા રીવાજ અને વિચાર શા કીધા છે તે જણાશે. વિચારના ભેદ અને પેટા ભેદ અનેક હોઇ શકે. તે દષ્ટિએ ચર્ચા બહુ ઝીણી અને વિસ્તારવાળી થાય. તેવા વિશેષ વિસ્તાર માટે પંડિતોને સોંપી દઇ સામાન્ય અવલોકન કરીશું તો ચાલશે. જે રૂઢી કે રીવાજ ચાલતા હોય તેમાં લાભ જોવો અને તે ચાલુ રાખવા આગ્રહ કરવો તેવા વિચાર રક્ષકવાદના એટલે કૉનઝરવેટિવ ગણાય છે. પણ ચાલુ રીવાજોમાં ખોટું જોઇ માની લઇ તેનું ખંડન કરવું તે ઉચ્છેદકવાદ કે રૅડિકલ વિચાર કહેવાય છે. ત્યારે મોટું મન રાખી નવા જુનાનો મોહ છોડી દઇ યથાર્થ રાખવું કાઢવું તેને રક્ષકછેદકવાદ અથવા લિબરલ વિચાર કહે છે. જગતમાં પ્રાણી-માત્રમાં મનુષ્ય જાતિ ઉત્તમ છે. તેને હૃદય તથા બુદ્ધિ હોવાથી તેના વિકાસ તથા સંકોચને લઇને અવારનવાર વિચારમાં તથા આચારમાં ફેરફાર થયા કરે છે.

રૅડિકલ–પશ્ચિમની 'સુધરેલી પ્રજાએ સ્ત્રીઓની પદ્વી કેટલી વધારી છે અને તેને લઇને તેની કેટલી ચડની થઇ છે! આ દેશના સુધારક મહાત્માઓએ એ જોઇ લઇને આ દેશની આર્ય અનાર્ય સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે તેમને પગલે ચાલવા અનેક યત્નો કર્યા છે, તેમ છતાં આ દેશનો જનસમાજ જાગૃત થતો નથી, અને તેમના કેટલાક બખેડાઓ ઉલટા સામા થાય છે. જગતની બે અબજથી વધારે વસ્તીમાં સ્ત્રી અર્ધોઅર્ધ મનુષ્ય છે. તે અર્ધી સંખ્યા પુરૂષો જેટલી શક્તિ, બળ, સદ્દગુણ ધરાવતી નથી તે વિદ્યાની ખામી છે. અર્ધી સંખ્યામાં ઘણી સંખ્યા અભણ રહી પશુતુલ્ય જીવન ગુજારે છે. સ્ત્રીઓની ઉન્નતિ નથી એટલે દરજ્જે મનુષ્યની ઉન્નતિ ખામીવાળીજ રહેવાની. માટે પ્રથમ તો જેમ બને તેમ કેળ-વણીજ ફેલાવવી જોઇયે.

કૉનઝર્વેટિવ–બાપ, પશ્ચિમની પ્રજાઓ ઘરસંસારમાં સુખી છે એમ કોણે ખાત્રી કરી છે? જુની પ્રજાઓના રીવાજોને બદલવાથી ઘણી હાનિ થાય છે. કેળવણી આપવી તે ઠીક, પણ તેનો પરિણામ શો આવે છે તે ઉપરથી કેળવણી કેવી આપવી તે હવે વિચારણીય થઇ પડ્યું છે. મી૦ ગ્લૅડસ્ટન જેવા મહાત્મા પણ સ્ત્રીઓને ગીજ

રાખવા ફરમાવી ગયા છે. સ્ત્રીત્વ અને પુરૂષત્વ ભિન્ન છે. બંનેની શોભા જૂદી જૂદી કેળવણીથી છે. "મા બા ભુ પા" ભણવું, કિંવા ખગોળ, ભૂગોળ કે વ્યાકરણ ગણીતનું ભણતર ઘરકામમાં સ્ત્રીઓને શા કામનું છે ? ઘર સાચવવું, બાલકો મોટાં કરવાં, પતિને રાજી રાખવો વિગેરે સ્ત્રીઉપયોગી કામો સારાં થાય એવી કેળવણીની જરૂર છે. સ્ત્રીઓને રાજદ્વારી હકો માગવા કે વેપાર નોકરી કરવા જવાનું પાલવે તેમ નથી. જુના જમાનામાં આવી ભૂગોળ ખગોળની કેળવણી હતી નહિ, તોય ઘણી આર્ય સ્ત્રીઓ વખણાઇ ગઇ છે. રજપુતાણીઓ પતિવ્રત્ત ધર્મ માટે અને આત્મભોગ આપી બળી મરવા માટે કેટલી બધી વખણાઇ ગઇ છે ! તે જમાનામાં આ પ્રકારની કેળવણીજ કયાં હતી ? તેમ છતાં દ્રૈપદી, સીતા, કૌશલ્યા વિગેરે રાણીઓ અને મેવાડવાળી મીરાંબાઇ વિગેરે ભકત સ્ત્રીઓ બુદ્ધિ કે સદ્ગુણ વિકાસમાં કેટલી બધી આગળ વધી હતી ! તે જમાનામાં આટલી બધી છૂટ કયાં હતી ? પતિવ્રત્તને માન કયાં હતાં ?

લિબરલ–તે બધું ખરૂં. જૂદી જૂદી પ્રજાનો પાંચ હજાર વર્ષ સુધીનો ઇતિહાસ જોઇયે તો આજના પશ્ચિમના વિચારો જેવી સ્ત્રીઓને છૂટ, માન, હક, કેળવણી નજરે પડતાં નથી. હિંદુ સાહિત્યમાં મધ્ય કાળમાં મનુ પંકાઇ ગયલો છે. મનુસ્મૃતિમાં સ્ત્રીઓનો સત્કાર કરવો તેમને દુઃખ દેવાં નહિ, સ્ત્રી એ ગૃહલક્ષ્મી છે વિગેરે લખવા છતાં સાફ ફરમાવ્યું છે કે સ્ત્રીઓને કદી સ્વતંત્રતા હોય નહિ. બાળપણમાં પિતાને તાબે રહે, જુવાનીમાં ધણીને તાબે રહે, વૈધવ્યમાં દીકરો હોય તો તેના કબજામાં રહે, પણ સ્ત્રીને કદી સ્વાધીનતા આપવાની નથી. મનુનો સ્ત્રીસન્માનનો આવો વિષય છે. સાવિત્રી વિગેરે સ્ત્રીઓને કેવળ પતિપરાયણ ચિત્રી છે. પતિને પરમેશ્વર માનવો, પતિના પગ ધોઈ પીવા વિગેરે કેવળ દાસીરૂપ આપવામાં આવ્યું છે; અને એકને સેવક, એકને સેવ્ય ઠરાવેલ છે. દપતિ કે જોડાંમાં બંને મિત્રો છે કે બને સરખાં છે એવો વિચાર કોઇ પણ દેશના કોઇ પણ સાહિત્યમાં નથી.

રૅડિકલ–એટલુંજ નહિ પણ "બળિયાના બે ભાગ"નો જમાનો જગત્માં ચાલતો હતો ત્યારથી ઘણીખરી પ્રજામાં સ્ત્રીનો દરજ્જો ગુલામના જેવો હલકો ગણવામાં આવતો હતો. ઇસ્લામી ઇતિહાસમા એક મુસલમીન ગૃહસ્થ ઘણી સ્ત્રીઓ કરી શકતો. પાદશાહો તો જનાનખાનામાં પુશકળ બીબીઓ રાખતા હતા. કેટલાક જુના જમાનામા જેમ ગાય કે ઘોડાને વેચે કે બક્ષેશ આપે એમ સ્ત્રીઓને બક્ષેશ આપી દેતા હતા તે એક પુરૂષના સુખનુ સાધન ગણવામાં આવતુ. જગત માત્રમા મનુષ્યજાતિમા પુરૂષ ઘરનો રાજા ગણાતો. બીજી બધી પેદાયશ તેના સુખ માટે સરજાયલી મનાતી હતી, તેથી પુરૂષો ગમે તેટલી સ્ત્રીઓ પરણે, તલાક આપે, છેડો ફાડી આપે તેની છૂટ હતી. તેને બદલે સ્ત્રી ઘણા પુરૂષો કરી શકે નહિ, ધણીને તલાક આપી શકે નહિ, તેમ ધણી દુખ દેતો હોય તોય છૂટી શકે નહિ આવી ગણત્રી હતી. હિદુ પ્રાચીન સાહિત્યમાં રાજા અનેક સ્ત્રીઓ પરણતો હતો. સ્ત્રી પતિવ્રત્ત પાળે નહિ તો તેને દેહાંત દડ મળે, પરતુ પુરૂષને પત્નિવ્રત્તની જરૂર નહિ. રામ, નળ જેવા કોઇક રાજાઓ પત્નિવ્રત્ત માટે વખણાઇ ગયા છે. છતાં સ્ત્રી જેમ બીજો પુરૂષ ન કરી શકે તેવું પુરૂષોને બધન હતુ નહિ.

કૉનઝરવેટિવ—તમે બંને ઇતિહાસોથી હિંદુ અને મુસલમાન જેવી મોટી કોમ માટે કહો છો તે ખરૂંજ છે, પરંતુ તે ખોટું હતું તેવું શાથી સિદ્ધ કરો છો ? હાલનો હિંદુ સંસાર પણ

પતિવ્રત્ત માટે તેવોજ છે. હલકી જાતિઓ રાંડયાથી સ્ત્રીઓને ફરી વરાવે છે, અથવા છેડો છટકો કરાવી બીજે વરાવે છે તેને નાતગં કે ઘરઘરણાં કહે છે. પણ બ્રાહ્મણ વાણીઆની ઊંચી આય જાતિઓ પવિત્રતાનું અભિમાન ધરી રહી છે. તેમાં છતે ધણીએ કદી પણ તલાક કે છુટા છેડા થતા નથી. ગમે તેવો ભલો ભુંડો ધણી જો લગ્નથી મળ્યો તો જીવતાં સુધી વેઠવોજ પડે છે. રાંડ્યા પછી પણ પુનર્લગ્ન થઇ શકતાં નથી. ક્વચિત્ પુનર્લગ્ન કરે છે તો નાતબહાર થાય છે. હિંદુ સુધારાવાળા પણ લગ્નની ગાંઠ તોડવાની તરફદારી કરતા નથી અને બંને જીવે છે ત્યાં સુધી તો સંસારની ઝુંસરી એકત્ર વહન કરવીજ પડે છે. રૂપના, ઉંમરના કે ગુણનાં ગમે તેવાં કજોડાં થાય છે તોએ તે જોડાં તોડી શકાતાં નથી. તેવો રીવાજ નથી અને અંગ્રેજી રાજ્ય છતાં તેવો કાયદો પણ થઇ શકયો નથી.

રૅડિકલ—એ તમારો કેટલો અન્યાય છે! સ્ત્રીથી જો બીજો પતિ ન થાય તો પુરૂષથી બીજી સ્ત્રી થાયજ કેમ? લગ્નની ગાંઠને પવિત્ર કહેવી અને તેનું બંધન પુરૂષને નહિ ને સ્ત્રીને ખરૂં એ ક્યાંની નીતિ? લગ્નગ્રંથી પવિત્ર અભંગ હોય તો બન્નેએ પત્નીવ્રત્ત પતિવ્રત્ત પાળવાં જોઇયે. ન્હાની બાળા વિધવા થાય તેણે બ્રહ્મચર્ય પાળવું અને ઘરડો ડોસો રાંડે તોએ બીજી પરણે, તેને તો બ્રહ્મચર્યજ નહિ, એ હડહડતો પક્ષપાત નહિ તો બીજું શું? યુરોપીઅન લેકો, નાગરો અને પારસીઓ એક સ્ત્રી છતાં બીજી પરણી શકતા નથી એ કેટલું ઉત્તમ છે! તેનાથી તમારી લગ્નગ્રંથી વધારે પવિત્ર શી રીતે? જે મન માગ્યું તમો પુરૂષોને કઠીણ લાગે છે તે બાપડી રાંડીરાંડ બાળાઓ પાસે બલાત્કારે પળાવવા માગો છો તેનું ફળ સારૂં કયાંથી થાય? પુરૂષને જીવ છે, ને શું સ્ત્રીને નથી? બંનેને આત્મા છે. બંને આત્માઓ પાપ પુણ્યના જવાબદાર છે. સ્ત્રીઓને સુખ અને મોક્ષ શું જોઇતાં નથી? પુરૂષો માટેજ બધી પેદાયશ સરજાઇ છે એ ફીલસુફી શી રીતે સિદ્ધ થશે? પ્રજાઓ છે તે રાજા માટે સરજાઇ છે એ શું પસંદ કરશો?

કૉનઝરવેટિવ—હિંદુ ઇસ્લામના હજારો વર્ષના ઇતિહાસમાં તેમજ બીજી જુની પ્રજાઓમાં જે કદી નહોતું તેવું તમે નવું કરવા માગો છો. પણ જુના કાળમાં સ્ત્રીઓ સદ્‌ગુણમાં તથા શૌર્યમાં વગર કેળવણીએ કેટલી ચડીયાતી થઇ હતી! એવી અત્યારે આટલી કેળવણી છતાં કેમ નિપજતી નથી? હજારો પતિપરાયણ સતીઓ પુરૂષો મરતાંજ બેળી બળી મરતી હતી. એવું સાહસ, એવા સદ્‌ગુણ, એવું શૌર્ય કઇ કેળવણીથી આવતું હતું? એવો ગુણ, વિકાસ કે એવી હિંમત કે દૃઢતા આજની સ્ત્રીઓમાં કેમ નથી? આ દેશમાં પગણે સ્ત્રીઓને પુરૂષોનાં કામ સોંપ્યાં છે તે સારાં થતાં નથી. હજી વકીલ, વૈદ કે અધિકાર ઉપર સ્ત્રીઓ જવલેજ નેમાય છે. યુરોપ અમેરિકામાં એવા દાખલા વધ્યા છે. પણ અત્રે તો મેહેતીજીઓ થાય છે તે એ વેઠ માત્ર કરે છે. છોકરાં હોય છે, પ્રસુતી વિગેરે પ્રસંગો આવે છે તેમાં તેવાં કામ મુદ્દલ દીપતાં નથી. રસોઇ વિગેરે ગૃહ વ્યવસ્થા થઇ શકતી નથી. આ દેશમાં લાખો કન્યાશાળા સ્થપાઇ છે, તેમાં પરણતાં સુધી છોકરીઓ ભાષાની પ્રાથમિક કેળવણી માત્ર લે છે. પરણીને સાસરે જાય છે કે અભ્યાસ પડી ભાગે છે. સાસરામાં સાસરીઆં વહુ પામે ઘરનાં કામકાજ કરાવે છે તેમાં લેખન, વાંચન કે અભ્યાસ ચાલુ રહેતો નથી. આવી વહુઓ અનભ્યાસથી બધું ભૂલી જાય છે, ને માતા થવા પામે છે. તેને દીકરીઓ થાય તે લગ્ન સુધી પાછી "મા બા ભૂ પા" ભણે છે ને પરણીને ભૂલી

જાય છે. તમારી બળાત્કારની કેળવણીના આવા ઢંગધડા છે! તે હિંદુ સંસારમાં તદન નકામા જાય છે.

લિબરલ—એક મનુષ્ય બીજા માટે આપઘાત કરે તેમાં સાહસ, શૌર્ય કે દઢતા ખરી, પણ સદ્ગુણ શા આધારે કહેશો? પૂર્વકાળમાં સ્ત્રીનું તુચ્છ જીવન પુરૂષાધીન હતું તેથી પુરૂષો તેવા આપઘાતને વખાણતા હતા, પરંતુ તેમાં એ જોરજુલમ વધ્યો તે સરકારે બંધ કરેલ છે; એટલે આ જમાનામાં સતી થવાના દાખલા વધવાનો સંભવ નથી, અને એ વાતને કોઇ ઉત્તેજન આપે તેમ નથી. ઘણા કાળથી આ દેશની સ્ત્રીઓને ઘરકામનીજ ટેવ પડી ગઇ છે. રીત રીવાજ તેવાજ સ્થપાઇ ગયા છે. તેથી પુરૂષો જેવાં કામ તત્કાળમાં સ્ત્રીઓ દીપાવી શકે તેમ નથી. યુરોપ, અમેરિકા, આસ્ત્રેલીઆ ને આફ્રિકામાં જે પશ્ચિમની નવી પ્રજા વસે છે તેઓ તો સ્ત્રીઓને ઘણી છૂટ આપે છે. તે સમુહમાં વિદ્યા અને સદ્ગુણના નમુનારૂપ સ્ત્રીઓ નિકળી આવે છે—નથી નિકળતી તેમ નથી. તે લોકો લગ્નની ગાંઠને પવિત્ર માને છે, પરંતુ અણબનાવ રહે તો તોડી શકે છે અને દરેક બીજાં પરણીને ફરે છે, તેવો રીવાજ આ દેશની શિષ્ટ જાતિઓ સ્વીકારે તેમ નથી. હિંદુઓ સુધર્યા છે પણ સ્ત્રીઓને અતિ છૂટ આપે તેમ નથી. મુસલમાનો તો હજી પડદાની રસમ તદન છોડતા નથી. બંગાલા, પંજાબ તથા ઉત્તર તરફ હજી પણ ઓઝલની ડોળીઓ છે. ત્યાંની ભણેલી સ્ત્રીઓ ખુલ્લે મોંએ ફરતી નથી. એ બંને મોટી પુરાણી કોમના આગેવાનો કે સુધારકો બધા જુના ચાલો કાઢી શક્યા નથી. પારસીઓ યુરોપની નકલ શીખ્યા છે. એ વાંદર નકલ કહેવાતી હોય તોય યાહોમ કરીને ઝુકાવ્યે જાય છે. પારસી, પારસણો જુદદીનમાં પરણે છે. તેઓ લગ્ન ગાંઠ તોડી શકે છે, પુનર્લગ્ન કરે છે, અને અંગ્રેજી કેળવણી પુરૂષો પ્રમાણે લઇ ગ્રેજ્યુએટ બને છે. કેટલાક હિંદુ લેખકો પારસીઓની આ સંસાર સ્થિતિ ઘણી કંગાળ કહે છે. તેમાં વરવિક્રય તોબા પોકારવે છે. પારસી સંસાર સુધારો પશ્ચિમને પગલે આગળ વધે છે, પણ તેમાં ભારે જોખમદારીઓ ઉમેરાતી જાય છે એમ ઘણા હિંદુ લેખકો કહે છે.

રૅડિકલ—તમારા તેવા ભાઇબંધ હિંદુ લેખકો તો બસ એમજ કહે છે કે સ્ત્રીઓને તેવી કેળવણી, માન, છુટ કે હક નહિ જોઇયે, પોતાના વડીલો તથા બાળકો પ્રત્યેની ફર્જો બજાવે અને ઘરકામ સારી રીતે બજાવી ધણીને આનંદમાં, શાંતિમાં, નિવૃત્તિમા રાખે તેવીજ કેળવણી સ્ત્રીઓને દેવી. સિવાય સાયન્સ વિગેરે શીખવવાથી ને મગજમા ભરવાથી સ્ત્રીઓ તેવી બુદ્ધિનો બોજો ઉપાડી શકે તેમ નથી. મગજથી નબળી પડી સંતાન પણ સારાં નહિ પેદા કરી શકે એવો ભય બતાવે છે. તેઓ કહે છે, ભાષા ને પરભાષાની ઊંચી કેળવણી સ્ત્રીઓને શા કામની છે? ઘર સુધરે, બચ્ચા સુધરે, વડીલોને ઠીક લાગે, એવા સદ્ગુણો દીકરીઓમાં ખીલે એ પ્રકારની તાલીમ દેવી જોઇયે.

કૉનઝરવેટિવ—અલબતાં તેમનું કહેવું ઘણું મજેનું છે. સ્ત્રીઓનું મગજ નબળું છે. તેમની બુદ્ધિશકિત ઘણી અલ્પ છે. તેમનું હ્રદય ભોળું છે. એ અધાનો વિચાર કરીને કેળવણીનો બોજો મૂકવો જોઇયે. કુદરતે જે ભાર ઉપાડવા તેમને સરજ્યાં છે તેને બરના ગુણો ખીલવવાનીજ કેળવણી જોઇયે. તેથી પ્રાથમિક કે ઊંચી કેળવણીનાં પુસ્તકો બદલી નાખવાં જોઇયે, અને પ્રાચીન ઇતિહાસ, પ્રાચીન ધર્મશાસ્ત્ર તથા સતીત્વ પ્રકાશી નિકળે તેવાં સાહિત્યો શીખવવાં જોઇયે. પુરૂષોના ગુણો ખીલવવાથી સ્ત્રીત્વ ગુણો ઘટતા જશે, અને

શાંતિ નિવૃત્તિ આનંદ માટે પુરૂષોને સ્ત્રીઓના જેવા ગુણો મનરંજન અર્થે જોઇયે છે તેવા ગુણો ઘટતા જશે, તેનો વિકાસ થશે નહિ. એ આ જગતને ખાડામાં, અંધારા ગારમાં નાખવા જેવું થશે.

રૅડિકલ—ભલા કૉનઝરવેટિવ ભાઇ, તમે હાલના પશ્ચિમનાં વૃત્તાંતો વાંચો છો તો ખરા અને ખોટે રસ્તે કેમ દોરવાઇ ગયા છો? પશ્ચિમમાં કેળવણી સો બસો વર્ષથી પેઠી છે. ત્યાંની સ્ત્રીઓ ઘણા કાળથી માન, હક ને છૂટ ભોગવે છે. તેમ છતાં દયાની બહેનો (નર્સ) વિગેરે ઘણી સ્ત્રીઓ કોમળતાની ઉજ્વળ લાગણીઓ બતાવે છે. લડાઇના મેદાનમાં હજારો ઘાયલ થયલાની સુશ્રુષા તેવી સ્ત્રીઓ કરે છે. અનેક સ્ત્રીઓ સભાઓ ભરે છે, જગતમાંથી સ્ત્રીઓની ગુલામગીરી ઘટાડવા સતત પ્રયત્ન કરે છે, તેમનાં હૃદયના ગુણો વિકાસ કઇ રીતે નથી પામ્યા? આ દેશની સ્ત્રીઓના મુકાબલામા તેઓ ઉદારતા, દયા, ભક્તિ વિગેરે કર્ત્તવ્યો ઊંચાં નથી બજાવતી એવું કયારે સાબેત થયું? તેઓ ઉપરાંત મિસિસ બ્રેડલો જેવી રાજનીતિજ્ઞ પુશકળ સ્ત્રીઓ ત્યાં થાય છે બુદ્ધિનો, ગુણનો, શરીરનો વિકાસ રોકી રાખવાની રીતનો બચાવ થઇ શકેજ નહિ અમુકજ ફર્જ સ્ત્રીની છે ને અમુકજ ગુણોની ખીલવણી કરવી એવો નિયમ થઇ શકજ નહિ. સ્ત્રી અને પુરૂષ બંનેએ બને તેટલી પરતી છૂટથી બધી કેળવણી લેવી જોઇયે, અને કેળવણીમાં લાભજ છે એમ માનવું જોઇયે.

લિબરલ—તમારી બેની તકરાર કાઢી નાખવા જેવી નથી જુનું તે સોનું એવું માનનારા દરેક દેશમા ઘણા મનુષ્યો છે તેમજ નવાનો મોહ કોને નથી લાગતો? મડમોને જોઇને પારસણોને કે હિંદવાણીને તેવો ઠાઠમાઠ કયાં નથી ગમતો? હાલતો પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓ—યુરોપિયનો, હિંદુ, મુસલમાન, પારસી, જાપાનીઓ—એવા સંમિલનમા આવી ગઇ છે, કે એકમેકના આચાર વિચાર વેહેવાર પરસ્પર અસર કરવા લાગ્યા છે. યુરોપના ઇચ્છાવર-નાં લગ્નો આ દેશને આકર્ષણ કરે છે. પારસીઓ મોટા થઇ સ્વયંવર લગ્નની રૂઢી પકડવા ગયા છે, તો દીકરીઓ મોટી મોટી થઇ ગયા છતાં ઉકાવ બંધ પડી ગયો છે. છોકરાઓ રીતની ભીખ માગવા લાગ્યા છે, એવી સ્ત્રીઓનાં લફરાંને માન હક ને છૂટ દેવામાં વધારે ખર્ચ કરવો પડે એમ કરી કુમારા રહેવા લાગ્યા છે સ્ત્રી કે પુરૂષો ઉમર લાયક થયા છતાં કુવારાં રહ્યા કરે તે હિંદુઓને ભારે વસમું લાગે છે ડોસો કુંવારો મરે પણ ડોસી કુમારી રહે નહિ એવો આગ્રહ હિંદુ પ્રજાને છે. લૂલી, આંધળી, પાંગળી, ગાંડી, તોતડી, બોબડી પણ હિંદુ કન્યા કુમારી રહેતી નથી, તેનો એ ઉકાવ થઇ જાય છે. હિંદુ માબાપોને દીકરીનો પત્થરો નડતો નથી હવે બાળપણના વાગ્દાનથી આ પરિણામ છે. વાગ્દાનમાં સ્વયંવર કે ઇચ્છાવર લગ્નનો હેતુ નથી. માબાપો સગાઇ કરે છે. તેને બદલે ઇચ્છાવરના લગ્નોની હીમાયત થાય છે ખરી, પણ યુરોપી અને પારસી કન્યાઓ કુમારી મરે છે તે દાખલા જોઇ કેટલાક હિંદુઓ ડરે છે. કઇ રૂઢી સાચી છે અને ગ્રહણ કરવી જોઇયે, તથા સ્ત્રીઓને કેવા પ્રકારની બનાવવા કેવી તાલીમ આપવી જોઇયે એ બધા મનભેદોમાં કારણો અને અવકાશ છે.

રૅડિકલ—પણ જમાનો એવો ઉદ્યોગ કે પ્રવૃત્તિનો વર્તે છે કે એવું ડહાપણ હવે કામ લાગે તેમ નથી. વિધવા, સધવા કે કુમારીકા કોઇ પણ સ્ત્રીએ આ જમાનામાં ભણવું તો જોઇશેજ. લેખન વાંચન જેટલુંજ નહિ પણ ભાષા પરભાષામાં બને તેટલું ભણવું જોઇશેજ.

ગમે તેટલો અટકાવ કરો કે ફીલસૂફી વાપરો તોય તે પ્રવાહ, તે રસ્તો હવે અટકાવાનો નથી. બધી સ્ત્રીઓ બધું ભણે એ સામાન્ય કાયદો છે, પછી જેનાથી જેટલું ઓછુ બને એટલું ઓછું ભણે એ સગવડનો કાયદો છે. દેશમાં બધાં સ્ત્રી પુરૂષો, બધાં મનુષ્યો સોએ સો ટકા ભણેલાં કેળવાયલાં હોવાંજ જોઇયે એવો જમાનો આવ્યો છે. તે સિવાય દેશોન્નતિ થાયજ નહિ. સાસુ સસરા, પતિ બચ્ચાં અને ઘર સુધીનીજ એકદેશી દૃષ્ટિએ ભણવાનું નથી. મહાન ઉદાર વિશાળ દૃષ્ટિએ વિદ્યા હુન્નર, કળા, સદ્ગુણાદિની તાલીમ લેવામાંજ જીવન વ્યતીત કરવાનું છે કુમારિકા માબાપનેજ જાણે, પરણેલી સાસરૂંજ જાણે અને રાંડેલી વિધવા દેવદર્શનજ કરે એવા દિવસો ગયા. એ દિવસો હવે નથી. કુમારિકા માબાપ ઉપરાંત જગતને, દેશને ઓળખે, પરણેલી પતિસેવા ઉપરાંત સ્વદેશ સેવામાં પતિને પ્રેરે, વિધવા ધર્મ પાળવા ઉપરાંત દેશીઓને ન્હાના પ્રકારે કામ લાગે એવી કેળવણી ચહાવાની છે. સ્ત્રીના વિકાસને રોકી રાખવો એ ભયંકર છે ભરત ચિત્ર, ગાયન સંગીત, વૈદુ, ઘરગોઠવણી, બીજા વેહેવારૂ હુન્નરો વિગેરે અનેક વિદ્યાકળા સ્ત્રીઓને પણ શીખવાનાં છે. બીજાં મનુષ્યોને કેમ સુખ થાય? દેશની ઉન્નતિ કેઇ રીતે થાય? હવેનાં બાળકો અનુપમ કઇ રીતે નીવડે? ઉદ્યોગ ધંધા કેમ વધે? દ્રવ્ય કેમ વધે? વિગેરે અનેક અનેક ચિન્તાઓ દેશોદય ઇચ્છનારા મહાન પંડિતોને હાલ વધી પડી છે તેમાં સ્ત્રીઓ ખરેખરો ભાગ લઇ શકે તેવી કેળવણી જોઇયે. પક્ષાપક્ષી કે નાત જાતની રૂઢીઓના બચાવો કંઇ કામના નથી. હિંદુ, ઇસ્લામ કે પારસી અથવા પશ્ચિમ કે પૂર્વના લોકોના ભેદો છતાં હિંદી અબળાઓ એકત્ર થવી જોઇયે

લિબરલ—વિચારો ઘણા ઉત્તમ આપ્યા છે, દેશ કાળને શું ગમે છે તે બરાબર બતાવ્યું છે. પરંતુ એટલા બધા દેશ, એટલી બધી કોમ, એટલી બધી જૂદી જૂદી રૂઢીઓ છે કે એ બધાંની એક વાકયતા કરવી ઘણું દુષ્કર કામ છે. પરસ્પર માન આપ્યા સિવાય અને ધીમે ધીમે ક્રમે ક્રમે રસ્તો કર્યા સિવાય એ મુસાફરી સરલ નથી

"સ્ત્રીબોધ" સ્ત્રીઓના મગજ ખેડવામા એ મુસાફરીમાં આ બધુ લક્ષમા રાખી કામ લેવાથી ઘણી ફત્તેહ મેળવશે એવી આશા રાખવા સાથે હવે આ સંવાદ બંધ કરીશું આ દેશમાં આવા સંવાદ વિદ્વજ્જનોમાં હમેશા થાય છે અને ભવિષ્યમા પણ એવા સંવાદો થયાજ કરનાના. તેમને ઉપયોગી થવાની આ નોંધ જાળવી રાખીશું

**વલ્લભદાસ પોપટભાઇ શેઠ.**

મહુવા.

# ·દેશી નારીઓ માટે પરોપકારનાં કાર્યો.

લેખક—મિસ આલીબાઇ મોદી.



આ વિષયમાં દેશી નારીઓ એ શબ્દો કોણને માટે વાપરવામાં આવ્યા છે એનો નિર્ણય કરી આગળ વધવું ઠીક પડશે. આપણો હિન્દ દેશ એક પ્રજાનો નહિ, પણ પચરંગી પ્રજાઓથી બનેલો અને વસેલો છે એ સર્વને માલમ છે. મધ્ય એશિયામાંથી આપણા સર્વનાં વડવાઓ હજારો વર્ષ ઉપર છૂટા પડ્યા પછી આ હિન્દ દેશ તરફ પ્હેલાં પગલાં આપણા હિન્દુ ભાઇઓના આવ્યાં. તેમની પૂઠે આજે લગભગ ૧૩૦૦ વર્ષ થયાં આપણા પારસી ભાઇઓ પણ પોતાનાં પ્યારાં વતનનું રાજપાટ ખોઈ ત્યારથી હિંદુસ્થાનમાં આવી વસ્યા ત્યારના હિન્દનેજ પોતાનો દેશ કહેવામાં મગરૂરી માને છે. વળી મુસલમાન ભાઇઓએ પણ હિન્દનેજ પોતાનું વતન બનાવ્યું છે. તેમની પછી પોર્ટુગીઝ, વલંદા, ઇંગ્રેજ, યાહુદી વિગેરે કોમોએ પણ હિંદુસ્થાનને પોતાનો દેશ બનાવ્યો છે. છતાં એ પાછલી પ્રજાઓ એવી ઢબે વસે છે કે આ દેશની નારીઓમા એમને વ્યવહારૂ રીતે ગણતાં આંચકો ખાવો પડે છે, અને તેટલા માટે આ વિષયમાં તો હિન્દુ, પારસી અને મુસલમાન કોમનીજ નારીઓને દેશી નારીઓમાં ગણીશું.

અડધા સૈકાની વાત ઉપર આ નારીઓની હાલત કેવી હતી તે સર્વને માલમ છે. જ્યારે ખુદ હિન્દ દેશનીજ હાલત સેંકડો વર્ષોની માંહોમાંહેની લડાઇ અને અસ્થિર રાજ્ય અમલને લીધે ખેદ ઉપજાવે એવી હતી, ત્યારે તેમાં વસતા લોકો આબાદીભરેલા અને કેળવાયલા હોય એમ ભાગ્યેજ હોઈ શકે. વિશેષ કરીને એજ કારણોને લીધે આપણી સ્ત્રીજાતની હાલત ઘણીજ કંગાળ હતી; પણ પરમેશ્વરની કૃપાથી એ સર્વ મુસીબતો વહી જઇને બ્રિટિશ રાજ્યની શરૂઆત થઇ, ત્યારથી દેશની હાલતની સાથે કેળવણીના પ્રતાપથી આપણી સ્ત્રીઓની હાલત પણ ઊંચી પંક્તિએ ચડવા પામી છે.

અને હવે તેઓ પોતાની ફરજો બજાવવાને કેટલેક દરજ્જે લાયક બની છે, ત્યારે તેમની મુખ્ય ફરજોમાંની સર્વથી મોટી અને અગતની ફરજ જે પરોપકારનાં કાર્યો કરવાની છે તે વિશે થોડુંક બોલીશું. પ્હેલાં તો પરોપકાર એટલે શું ? સર્વનું ભલું ઇચ્છવું અને ભલું કરવું તેને પરોપકાર કહે છે. ન્યાત જાતનો ફરક ન રાખતાં મનુષ્ય માત્રનું દુ:ખ નિવારણ કરવું, અને તંગી અને દુ:ખમા ડુબેલાંઓની તરફ ખરા દિલની લાગણીથી ખેંચાઇને તેમને તન, મન અને ધનથી મદદ કરવી તે ખરો પરોપકાર કહેવાય પણ મ્હારી હિન્દી બ્હેનીઓનુ નામ સખાવતને માટે એટલું મશહુર છે, અને પરોપકાર એ તેઓને જિંદગીનુ એટલું તો સાધારણ કામ છે કે એની ખુબી વિશે વધુ બોલવાની કશી જરૂર નથી.

પરોપકાર મુખ્યત્વે કરીને બે રીતે થઇ શકે છે. પૈસાથી, અને જાતિ મહેનતની. પણ જો બન્ને, એટલે પૈસો અને જાતિ મહેનતનો ઉપયોગ ભેગો થાય તો ઉત્કૃષ્ટ ફળ આવે. પૈસાની સખાવત તો જેને પરમેશ્વરે ધનવાન બનાવ્યા હોય તેઓ કરી શકે, પણ જાતિ મહેનતની સખાવતમાં તો તે કરનારને પોતાના જાતિ સુખ સગવડનો ભોગ આપવો પડે છે, માટે તે વધારે સ્તુતિપાત્ર ગણાવો જોઇયે, અને એવાજ પરોપકાર

માટે દુનિયામાં ઘણી નારીઓનાં નામ એક કહેવતરૂપ થઇ પડેલાં છે. આપણાં મર્હુમ બખ્તાવર મહારાણી વિકટોરિયાનું નામ કોણના દિલમાં કોતરાઇ ન રહ્યું હશે? અને તે શાને માટે? તે નામદાર એક મોટાં રાજ્યનાં અદલ અને માયાળુ રાજકર્તા હતાં તેટલા માટેજ નહિ, પણ તેઓ ગરીબોનાં એક ખરાં કદરદાન અને દિલસોજ દોસ્ત હતાં તે માટે વધુ હતું. તેઓ ઘણી વખતે ગરીબોનાં ઝુપડાંમાં જાતે હાજરી આપતાં, અને પોતાની મુલાકાતથી અને જરૂરી મદદોથી તેઓનાં દુઃખ ટાળતાં હતાં. હિંદુસ્થાનમાં લેડી ડફરિન ફંડ તેઓની દુઃખીઓ તરફની દિલસોજીનો એક યાદગાર સ્તંભ છે. વળી મિસ ફ્લૉરન્સ નાઇટિંગેલનું નામ ઇંગ્રેજી ઇતિહાસ જાણનારાઓને ભૂલ્યું નથી. પોતાના દેશના બચાવમાં અશક્ત થઇ પડેલા પોતાના બહાદુર જાતભાઇઓ તરફની તેમની અથાગ કાળજી અને જેહમત કદી વીસરાય એમ નથી. વળી એજ પરોપકારી બાનુઓના દેશથી આવેલી મિશનરી સ્ત્રીઓનો દાખલો આપણી આંખ આગળ મોજુદ છે, કે તેઓ કેવી રીતે પોતાનો દેશ, ઘરબાર, માતપિતા, સગાંવ્હાલાં, સર્વ છોડીને પારકાં લોકો વચ્ચે વસી તેઓનું ભલું કરવામાં પોતાની જિંદગીનો મોટો ભાગ અર્પણ કરે છે.

એવાં નામાંકિત બાનુઓની બરાબરી તો આપણ કરી શકીશું એમ ધારવું મુશ્કેલ છે. પણ તેઓને પગલે ચાલવાની કોશેશ કરીને ઘણું નહિ ને થોડું તો આપણે જરૂર બજાવી શકિયે, અને જેઓને તેવી રીતે પોતાની જિંદગીનો ફેરો સફળ કરવાની ઇચ્છા હોય તેઓને માટે કામની કંઇ ખોટ નથી. એક લખનાર કહે છે કે "જો તમને કામ જોઇતું હોય તો તે તમારી નજદીકમાંજ પડેલું છે." અને ઘણી દેશી નારીઓ એવાં શુભ કાર્યોની શરૂઆત અત્યાર આગળની કરી ચુકેલી છે એ મોટા સંતોષની વાત છે.

દરેક કામ જો સંપ, ઐક્ય, અને ખંતથી કીધું હોય તો તે જરૂર ફતેહમંદ નીવડે છે; અને તે ધોરણ ઉપર મુંબઇમાં એક મંડળી ઉભી કરવામાં આવી છે, જેની બાનુ સભાસદો ચોક્કસ ગોઠવણ પ્રમાણે ગરીબોના ઘરોમાં તેમની મુલાકાતે જાય છે, ત્યાં શું સંકટ હાજતો વિગેરે છે તે નજરે જુએ છે, અને જ્યા જેવી જરૂર હોય ત્યા તેવી રીતની મદદ પૂરી પાડે છે. તેઓ ન્હાનાં બાળકોને પોતાની તરફથી લવાજમ આપી નિશાળે મોકલી આપે છે. જેઓ હુનર ઉદ્યોગની તાલીમ લેવા લાયક હોય, અને પેસાની અને બીજી સગવડની ગેરહાજરીમા તે મેળવી શકનાં ન હોય, તેઓને તે રીતની સગવડો મેળવી આપે છે. જેઓને કામ જોઇતુ હોય તેઓને તે માટેની ગોઠવણ કરી આપે છે. જે બિચારા દર્દી હોય તેમને દવા અને ખોરાકની અને જેઓને હવાના ફેરફારની જરૂર હોય તેઓને બને તેટલો લાગવગ ચલાવીને પૈસા અને બીજી રીતની સગવડો મેળવી આપે છે પણ એ મંડળીની મુખ્ય નેમ એ છે કે ખરા હાજતમંદોનેજ મદદ કરવી, અને આડકત્રી રીતે પણ કોઇને આળસ અને હરામખોરીમાં ઉત્તેજન મળે નહિ તેની બહુ સંભાળ રાખવી, અને તે માટે તેઓ બહુ ચોકસાઇથી કામ કરે છે. એ મંડળી ફક્ત જરથોસ્તી બાનુઓનીજ બનેલી છે, અને તેઓ પોતાનીજ કોમમાં ગરીબોમાં કામ કરે છે, છતાં તેઓથી બધી હાજતોને પુગી વળી શકાતું નથી, અને બીજી એવી મંડળીઓ અને મદદની જરૂરીયાત જણાય છે. હવે જેવી રીતે મુંબઇમાં અને પારસીઓમાં, તેવીજ રીતે બીજાં શ્હેરોમાં અને કોમોમાં પણ એવું ઘણું હશે, કે જે કામ પરોપકારી બાનુઓ ઉપાડી લઇ શકે; અને જો એવી મંડળીનાં બાનુઓ ઉપલાં કામો ઉપરાંત મોટી ઉંમરની

નારીઓ, કે જેઓ પોતાની સંસારની કે એવી જંજાલને લીધે કેળવણી લેવામાં કમનસીબે પાછળ રહી હોય, તેઓને ફુરસદના એક બે કલાક જે મળતા હોય તેમાં એકઠી કરીને કાંઇ વ્યવહારૂ જ્ઞાન આપવાની કોશેશ કરે, તેઓને સફાઇ સુધડાઇના કાનુનો અને તેથી થતા ફાયદાઓ સમજાવે, દેશની સ્ત્રીઓ અને પ્રજાની માતાઓ તરીકેની તેઓની જોખમદારી તેમના મગજમાં ઠસાવવાની કોશેશ કરે, તો તેથી મંડળીના ઉપયોગીપણામાં ઘણો વધારો થાય

વળી હિન્દુ કોમોમાં ચાલુ રહેલો બાળલગ્નનો રેવાજ, પુનર્વિવાહ સામેનો અણગમો, મરણ અને લગ્ન પ્રસંગે થતા ખોટા ખર્ચો,—પારસીઓના કેટલાક ભાગમાં દાખલ થતી ફેશનની ફિસિયારી અને ઠાલી મોટાઇ,—મુસલમાન કોમનું હજી સ્ત્રીકેળવણીમાં પાછળ રહેવું, અને પડદાનો રેવાજ અને તેથી થતાં નુકસાન,—એ બધી બાબતો ઉપર જો વારવાર ન્હાની ન્હાની સભાઓ મેળવી તેમાં થોડુંક વિવેચન, થોડીક સરખામણી અને તકરારો કરવામાં આવે, તો તેથી સ્ત્રીઓ સારા અને માઠા રેવાજો વચ્ચેનો તફાવત પારખતાં શીખે અને તેમ થઇને હાનિકારક રેવાજો તેઓ છોડતા થાય.

વળી બીજાં પણ કામો પરોપકારી નારીઓ માટે પડેલા છે. બાંદરામાં એક સખી પારસી બાઇ મિસિસ શીરીનબાઇ કામાનું "કોનવેલેસન્ટ હોમ" છે, જ્યાં તેઓ એકને હાથે માંદગી અને બીજાં કારણોથી નબળાં પડી ગયલાં બાઇઓ અને બચ્ચાઓને પોતાને ત્યા રાખી તેમને સારી હવા, માવજત અને પુષ્ટિકારક ખોરાકથી પાછાં તનદરૂસ્ત બનાવીને તેઓને ઘર મોકલાવે છે.

વળી બીજાં પણ ખાતાઓ છે, જ્યા થોડીક બાનુઓ પોતાનાં ઉપરીપણાં હેઠળ ગરીબ બાઇઓને પોતાને ઘર તેડી તેઓ પાસે સીવવા ભરવા વિગેરેનું કામ પોતે બધી રીતની સગવડ પૂરી પાડીને કરાવે છે, અને એવી રીતે તેમને માન આબરૂથી પોતાનું ગુજરાન કરવાનું સાધન પૂરૂં પાડે છે.

એ બધાં ખાતાઓની નકલ, જેમ જ્યાં જરૂર જણાય તેમ, અનુસરતી રીતે થાય તો બહુ લાભ કરી શકાય. પરમેશ્વર એવા કાર્યોમાં આપણને મદદ કરે, અને તેના આશીર્વાદ આપણા દેશ ઉપર અને આપણી ઉપર કાયમ રહે!

આલીબાઇ મોદી.

સુરત.

